# નરસિંહ મહેતા અધ્યયનગ્રંથ

ાત રાજ્ય સાહિત્ય અકાદમીની આર્થિક સહાય દ્વારા પ્રકાશિત ]

❋

: સંપાદકો :

પ્રા. રસિક લા. મહેતા

પ્રા. અનંત વ. દવે

: પ્રકાશક :

આચાર્ય વિનોદ પરમાર

અધ્યક્ષ

બહાઉદ્દીન કૉલેજ ગ્રાહક સહકારી ભંડાર તથા

બહાઉદ્દીન કૉલેજ સાહિત્યસભા, જૂનાગઢ

NARSINH MEHTA ADHYAYAN GRANTH
Collection of Critical Essays.

અનુદાન : સાહિત્ય અકાદમી, ગુજરાત રાજ્ય, ગાંધીનગર



આવૃત્તિ પ્રથમ : ડિસેમ્બર, ૧૯૮૩

પ્રત : ૧૧૦૦

કિંમત : રૂપિયા ૨૫–૦૦

પ્રકાશક : વિનોદ પરમાર
આચાર્ય,
બહાઉદ્દીન સરકારી
જૂનાગઢ




પ્રાપ્તિસ્થાન : બહાઉદ્દીન કોલેજ ગ્રાહક સહકારી ભંડાર
જૂનાગઢ

મુદ્રક : રાધેશ્યામ પ્રિન્ટીંગ પ્રેસ, લોખંડબજાર, ભાવનગર

# નિવેદન

ગુજરાત યુનિવર્સિટીએ ત્રિવર્ષીય ડિગ્રી અભ્યાસક્રમમાં ભાષાશાસ્ત્રને લક્ષ્યમાં રાખી ગુજરાતી ભાષાનો ભાષા તરીકેનો અભ્યાસ સબળ બને એવા શુભ ઉદ્દેશે '**ગુજરાતી ભાષાનો વિકાસ અને અર્વાચીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ**'ના અભ્યાસની યોજના કરી છે. આ વિષય શીખનાર અને શિખવનાર બંનેને ચોક્કસ એક જ પુસ્તકને અભાવે જે મુશ્કેલી છે તે ટાળવાનો આ વિષયના અધિકૃત વિદ્વાન પ્રો. કેશવરામ કા. શાસ્ત્રીએ આ ગ્રંથ દ્વારા પ્રયત્ન કર્યો છે. એમનો ઉદ્દેશ વધુ વ્યાપકતા-વાળો છે. અને એ જ પ્રધાન કારણ છે કે એમણે ભાષાકુળોના વિષયમાં, પ્રાકૃત ભાષાઓથી લઈ અપભ્રંશ સુધીના વિષયમાં, તેમજ અર્વાચીન ગુજરાતી ધ્વનિઓના વિષયમાં વિશદતાથી નિરૂપણ કર્યું છે. આવું ઉચ્ચ કોટિનું પ્રકાશન અમે એનો અભ્યાસ સાધનારાંઓ માટે પ્રકાશિત કરીએ છીએ. જેટલું બી. એ.ના વિદ્યાર્થીઓને આ ઉપયોગી છે તેટલું જ એમ. એ.ના વિદ્યાર્થીઓને પણ ઉપયોગી નીવડશે એવી અમને શ્રદ્ધા છે. એના અધિકારીઓને આ કૃતિ અભ્યાસમાં સહાયક થઈ પડશે તો લેખક અને પ્રકાશક બંનેને એ સંતોષનો વિષય બનશે.

પ્રકાશકો

ઉદાહરણો સાથે સમઝાવી, માત્ર ગુજરાતી કૃત્ અને તદ્ધિત પ્રત્યયો જ નહિ, સંસ્કૃતના તેમજ અરબી–ફારસીના પણ પ્રત્યયો ઉદાહરણો સાથે આપી આ વિષયને એની સૂચકતાથી નિરૂપવામાં આવ્યો છે.

વ્યુત્પત્તિ વિસ્તારથી આપવાનો મનોભાવ રોકી આઠ ઉત્સર્ગો પૂરતી જ અહીં પૃ. ૧૯૯–૨૧૫માં મર્યાદિત કરવી પડી છે, પણ આપવામાં આવેલા નીચેના આઠે આઠ ઉત્સર્ગ અહીં તે તેનું જ્ઞાન સબળ સ્વરૂપે સાધી આપશે; જેવા કે

૧. સ્વરમધ્યવર્તી 'ક–ગ–ચ–જ–ત–દ' નો લોપ
૨. " 'ખ–ધ–થ–ધ–ફ–ભ' નો 'હ'
૩. 'ઇ'–'ઉ' નો 'અ'
૪. સંયોગલોપ અને પૂર્વસ્વરદીર્ઘત્વ
૫. 'ન' નો 'ણ'
૬. 'ન્ન' નો 'ન'
૭. 'લ' નો 'ળ', અને
૮. 'લ્લ' નો 'લ'

## અનુક્રમણિકા

### ખંડ ૧ : ગુજરાતી ભાષાનો વિકાસ


૧. ભાષા-અધ્યયનની પદ્ધતિઓ ૧

૨. ભાષાનો વિકાસ કિંવા પરિવર્તન ૫

૩. બંધારણની દૃષ્ટિએ ભાષાની વર્ગણી ૧૪

૧. રૂપાત્મક પ્રકાર (૧૬); (૧) નિરવયવ (૧૭), સાવયવ (૧૭): ૧. સમાસઘન (૧૮), ૨. સમાસબહુલ (૧૯), ૩. રૂપઘટનાત્મક (૨૨), ભારત-યુરોપીય ભાષાસ્વરૂપની સાત લાક્ષણિકતાઓ (૨૪); અન્ય મતે ભાષાવર્ગણીઓ (૨૯); ૨. પારંપરિક પ્રકાર (૩૦) : આદિમ આર્ય કિંવા પ્રાગ્-ભારત-યુરોપીય (૩૩): (૧) ભારત-પારસીક (૩૫), (૨) આદિમ ભારત-આર્ય-વૈદિકી સંસ્કૃત-ભારતી ભાષા (૩૬), પ્રાકૃત ભાષાઓ (૩૭); દ્વૈતીયિક પ્રાકૃત ભૂમિકા (૪૦), દ્વૈતીયિક પ્રાકૃતોની વર્ણમાળા (૪૧), દ્વૈતીયિક મુખ્ય પ્રાકૃતોનો પરિચય (૪૨): ૧. અશોકની ધર્મલિપિ (૪૨), ૨. પાલિ અને અર્ધમાગધી (૪૭), ૩. શૌરસેની-મહારાષ્ટ્રી પ્રાકૃત (૪૮), ૪. માગધી (૫૯), રાષ્ટ્રભાષા (૬૦)

૪. અપભ્રંશ ૬૨

આચાર્ય હેમચંદ્રે નિરૂપેલા અપભ્રંશનું નામકરણ (૭૨), ઉત્તરકાલીન ગૌર્જર અપભ્રંશ (૭૬). ૫. ગુજર ભાખા (૮૬): પહેલી શુદ્ધ ભૂમિકા (૯૧), બીજી મિશ્ર ભૂમિકા (૧૦૧), ત્રીજી શુદ્ધ ભૂમિકા (૧૦૩), ચોથી મિશ્ર ભૂમિકા (૧૦૪); અર્વાચીન ભૂમિકાનું ઉચ્ચરિત સ્વરૂપ કેટલું જૂનું ? (૧૦૫)


### ખંડ ૨ : અર્વાચીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ


૧. અર્વાચીન ગુજરાતી ધ્વનિઓ ૧૦૯

આદિમ ભારત-આર્ય ભાષાભૂમિકાના ધ્વનિઓ (૧૦૯), અર્વાચીન ધ્વનિઓ (૧૧૨), ગુજરાતી ધ્વનિઓનાં ચોક્કસ

સ્થાન (૧૧૪), **સ્વરો** (૧૧૫) : મૌલિક સ્વરોનો ઉચ્ચારણ-સમય (૧૨૨), સંધિસ્વરો (૧૨૩), મહાપ્રાણિત સ્વરો (૧૨૭): **સ્વરભાર** (૧૨૯) : બલાત્મક સ્વરભાર : લઘુપ્રયત્ન સ્વરો (૧૩૦), બલાત્મક સ્વરભારનાં સ્થાન (૧૩૩), તત્સમ શબ્દોમાં બલાત્મક સ્વરભાર (૧૩૭), ગુજરાતી ભાષાની જોડણી અને સ્વરભાર (૧૩૮), સાંગીતિક કે આરોહ–અવરોહાત્મક સ્વરભાર (૧૩૯) ; ગુજરાતી ભાષામાં સાંગીતિક સ્વરભારનાં સ્થાન (૧૪૦); **વ્યંજનો** : સ્પર્શ વ્યંજનો (૧૪૩), નાસિક્ય કે અનુનાસિક વ્યંજનો (૧૪૯), પાર્શ્વિક વ્યંજન (૧૫૧), લુંઠિત વ્યંજન (૧૫૨), ઉષ્માક્ષર (૧૫૨), વિશિષ્ટ મહાપ્રાણ (૧૫૪), જિહ્વામૂલીય (૧૫૫); અર્ધસ્વરો (૧૫૫); **ગુજરાતી ધ્વનિઓનો વિકાસ** (૧૫૭) : **સ્વરો** (૧૫૭), **વ્યંજનો** (૧૬૩), અનુનાસિક વ્યંજનો (૧૭૦), અર્ધસ્વરોનો વિકાસ (૧૭૨), ઉષ્માક્ષરો (૧૭૩), હ (૧૭૫), ળ (૧૭૫)

૨. પૂર્વગો–ઉપસર્ગો અને કૃત તથા તદ્ધિત પ્રત્યયો ૧૭૬

ઉપસર્ગો (૧૭૬), **પૂર્વગો** (૧૮૨), અરબી–ફારસી–ઉર્દૂ પૂર્વગો (૧૮૩), **કૃત કે પ્રાથમિક પ્રત્યયો** (૧૮૪) : કાલવાચક કૃદંતો (૧૮૪), અન્ય કૃદંતો (૧૮૫), ગુજરાતી કાલવાચક કૃદંતો (૧૮૭), કૃત્પ્રત્યયરૂપનાં અન્ય ગુજરાતી પ્રત્યયો (૧૮૮); **તદ્ધિત કે દ્વૈતીયિક પ્રત્યયો** (૧૯૦), ગુજરાતી દ્વૈતીયિક પ્રત્યયો (૧૯૫), અરબી–ફારસી દ્વૈતીયિક પ્રત્યયો (૧૯૮), પ્રકીર્ણ (૧૯૯)

૩. વ્યુત્પત્તિ–પરિચય ૧૯૯

૧. इ અને उનો अ (૨૦૦), ૨. સંયોગલોપ અને પૂર્વસ્વર-દીર્ઘત્વ (૨૦૪), ૩. દ્વિ-સ્વરમધ્યગત વર્ગીય એકવડા અલ્પપ્રાણ વ્યંજનોનો લોપ (૨૦૮), ૪. દ્વિશ્રુતિમધ્યગત વર્ગીય એકવડા મહાપ્રાણ વ્યંજનોનો ह (૨૦૯), ૫. ननो ण (૨૧૧), ૬. ज्ञनो न (૨૧૧), ૭. लनो ळ (૨૧૩), ૮. ल्लनो ल (૨૧૪)

૪. ગુજરાતી શબ્દભંડોળ ૨૧૫

સંસ્કૃત તત્સમ પ્રચલિત શબ્દો (૨૨૦), પ્રાકૃત તત્સમ શબ્દો

(૨૨૦), અરબી–ફારસી (૨૨૧), પોર્ચ્યુગીઝ શબ્દો (૨૨૨), અંગ્રેજી શબ્દો (૨૨૩), અર્વાચીન તદ્ભવો (૨૨૭)

૫. ગુજરાતી ભાષાની પ્રાદેશિક બોલીઓ ૨૨૯

ભાષા અને બોલીઓ (૨૨૯), પ્રાદેશિક બોલીઓ (૨૩૧), ૧. ઉત્તર ગુજરાત (૨૩૨), ૨. મધ્ય ગુજરાત (૨૩૩), ૩. દક્ષિણ ગુજરાત (૨૩૪), ૪. સૌરાષ્ટ્ર (૨૩૫), ૫. કચ્છ (૨૩૮), ૬. સરહદની બોલીઓ (૨૩૮), જ્ઞાતિઓની બોલીઓ (૨૪૦), **ગુજરાતની બોલીઓના નમૂના** (૨૪૨) : ૧. ઉત્તર ગુજરાતની પટણી બોલી (૨૪૨), ૨. અમદાવાદની ગામડિયા બોલી (૨૪૨), ૩. મધ્યગુજરાતની ચરોતરી બોલી (૨૪૨), ૪. દક્ષિણ ગુજરાતની પૂર્વ ભરૂચની બોલી (૨૪૨), ૫. સુરતી બોલી (૨૪૩), ૬. પારસી બોલી (૨૪૩), ૭. સૌરાષ્ટ્રની ઝાલાવાડી (૨૪૩), ૮. સૌરાષ્ટ્ર–હાલારની નાગરી બોલી (૨૪૩), ૯. સોરઠી બોલી, (૨૪૪), ૧૦. સોરઠી ગ્રામીણ બોલી (૨૪૪), ૧૧. મેરની બોલી (૨૪૪), ૧૨. સોરઠી ખારવાની બોલી (૨૪૫), ૧૩. સિદ્ધપુરિયા વહોરાઓની બોલી (૨૪૫), ૧૪. સામાન્ય ભીલી (૨૪૫), ૧૫. ડુંગરપુર–વાંસવાડાની 'વાગડી' (૨૪૬)

# સંદર્ભગ્રંથોની સૂચિ


અક્ષર અને શબ્દ : કેશવરામ કા. શાસ્ત્રી, ૧૯૪૫
અનુશીલનો : પ્રો. ડૉ. હરિવલ્લભ ચુ. ભાયાણી, ૧૯૬૫
અપભ્રંશપાઠાવલી : પ્રો. મધુસૂદન ચિ. મોદી, ૧૯૩૫
અપભ્રંશવ્યાકરણ (હેમચંદ્ર) : અનુ. કે. કા. શાસ્ત્રી બીજી આવૃત્તિ, ૧૯૬૦
આપણા કવિઓ : કેશવરામ કા. શાસ્ત્રી, ૧૯૪૨
Introduction to Comparative Philology : Dr. P. D. Gune, 2nd Edition. 1950
Elements of Science of Language : Dr. E. J. Taraporewala, 3rd Edition, 1962
કાદંબરી–પૂર્વભાગ (ભાલણ) : સં. કેશવરામ કા. શાસ્ત્રી, ૧૯૫૩
,, ,, –અધ્યયન : ,, ,, ,, ૧૯૬૪
કાન્હડદેપ્રબંધ (પદ્મનાભ) : પ્રિ. કાંતિલાલ બ. વ્યાસ, ૧૯૫૩
ગુજરાતી ભાષા (ગ્રિયર્સન) : અનુ. કે. કા. શાસ્ત્રી, ૨ જી આવૃત્તિ, ૧૯૪૯
ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિ : પં. બેચરદાસ જી. દોશી, ૧૯૪૬
ગુજરાતી ભાષાશાસ્ત્ર, ભાગ–૨ : કેશવરામ કા. શાસ્ત્રી, ૧૯૬૦
ગુજરાતી રૂપરચના : કેશવરામ કા. શાસ્ત્રી, ૧૯૬૦
Gujarati Language & Literaturc : N. B. Divatia, 1921
ગુજરાતી વાગ્વિકાસ : કેશવરામ કા. શાસ્ત્રી, ૧૯૫૧
ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન : ,, ,, ૧૯૫૧
ચાર ફાગુઓ અધ્યયન : ,, ,, ૧૯૬૨
જૂની પશ્ચિમી રાજસ્થાની (તેસ્સિતોરી) : અનુ. કેશવરામ કા. શાસ્ત્રી ૧૯૬૪
નરસૈ મહેતાનાં પદ : સં. કેશવરામ કા. શાસ્ત્રી ૧૯૬૫
પ્રાચીન ફાગુસંગ્રહ : ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા, ૧૯૫૫
બૃહદ્વ્યાકરણ : કમલાશંકર પ્રા. ત્રિવેદી, ૧૯૧૯
ભારત–આર્ય અને હિંદી (ચેટરજી) : અનુ. ડૉ. ભો. જે. સાંડેસરા, ૧૯૫૨
ભાષાવિજ્ઞાન–ખંડ ૧ : પ્રિ. કાંતિલાલ બ. વ્યાસ, ૧૯૬૫
भाषाविज्ञान : डॉ. भोलानाथ तिवारी १९६१
ભાલણ : એક અધ્યયન : કેશવરામ કા. શાસ્ત્રી, ૧૯૫૮
મહાભારત–પદબંધ, ગ્રંથ ૨–૩ : સં. ,, ,, ,, ૧૯૩૪–૩૬
Language of Gujarat : Dr. T. N. Dave, 1964
Sanskrit : Dr. T. Burrow, ......
संस्कृतका भाषाशास्त्रीय अध्ययन : डॉ. भोलाशंकर व्यास, १९६१

# ગુજરાતી ભાષાનો વિકાસ
અને
# અર્વાચીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ

## ખંડ ૧ : ગુજરાતી ભાષાનો વિકાસ

### ૧. ભાષા-અધ્યયનની પદ્ધતિઓ :

કોઈ પણ ભાષાનું એના તાત્ત્વિક સ્વરૂપમાં અધ્યયન કરવું હોય તો એ માટે અત્યારે ત્રણ પ્રકારની પદ્ધતિઓનો આશ્રય કરવામાં આવે છે: ૧. વિવરણાત્મક પદ્ધતિ (descriptive method), (૨) ઐતિહાસિક પદ્ધતિ (historical method,) અને ૩. તુલનાત્મક પદ્ધતિ (comparative method). આમાંની પ્રથમની પદ્ધતિ પોતાના સ્વરૂપમાં તદ્દન સ્વતંત્ર કોટિની છે, બીજીને પહેલીની અપેક્ષા ખરી, જ્યારે ત્રીજી પદ્ધતિમાં બંને પદ્ધતિઓના સમન્વયની સાથે અભ્યાસનો વિષય બનેલી ભાષાનો સંબંધિત અને/અથવા કોઈ પણ અન્ય સ્વતંત્ર ભાષા કે ભાષાઓ સાથે તુલના કરતાં કરતાં સામ્ય અને વૈષમ્યના દર્શનથી અભ્યાસ સાધવામાં આવે છે. ઐતિહાસિક પદ્ધતિના અભ્યાસમાં એટલા પૂરતી જરૂર રહે જ છે કે એ અભ્યાસમાં વિવરણાત્મક પદ્ધતિની પણ મદદ લેવી પડે. એ તો વિવરણાત્મક પદ્ધતિ જ એવી પદ્ધતિ છે કે એ શુદ્ધ સ્વરૂપમાં આપવામાં આવતી હોય ત્યારે પોતે જ સ્વયંપૂર્ણ છે. એ ત્રણેનાં લક્ષણ જરા વિસ્તારથી વિચારિયે.

**૧. વિવરણાત્મક પદ્ધતિ :** કોઈ પણ ભાષાનું તત્કાલીન જે કાંઈ સ્વરૂપ છે તેનો જ માત્ર વિચાર પ્રસ્તુત કરવામાં આવે, એમાં પ્રવતર્તા નિયમોની તારવણી કરવામાં આવે; એની જ માત્ર ઉચ્ચારણપ્રક્રિયા, એની જ વાકચરચના, એનું જ વ્યાકરણીય બંધારણ, પ્રવર્તિત ભાષાનો જ અર્થવિચાર માત્ર આપવામાં આવે; એ સમયે એની પૂર્વવર્તી ભૂમિકાનો કે કોઈ અન્ય ભાષા કે ભાષાઓ યા ભાષાકુળ સાથેના સંબંધનો લેશ મ,

પણ વિચાર હાથ ધરવામાં આવતો જ નથી, અર્થાત્ કે વિચારનો વિષય બનેલી ભાષાની અનેકવિધ પ્રક્રિયાઓનો ખ્યાલ આપતાં અન્ય ભાષા કે ભાષાઓનો કોઈ પણ વિચાર જરા જેટલો પણ આપવામાં આવતો નથી. અત્યારે પૃથ્વી ઉપરની ભાષાઓનાં વ્યાકરણ આપતી વેળા સામાન્ય રીતે આ વિવરણાત્મક પદ્ધતિનો જ સમાદર કરવામાં આવે છે. એ ખરું કે કોઈ પણ ભાષા કે બોલીનું વ્યાકરણ આપવાનું હોય છે ત્યારે તે તે વ્યાકરણનો રચયિતા મોટે ભાગે પોતાની ભાષામાં જ પેલી ભાષાનું વ્યાકરણ આપતો હોય છે. પોતાની એ માતૃભાષા જ હોય તો વ્યાકરણની નિરૂપક ભાષા અને નિરૂપ્ય ભાષા એક જ હોય છે. પરંતુ નિરૂપક ભાષા જુદી હોય એવું પણ બને જ છે; જેમકે યુરોપના વિદ્વાનોએ પૃથ્વી ઉપરની ભાષાઓનાં વ્યાકરણ રચવામાં પોતાની યા નિરૂપ્ય ભાષાથી જુદી જ ભાષામાં વ્યાકરણોની રચના કરી છે. મેકડોનલનું વૈદિકી ભાષાનું વ્યાકરણ, વ્હિટનીનું સંસ્કૃત ભાષાનું વ્યાકરણ, નાના ટેલરનું ગુજરાતી ભાષાનું વ્યાકરણ, કેલૉગનું હિન્દી ભાષાનું વ્યાકરણ આ વગેરે અંગ્રેજી ભાષાના માધ્યમથી અપાયેલાં છે, જ્યારે પાણિનિ વગેરે સંસ્કૃત વૈયાકરણોનાં સં. વ્યાકરણો, આપણે ત્યાંના નર્મદાશંકર, મહીપતરામ, ટેલર, આ લેખક (કે. કા. શાસ્ત્રી) વગેરેનાં ગુજરાતી વ્યાકરણો તે તે ભાષામાં જ રચાયેલાં છે. અંગ્રેજી ફ્રેંચ જર્મન આદિ ભાષાઓનાં તે તે ભાષામાં જ રચાયેલાં વ્યાકરણ પણ આ બીજા પ્રકારમાં સમાવેશ પામે છે. અહીં વ્યાકરણકાર સરળ પદ્ધતિનો પણ આશ્રય કરે અને સંક્ષેપ સાધવાને માટે સૂત્રાત્મક પદ્ધતિનો પણ સ્વીકાર કરે. દા. ત., પાણિનિ વગેરેએ સૂત્રાત્મક પદ્ધતિનો જ સ્વીકાર કર્યો છે, તો અર્વાચીનો વિશદાત્મક પદ્ધતિ અપનાવે છે. બંનેનું ધ્યેય એક જ છે કે નિરૂપ્ય ભાષાનાં ઉચ્ચારણપ્રક્રિયા વાક્યવિચાર પદવિચાર આદિ અંગોનો સાંગોપાંગ અભ્યાસ રજૂ થવો જોઇયે. બંને પ્રકારના વ્યાકરણકારો એક વિશેષ વસ્તુનો પણ કેટલીક વાર સમાવેશ કરતા હોય છે : નિરૂપ્ય ભાષાની પેટાબોલીઓનાં એટલે કે 'વિભાષા'ઓનાં રૂપોને પણ યથાસ્થાન સ્પર્શે છે. પાણિનિ જેવો વૈયાકરણ ભાષાયાં કહી કે લોકે કહી પોતાના સમયની ભાષા (સંસ્કૃત ભાષા)નો વિચાર પ્રસ્તુત કરતી વેળા छन्दसि કહી વૈદિક સંસ્કૃતનાં રૂપોનો પણ વિચાર રજૂ કરે છે. ગુજરાતી વ્યાકરણોમાં આપણને આવો બોલીભેદ સામાન્ય રીતે નથી મળતો. (ક્વચિત્ આવો પ્રયત્ન થયો પણ છે. જુઓ આ લેખકનું 'ગુજરાતી વ્યાકરણશાસ્ત્ર.')

આ પદ્ધતિ એના તાત્ત્વિક સ્વરૂપે અનન્યાત્મક કિંવા એકાત્મક ભાષાશાસ્ત્રીય (monosystemic or synchronic method) છે.

**૨. ઐતિહાસિક કિંવા પારંપરિક પદ્ધતિ :** આ નામ જ એનું લક્ષણ સ્પષ્ટ કરી આપે છે. જે ભાષાનું અધ્યયન પ્રસ્તુત કરવામાં આવે છે તેનું પ્રત્યેક રૂપ, એનો પ્રત્યેક ધ્વનિ, એની વાક્યરચના આદિ કેવી રીતે આવી મળ્યાં છે એનો સ્પષ્ટ ખ્યાલ આપવાને માટે એ જ ભાષા કે બોલીની પૂર્વવર્તી એક માત્ર ભૂમિકા નહિ, પરંતુ અનેક ભૂમિકાઓ—એના મૂળ સુધીની જે કોઈ શક્ય મથાળ-ભૂમિકાઓ હોય ત્યાંસુધીનાં પ્રાપ્ય કે સંભાવ્ય રૂપો વગેરે આપી દેવાની પણ અભ્યાસક તક જવા દેતો નથી. આ પદ્ધતિનો સમાશ્રય કરનારે પહેલામાં પહેલા મૂળ સુધી જવાની જરૂર છે એવું નથી. ન. ભો. દિવેટિયાએ 'ગુજરાતી ભાષા' અને સાહિત્યનાં વ્યાખ્યાનોમાં વ્યુત્પત્તિનો વિચાર કરતાં સંસ્કૃત પ્રાકૃત અને અપભ્રંશ ભૂમિકાનો પણ ખ્યાલ આપ્યો, તો પ્રો. ટર્નરે ગુજરાતી 'સ્વરવ્યંજનપ્રક્રિયા'માં સંસ્કૃત મૂળ શબ્દો જ આપવા માત્રથી સંતોષ લીધો, જ્યારે ડૉ. તેસ્સિતોરીએ 'જૂની પશ્ચિમી રાજસ્થાનીનું વ્યાકરણ' આપતાં સંસ્કૃત ઉપરાંત અપભ્રંશાદિકને પણ સ્પર્શ કર્યો, 'ગુજરાતી ભાષાશાસ્ત્ર'ના આ લેખકે ( કે. કા. શાસ્ત્રીએ ) ગુજરાતી વ્યાકરણ આપતાં એની પરંપરામાં પ. રાજસ્થાની કિંવા ગુજર ભાષા કે મધ્યકાલીન ગુજરાતી ભૂમિકાનાં પણ રૂપો આપવાની તક જતી ન કરી. ક. પ્રા. ત્રિવેદીનું 'બૃહદ્વ્યાકરણ' પણ ઐતિહાસિક પદ્ધતિનો જ મુખ્યત્વે સમાદર કરે છે, આમ છતાં એમાં મરાઠી સિંધી વગેરેનાં રૂપ પણ આપવાનો યત્ન હોઈ એ તુલનાત્મક પદ્ધતિનું સંમિશ્રણ રજૂ કરનારું વ્યાકરણ બની રહે છે. આમ આ ઐતિહાસિક પદ્ધતિ વિવરણાત્મક પદ્ધતિના સમન્વયથી નિરૂપ્ય ભાષાના વિકાસનો સીધો ખ્યાલ આપવામાં સમર્થ બની રહે છે.

**૩. તુલનાત્મક પદ્ધતિ :** ઉપરની બેઉ પદ્ધતિઓ પોતપોતાના સ્વરૂપે એક જ ભાષાના નિરૂપણમાં જ જકડાઈને રહે છે, એને અન્ય ભાષાઓની સાથેના સંબંધ વિશે કોઈપણ પ્રકારની ચર્ચા એના શુદ્ધ સ્વરૂપમાં અપેક્ષિત નથી જ. તુલનાત્મક પદ્ધતિનું ક્ષેત્ર વિશાળ છે. એ પોતામાં ૧. વિવરણાત્મક અને ૨. ઐતિહાસિક એ બેઉ પદ્ધતિને સમાવી લે છે. એ જેમ એક જ કુળની ભાષા કે બોલી યા ભાષાઓ કે બોલીઓનાં રૂપોની એકબીજાની સાથે તુલના કરવાનું રજૂ કરી આપે છે તે જ પ્રમાણે

વિભિન્ન કુળ કે કુળોની ભાષા કે બોલીઓનાં રૂપો લઈ સામ્ય યા વૈષમ્ય રજૂ કરવાની પણ તક ઝડપી લે છે. પ્રો. જુલુસ બ્લૉકનું લા ઇન્દો-આર્યાં કે જોસેફ રાઈટનું કમ્પેરેટીવ ગ્રામર ઑફ ગ્રીક લેંગ્વેજ, ડૉ. ગુણેનું કમ્પેરેટીવ ફિલોલૉજી કે ટી. બરોનું સંસ્કૃત લેંગ્વેજ એ આ પ્રકારના ગ્રંથો છે. ભારત-પાકિસ્તાનની ભારત-આર્ય કુળની ભાષાઓમાંની કોઈ પણ એક ભાષાના અધ્યયનમાં ભગિની ભાષાઓનાં રૂપો સામ્ય કે વૈષમ્ય માટે રજૂ કરવામાં આવે, તો એનાથી આગળ વધી ભારત-યુરોપીય મૂળની ભાષાઓનાં રૂપ પણ આપવામાં આવે, એનાથી પણ આગળ વધી દ્રવિડી ભાષાકુળ કે/અને ઑસ્ટ્રિક ભાષાકુળ વગેરે કુળોનાં પણ અપેક્ષિત રૂપો સામ્ય કે વૈષમ્ય માટે રજૂ કરવામાં આવે, એની વાક્યરચનાઓ આપવામાં આવે—એની સરખામણી કરવામાં આવે, આ તુલનાત્મક પદ્ધતિનું ક્ષેત્ર છે.

એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની છે કે જ્યારે વર્તમાન ભાષા કે બોલીનો અભ્યાસ રજૂ કરવામાં આવે છે ત્યારે એનું ઉચ્ચરિત સ્વરૂપ જ શાસ્ત્રીય ગ્રંથોમાં નિરૂપણનો વિષય બની રહ્યું હોય છે; એનું લિખિત (આજે તો હવે મુદ્રિત પણ) સ્વરૂપ તો માત્ર જ્યાં ઉચ્ચરિતને અનુકૂળ હોય તેટલું જ સ્વીકાર્ય છે; પ્રતિકૂળ હોય તો એ તદ્દન ઉપેક્ષ્ય જ રહે છે. તેથી જ્યારે ગુજરાતી ભાષાનો શાસ્ત્રીય અભ્યાસ રજૂ કરવામાં આવે ત્યારે એના જીવંત ઉચ્ચરિત સ્વરૂપનો જ વિચાર પ્રસ્તુત હોય છે. લિખિત સ્વરૂપ જીવંત ઉચ્ચરિત સ્વરૂપથી થોડે કે વધુ અંશે અસમાન હોય તો એના વિશે એ પ્રકારનો સ્પષ્ટ અભિપ્રાય અભ્યાસકે દેવો આવશ્યક બને છે. એવું ન થાય તો પ્રયત્ન અપૂર્ણ છે અને તેથી ભ્રામક પણ બની રહેવાનો ભય રહે જ છે.

આપણે ત્યાં લખાયેલાં-છપાયેલાં ગુજરાતી વ્યાકરણોમાં ઉચ્ચરિત ભાષાના નિરૂપણ તરફ પ્રાયઃ બેદરકારી સેવવામાં આવી છે; ગુજરાતી ભાષાનાં વ્યાપક ઉચ્ચારણોનો શાસ્ત્રીય વિચાર સર્વથા ઉપેક્ષિત થયો છે. સાંગીતિક કે આરોહાવરોહાત્મક સ્વરભાર (pitch accent) અને બલાત્મક કે આઘાતાત્મક સ્વભાર (stress accent) વિશે કોઈએ ભાગ્યેજ નજર દોડાવી છે. છેક વેદકાળથી આ બેઉ પ્રકારના સ્વરભારે ભારત-આર્ય કુળની અનેકવિધ ભાષાઓનાં રૂપોને આજના સ્વરૂપે લાવી આપ્યાં છે, આ વસ્તુ જીવંત ભાષા જ સમઝાવી શકે. શબ્દોમાં હ્રસ્વ-દીર્ઘ સ્વરોનાં સ્થાન આમાંના બલાત્મક સ્વરભારે નિશ્ચિત કરી આપ્યાં હતાં અને આજે તો જીવંત

ગુજરાતી ભાષામાં સ્વલ્પ જ અપવાદે 'આ' સિવાયના સ્વરમાં દીર્ઘ ઉચ્ચારણ નથી જ એ પણ આ સ્વરભાર જ આપણને કહી જાય છે. (આ લેખકના 'ગુજરાતી વ્યાકરણશાસ્ત્ર'માં જીવંત ભાષાને કેન્દ્રમાં રાખી વ્યાકરણ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે એની પાછળ આ ભાષાશાસ્ત્રીય સિદ્ધાંત જ નિયામક છે એ નમ્રતાપૂર્વક કહેવું જોઈએ.)

## ૨. ભાષાનો વિકાસ કિંવા પરિવર્તન :

આગળ ઉપર એ વસ્તુ યથાસ્થાન બતાવવામાં આવશે કે આદિ માનવની જે કોઈ એક ભાષા હશે તેમાંથી પ્રજાઓના વિકાસ અને વિસ્તારને લઈને ભાષાના એક પછી એક અનેક સ્થાનિક ભેદો થયા, જેમાં એટલું બધું અંતર પડી ગયું કે નિરનિરાળાં કુળો જ સ્થાપિત થઈ ચૂક્યાં. આ નિરનારાળાં કુળોના વિકાસમાંથી જ પૃથ્વી ઉપરની અનેક ભાષાઓ અને તે તે ભાષાની બોલીઓ ઊતરી આવી છે. સેંકડો અને હજારો ભાષાઓ અને બોલીઓ કાળનો કોળિયો પણ થઈ ગઈ છે; ઇતિહાસમાં નોંધાયેલી અનેક ભાષાઓનો આજે ક્યાંય કોઈ અવશેષ પણ રહ્યો નથી. ઑસ્ટ્રેલિયામાં તાસમાનિયાની બોલી બોલનારો એક માત્ર માણસ બચેલો તે પણ ૧૮ મી સદીના અંતભાગમાં મરણ પામ્યો.

ભાષાનો વિકાસ થાય છે કે હ્રાસ થાય છે એ પ્રશ્ન મૂંઝવણમાં મૂકે છે. ઋગ્વેદની સમૃદ્ધ આદિમ ભારત–આર્ય ભાષાનું સ્વરૂપ જોયા પછી ખુદ સંસ્કૃત ભાષા જોતાં, અને પછી પાલિ અર્ધમાગધી શૌરસેની મહારાષ્ટ્રી વગેરે પ્રાકૃત ભાષાઓ જોતાં, તો એમ જ કહેવું પ્રાપ્ત થાય છે કે એક કાળની વિકસિત ભાષાઓ રૂપાખ્યાનની દૃષ્ટિએ તો **હ્રાસપ્રક્રિયા**ને અધીન બની વામણી અને વામણી બન્યે આજની ભાષાઓમાં પરિણમી છે. આ **હ્રાસપ્રક્રિયા** કહો કે **વિકાસપ્રક્રિયા** કહો, એના મૂળમાં નીચેનાં ચાર પ્રધાન કારણો છે :

૧. ભૌતિક કે ભૌગોલિક અસરો,
૨. વાંશિક અસરો અને વાંશિક મિશ્રણ, મુખ્યત્વે રાજકીય અને આર્થિક કારણોથી,
૩. પ્રજાનું માનસિક દૃષ્ટિબિંદુ,
૪. ધર્મ કલા અને સાહિત્યને સમાવતી સાંસ્કૃતિક અસરો.

**૧. ભૌતિક કે ભૌગોલિક અસરો:** જ્યાં પ્રજાઓ એકના એક સ્થાનમાં જ પડી રહી હોય છે ત્યાં પ્રમાણમાં પરિવર્તન ઓછું થાય છે. અમેરિકા આફ્રિકા વગેરે ખંડોમાંની અવિકસિત જાતિઓમાં તો આ સ્પષ્ટ છે જ, પરંતુ લિથુઆનિયન જેવી ભારત–યુરોપીય સંસ્કારી પ્રજામાંથી ઊતરી આવેલી પ્રજાને પહાડો વગેરેને કારણે બહાર નીકળવાનું ન થતાં ત્યાં ભારત–યુરોપીય ભાષા–ભૂમિકાનાં લક્ષણો વધુ પ્રામાણિક સ્વરૂપમાં સચવાઈ રહેલાં છે, જ્યારે ભારત–પારસીક અને ભારત–આર્ય ભાષા-ભૂમિકાઓએ સ્થળાંતરોને કારણે ભારે સૂચક પરિવર્તનો અનુભવ્યાં છે. આ ભૌગોલિક પરિસ્થિતિ તેમજ ત્યાં ત્યાંનાં હવાપાણી પણ સ્થળાંતર કરતી પ્રજા ઉપર ધીમી પણ ચોક્કસ અસર ઉપજાવે છે. આમાંથી જ ઉચ્ચારણવિષયક પરિવર્તનો અસ્તિત્વમાં આવે છે. ભારત–યુરોપીય આદ્ય ભાષાભૂમિકામાં એક પ્રકારના સંવૃત अ અને आ હતા, અને આશ્ચર્ય છે કે પાણિનિએ સંવૃત अ નોંધ્યો પણ છે, પરંતુ વ્યાકરણમાં તો સર્વત્ર વિવૃત अ જ કહ્યો છે. ट ठ ड ढ ण એ મૂર્ધન્ય વર્ણો આર્યોને સપ્ત-સિંધુના પ્રદેશમાં મળ્યા, તો ळકારની પ્રાપ્તિ પણ પૂર્વ ભારતના સંપર્કે જ થઈ, કારણ કે ભારત–પારસીકમાં એ પાંચ મૂર્ધન્યો અને ळકાર નથી. ભારત–પારસીકનાં ज़, श કારનાં ૩ જાતનાં ઉચ્ચારણ, ज़श् આ ઉચ્ચારણો, ख थ घ फ નાં અલ્પપ્રાણ ઉચ્ચારણ વગેરે ભારત–આર્યભાષા પાસે સપ્તસિંધુના પ્રદેશમાં બચ્યાં નથી; હ્રસ્વ ए–ओ પણ વૈદિક ભૂમિકામાં નથી, જે પ્રાકૃત ભૂમિકામાં પાછા સમાદર પામી આજ દિવસ સુધી સચવાઈ રહ્યા છે. ભારત–યુરોપીય વર્ણોચ્ચારોમાં કેટલોક સબળ સુધારો યા વિકાસ થયો ને ભારત–આર્ય વર્ણોચ્ચારો સ્થાપિત થયા.

વાણી એ મુખનો વિષય છે. મુખમાંનાં ઉચ્ચારણસ્થાનોમાં ખામી હોય તો તો ઉચ્ચારણ–વિકૃતિ આવે એ સર્વના અનુભવનો વિષય છે, પરંતુ કશી ખામી ન હોય તોયે હરેક પેઢીમાં થોડું થોડું અંતર વધતું રહે છે. આમાં **ઉચ્ચારણલાઘવ** એ મહત્ત્વનું કારણ બની રહે છે. આ બે જાતના ફેરફાર કરે છે: **અ.** નિષ્કારણ, **આ.** સકારણ.

**અ. નિષ્કારણ:** સં. लिख् ધાતુના મારવાડી તત્સમ પ્રકારમાં इકારને વળગી રહેવામાં આવે છે, જ્યારે ગુજરાતીમાં अકાર થાય છે; હિંદીમાં इકાર જ છે. એ રીતે मिलना–ગુજ. મળવું. વ્યંજનમાં ખાસ ધ્યાન ખેંચે છે તે ગુજ. ळકારને સ્થાને સૌરાષ્ટ્રના દરિયાકાંઠાના પ્રદેશમાં, ઉત્તર ગુજરાત,

મધ્ય ગુજરાત અને ચરોતરમાં રકારનું પ્રાધાન્ય, તો દક્ષિણ ગુજરાતમાં ल સાચવી રાખવાનું વલણ: સં. स्थालिका > પ્રા. थालिआ > અપ. थालिअ > ગુજ. 'થાળી'; એ 'થારી', પણ દ. ગુ. માં 'થાલી'. ચરોતરને માટે 'મળવુ'' એ 'મરવુ', પરંતુ સૌરાષ્ટ્રના દરિયાકાંઠે અર્થભેદના લીધે 'મલવું.' સૌરાષ્ટ્રમાં 'કડ' 'મસ' વગેરે, તજ્ઞ. ગુજ. માં 'કેડ' 'મેસ' વગેરે. સમગ્ર સૌરાષ્ટ્રમાં અને દક્ષિણ ગુજરાતમાં તાલવ્ય શકારનો અભાવ, ત્યાં ઉ. ગુજ. અને ચરોતરમાં इ-ए પૂર્વે (યા મૂળમાં इ-ए હોય અને પાછળથી ગયા હોય ત્યારે) શકાર; સૌ. 'સુ', ઉ. ગુ. 'શું'.

**આ. સકારણ** : આસપાસના સંજોગોમાંથી ઊભા થયેલા. ઉ. ગુજ. અને ચરોતરમાંનો શકાર એ આ પ્રકારમાં આવી રહે છે. શબ્દના આરંભે મધ્યમાં કે અંતમાંનું સ્થાન, સ્વરભાર, વાક્યમાંના નિકટવર્તી બે શબ્દો વચ્ચેની સંધિ, નજીકના સ્વરોની અસર વગેરે કારણોથી થતા ફેરબદલા. આના પ્રકાર: (૧) સં. માં પદાંતે એકથી વધુ ખોડા વ્યંજનો નથી ટકતા, તો પ્રાકૃત ભૂમિકામાં પદાંતે ખોડો વ્યંજન ન જ આવી શકે; જેમકે સં. पश्चात् > પ્રા. पच्छा. સં. ऋ સ્વરને બદલે रि–रु પ્રાકૃતમાં: સં. ऋण > પ્રા. रिण, પછી ગુજ. માં 'રણ'; સં. ऋक्ष > પ્રા. रिच्छ > ગુજ. 'રીંછ', સં. वृक्ष > પ્રા. रुक्ख > ગુજ. 'રૂખ' 'રૂખડો', અને 'વરખડો' પણ; સં. ऋषिः > મધ્ય. ગુજ. 'रिखी' > ગુજ, 'રખી'. 'હરિજન' માટે 'રખેસર'.

(૨) ઉચ્ચારણમાંના ફેરફારમાં 'સ્વરભાર' (ખાસ કરીને 'બલાત્મક' કે 'આઘાતાત્મક') અનેક ફેરફારોમાં કારણભૂત હોય છે. અસ્વરિત શ્રુતિનો લોપ: સં. अहकम् > પ્રા. हअं > અપ. हउं > ગુજ. 'હું,' સં. अरण्य > પ્રા. रन्न > ગુજ. 'રાન', સં. शिथिल > પ્રા. सिढिल्ल > ગુજ. 'ઢીલુ', સં. कीदृश > મધ્ય. ગુજ. किइस–कइस ઉપરથી ગુજ. 'શું', સં. उपविशति > પ્રા. वइसइ > ગુજ. 'બેસે'. મધ્ય. ગુજ. માં અંત્ય અસ્વરિત વિભક્તિ–પ્રત્યય उ તેમજ उકારાંત શબ્દોમાંથી उકારનો લોપ: સં. कर्णः > પ્રા. कन्नो > અપ. कन्नु > મધ્ય ગુ. कानु માંથી 'કાન', સં. भानुः > પ્રા. भाणू > અપ. भाणु > ગુજ. 'ભાણ'. એવો જ 'મધ' શબ્દ. [નીચે **ઉક્તિ-લાઘવ** (haplology) ના સિદ્ધાંતમાં પણ 'સ્વરભાર' કામ કરે છે એ સ્પષ્ટ થશે.] સ્વરારોહ(ablaut)ની પાછળ પણ આ 'સ્વરભાર'નું

**૧. ભૌતિક કે ભૌગોલિક અસરો:** જ્યાં પ્રજાઓ એકના એક સ્થાનમાં જ પડી રહી હોય છે ત્યાં પ્રમાણમાં પરિવર્તન ઓછું થાય છે. અમેરિકા આફ્રિકા વગેરે ખંડોમાંની અવિકસિત જાતિઓમાં તો આ સ્પષ્ટ છે જ, પરંતુ લિથુઆનિયન જેવી ભારત–યુરોપીય સંસ્કારી પ્રજામાંથી ઊતરી આવેલી પ્રજાને પહાડો વગેરેને કારણે બહાર નીકળવાનું ન થતાં ત્યાં ભારત–યુરોપીય ભાષા–ભૂમિકાનાં લક્ષણો વધુ પ્રામાણિક સ્વરૂપમાં સચવાઈ રહેલાં છે, જ્યારે ભારત–પારસીક અને ભારત–આર્ય ભાષા-ભૂમિકાઓએ સ્થળાંતરોને કારણે ભારે સૂચક પરિવર્તનો અનુભવ્યાં છે. આ ભૌગોલિક પરિસ્થિતિ તેમજ ત્યાં ત્યાંનાં હવાપાણી પણ સ્થળાંતર કરતી પ્રજા ઉપર ધીમી પણ ચોક્કસ અસર ઉપજાવે છે. આમાંથી જ ઉચ્ચારણવિષયક પરિવર્તનો અસ્તિત્વમાં આવે છે. ભારત–યુરોપીય આદ્ય ભાષાભૂમિકામાં એક પ્રકારના સંવૃત अ અને आ હતા, અને આશ્ચર્ય છે કે પાણિનિએ સંવૃત अ નોંધ્યો પણ છે, પરંતુ વ્યાકરણમાં તો સર્વત્ર વિવૃત अ જ કહ્યો છે. ट ठ ड ढ ण એ મૂર્ધન્ય વર્ણો આર્યોને સપ્ત-સિંધુના પ્રદેશમાં મળ્યા, તો ळકારની પ્રાપ્તિ પણ પૂર્વ ભારતના સંપર્કે જ થઈ, કારણ કે ભારત–પારસીકમાં એ પાંચ મૂર્ધન્યો અને ळકાર નથી. ભારત–પારસીકનાં ज़, श કારનાં ૩ જાતનાં ઉચ્ચારણ, ज़् આ ઉચ્ચારણો, ख थ घ फ નાં અલ્પપ્રાણ ઉચ્ચારણ વગેરે ભારત–આર્યભાષા પાસે સપ્તસિંધુના પ્રદેશમાં બચ્યાં નથી; હ્રસ્વ ए–ओ પણ વૈદિક ભૂમિકામાં નથી, જે પ્રાકૃત ભૂમિકામાં પાછા સમાદર પામી આજ દિવસ સુધી સચવાઈ રહ્યા છે. ભારત–યુરોપીય વર્ણોચ્ચારોમાં કેટલોક સબળ સુધારો યા વિકાસ થયો ને ભારત–આર્ય વર્ણોચ્ચારો સ્થાપિત થયા.

વાણી એ મુખનો વિષય છે. મુખમાંનાં ઉચ્ચારણસ્થાનોમાં ખામી હોય તો તો ઉચ્ચારણ–વિકૃતિ આવે એ સર્વના અનુભવનો વિષય છે, પરંતુ કશી ખામી ન હોય તોયે હરેક પેઢીમાં થોડું થોડું અંતર વધતું રહે છે. આમાં **ઉચ્ચારણલાઘવ** એ મહત્ત્વનું કારણ બની રહે છે. આ બે જાતના ફેરફાર કરે છે: **અ.** નિષ્કારણ, **આ.** સકારણ.

**અ. નિષ્કારણ:** સં. लिख् ધાતુના મારવાડી તત્સમ પ્રકારમાં इકારને વળગી રહેવામાં આવે છે, જ્યારે ગુજરાતીમાં अકાર થાય છે; હિંદીમાં इકાર જ છે. એ રીતે मिलना–ગુજ. મળવું. વ્યંજનમાં ખાસ ધ્યાન ખેંચે છે તે ગુજ. ळકારને સ્થાને સૌરાષ્ટ્રના દરિયાકાંઠાના પ્રદેશમાં, ઉત્તર ગુજરાત,

મધ્ય ગુજરાત અને ચરોતરમાં રકારનું પ્રાધાન્ય, તો દક્ષિણ ગુજરાતમાં લ સાચવી રાખવાનું વલણ: સં. स्थालिका > પ્રા. थालिआ > અપ. थालिअ > ગુજ. 'થાળી'; એ 'થારી', પણ દ. ગુ. માં 'થાલી'. ચરોતરને માટે 'મળવું' એ 'મરવું', પરંતુ સૌરાષ્ટ્રના દરિયાકાંઠે અર્થભેદના લીધે 'મલવું.' સૌરાષ્ટ્રમાં 'કડ' 'મસ' વગેરે, તદ્ર. ગુજ. માં 'કેડ' 'ભેસ' વગેરે. સમગ્ર સૌરાષ્ટ્રમાં અને દક્ષિણ ગુજરાતમાં તાલવ્ય શકારનો અભાવ, ત્યાં ઉ. ગુજ. અને ચરોતરમાં इ-ए પૂર્વે (યા મૂળમાં इ-ए હોય અને પાછળથી ગયા હોય ત્યારે) શકાર; સૌ. 'સું', ઉ. ગુ. 'શું'.

**આ. સકારણ :** આસપાસના સંજોગોમાંથી ઊભા થયેલા. ઉ. ગુજ. અને ચરોતરમાંનો શકાર એ આ પ્રકારમાં આવી રહે છે. શબ્દના આરંભે મધ્યમાં કે અંતમાંનું સ્થાન, સ્વરભાર, વાક્યમાંના નિકટવર્તી બે શબ્દો વચ્ચેની સંધિ, નજીકના સ્વરોની અસર વગેરે કારણોથી થતા ફેરબદલા. આના પ્રકાર: (૧) સં. માં પદાંતે એકથી વધુ જોડા વ્યંજનો નથી ટકતા, તો પ્રાકૃત ભૂમિકામાં પદાંતે જોડો વ્યંજન ન જ આવી શકે; જેમકે સં. पश्चात् > પ્રા. पच्छा. સં. ऋ સ્વરને બદલે रि–रु પ્રાકૃતમાં: સં. ऋण > પ્રા. रिण, પછી ગુજ. માં 'રણ'; સં. ऋक्ष > પ્રા. रिच्छ > ગુજ. 'રીંછ', સં. वृक्ष > પ્રા. रुक्ख > ગુજ. 'રૂખ' 'રૂખડો', અને 'વરખડો' પણ; સં. ऋषिः > મધ્ય. ગુજ. 'रिखी' > ગુજ, 'રખી'. 'હરિજન' માટે 'રખેસર'.

(૨) ઉચ્ચારણમાંના ફેરફારમાં 'સ્વરભાર' (ખાસ કરીને 'બલાત્મક' કે 'આઘાતાત્મક') અનેક ફેરફારોમાં કારણભૂત હોય છે. અસ્વરિત શ્રુતિનો લોપ: સં. अहकम् > પ્રા. हअं > અપ. हउं > ગુજ. 'હું,' સં. अरण्य > પ્રા. रन्न > ગુજ. 'રાન', સં. शिथिल > પ્રા. सिढिल्ल > ગુજ. 'ઢીલું', સં. कीदृश > મધ્ય. ગુજ. किइस–कइस ઉપરથી ગુજ. 'શું', સં. उपविशति > પ્રા. वइसइ > ગુજ. 'બેસે'. મધ્ય. ગુજ. માં અંત્ય અસ્વરિત વિભક્તિ–પ્રત્યય उ તેમજ उકારાંત શબ્દોમાંથી उકારનો લોપ: સં. कर्णः > પ્રા. कन्नो > અપ. कन्नु > મધ્ય ગુ. कानु માંથી 'કાન', સં. भानुः > પ્રા. भाणू > અપ. भाणु > ગુજ. 'ભાણું'. એવો જ 'મધ' શબ્દ. [નીચે ઉક્તિ-લાઘવ (haplology) ના સિદ્ધાંતમાં પણ 'સ્વરભાર' કામ કરે છે એ સ્પષ્ટ થશે.] સ્વરારોહ(ablaut)ની પાછળ પણ આ 'સ્વરભાર'નું

તત્ત્વ નિયામક ગણાય છે. સં. માં 'સંપ્રસારણ' એટલે કે इ અને उ ના; અનુક્રમે य् અને व् થવાનું વલણ છે, જે જુદી રીતે પણ છેક ગુજરાતી સુધી આવ્યું છે. સં. कदली > પ્રા. कयली > અપ. कयलि > ગુજ. 'કેળ', સં. वदनम् > પ્રા. वयणं > અપ. वयणु > ગુજ. 'વેણ', એ રીતે જ 'નેણ.' સં. कपर्दकः > પ્રા. कवड्डओ > અપ. कवड्डउ > ગુજ. 'કોડો'. ગુજરાતી વિવૃત એ–ઑ આ રીતે વિકસ્યા છે.

(૩) ગુણ–વૃદ્ધિનું તત્ત્વ : ગુજ. માં સં. उत्सव > પ્રા. उच्छवनुं 'ઓચ્છવ', સં. उद्धार–નું 'ઓધાર,' સં. गुडनुं 'ગોળ,' સં. नियमनुं 'નેમ' વગેરે. ચરોતરની પ્રાંતીય બોલીમાં 'લીંબડો'નું 'લેંબડો' વગેરે. આની જ ઊલટ પ્રક્રિયા સૌરાષ્ટ્રમાં ગ્રામીણોમાં 'ભેંસ'નું 'ભીંસ,' 'બ્હેન'નું 'બીન' વગેરે. અકારને સ્થાને આકાર જ્યાં જ્યાં આવી રહ્યો છે એ આ તત્ત્વને આભારી છે.

(૪) નિકટના કોઈ ઉચ્ચારણની અસર : (સ્વરરાગ) : સં. युध्यति > પ્રા. जुज्झइ > ગુજ. 'ઝૂઝે'. આમાં પછીના 'ઝ' ને કારણે આદિ 'ઝ' છે. મધ્ય. ગુજ માં करइ (૩ જો પુ.) વગેરેને સ્થાને करिइ વગેરે પણ મળે છે; તો સં. गृहके > પ્રા. घरइ > મધ્ય ગુજ. घिरइ, घिरि અને એમાંથી ગુજ. 'ઘેર્ય'.

(૫) સાવર્ણ્ય : આના ૧. પૂર્વવર્ણસાવર્ણ્ય કે પૂર્વવર્ણસાદશ્ય અને ૨. પરવર્ણસાવર્ણ્ય કે પરવર્ણસાદશ્ય એવા બે પ્રકાર છે. ૧. સં. चक्र > પ્રા. चक्क જે ગુજ. 'ચક્કર'માં છે. સં. वज्रनुं 'વજ્જર'. બાકી સંયુક્ત વ્યંજનોનું આ સાવર્ણ્ય કે સાદશ્ય પ્રાકૃત ભાષાઓની લગભગ એક પ્રધાન લાક્ષણિકતા થઈ રહ્યું હતું. એ જ રીતે ૨. સં. कार्य > પ્રા. कज्ज > ગુજ. 'કાજ'.

(૬) સમાન ધ્વનિમાંના એકનું રૂપાંતર : આના પણ ૧. પૂર્વવર્ણરૂપાંતર અને ૨. પરવર્ણરૂપાંતર એવા બે પ્રકાર છે. સં. मुकुट માંથી ગુજ. 'મુગટ' એ '૧' નું ઉદાહરણ છે, તો એનો જ પ્રા. मउड દ્વારા 'મોડ' એ '૨' નું ઉદાહરણ છે. ૧ લામાં પછીના उ નો अ થયો છે, તો ૨ જામાં પૂર્વના उ–નો अ થયો છે. સં. गुरु–ગુજ. 'ગરવી' (ગુજરાત), સં. मुचुकुन्द નું ગુજ. 'મુચકંદ'.

(૭) શબ્દારંભે સ્વરપ્રક્ષેપ : આ ઉચ્ચારણની ખામીને કારણે હોય છે, ખાસ કરીને સંયુક્ત વ્યંજનોમાં આરંભે સ્ હોય છે ત્યારે; જેમકે સં. स्त्री > પ્રા. इत्थी કે इत्थिया; ગુજ. માં પણ 'અસ્ત્રી' જાણીતો શબ્દ છે. અં. स्कूल નું 'ઇસ્કોલ', અં. स्टेशन નું 'ઇસ્ટેશન' કે હિંદીમા સં. स्नान-નું अस्नान, આ ઉપરાંત ગુજ. 'અલોપ' 'અઘોર' લગભગ આ પ્રકારનાં ઉદાહરણ છે.

(૮) સ્વરભક્તિ અને વિપ્રકર્ષ: સં. પરિભાષા પ્રમાણે 'સ્વરભક્તિ' એટલે ખાસ કરીને સંયુક્ત વ્યંજનોમાં બીજો વર્ણ ર્ (કે ક્વચિત્ લ્ અથવા અનુનાસિક વ્યંજન કે ઘોષ વ્યંજન પણ) આવ્યો હોય તો એ જુદા પડી વચ્ચે સ્વર ઉમેરાય; ઉમેરાયેલો સ્વર પૂર્ણપ્રયત્ન નથી હોતો; જેમ કે हर्ष > हरिष, અથવા વૈ. वरेण्यम् > वरेणियम्, त्वा > तुवा. પાલિ-પ્રાકૃતોમાં આ સારી રીતે વિકસી હતી. ગુજ. 'રૂપિયો' 'કડિયો' 'ધોડિયું' વગેરેમાં લઘુપ્રયત્ન 'ય' આવ્યો છે, તો ઉચ્ચરિત ક્રિયા રૂપો 'જુવો' 'ધુવો' 'જુવે' 'ધુવે' વગેરેમાં લઘુપ્રયત્ન 'વ' આવ્યો છે એ તો 'સંધિ' નું પરિણામ છે. 'વિપ્રકર્ષ' માં સંયુક્ત વ્યંજનો છૂટા પડે અને વચ્ચે સ્પષ્ટ રીતે અકારનું ઉમેરણ થાય છે: સં. वर्ष નું 'વરસ', कर्मनुं 'કરમ', धर्मनुं 'ધરમ', भ्रम નું 'ભરમ', प्रकाश નું 'પરકાશ' વગેરે.

(૯) સ્વરલોપ: 'ગયો હતો' કે 'થયું હતું' નું 'ગ્યોતો' કે 'થ્યુંતું.' આમાં અસ્વરિત શ્રુતિનો લોપ દેખાય છે, પણ એ 'સ્વર' પૂરતો જ મર્યાદિત છે. વર્તમાન કાળનાં 'છ' નાં રૂપાખ્યાનોનું અને 'હતુ' નું સહાયકાર દશામાં લાઘવ એ આ છે: 'આવું છ' 'આવિયે છ' 'કર છ' 'કરે છ' 'આવ્યોતો' 'લીધુંતું' એ આ પ્રકાર છે.

(૧૦) દ્વિત્વનો દેખાવ આપતી શ્રુતિઓમાંથી એકનો લોપ: વૈ. मध्ययातुं मध्या, स्वपत्यायैनुं स्वपत्यै, मधूदुघनुं मधुघ, अभिख्यायनुं अभिख्या. આ બધાંમાં 'બલાત્મક સ્વરભાર' સ્પષ્ટ રીતે કામ કરી રહ્યો છે. ગુજ. ધ્વન્યાત્મક ક્રિયારૂપોમાં 'કડકડવું-કકડવું' 'ખડખડવું-ખખડવું' 'બડબડવું-બબડવું' એ આખી પ્રક્રિયા આ(haplology)નું પરિણામ છે.

(૧૧) વ્યત્યય: સ્વર કે વ્યંજનનું પોતાના સ્થાનમાંથી આગળ કે પાછળ ખસવાનું: સં. श्मश्रू > અપ. मच्छ्रू દ્વારા ગુજ. 'મૂછ' કે 'મૂંછ', સં. विडालकः > પ્રા. विडालओ > અપ. विडालउ > ગુજ.

'બિલાડો'. ઉ. ગુજ. 'ફેરવવું' નું 'ફેવરવું', તો ચાલુ 'બૂડવું'–'ડૂબવું' જેવા ફેરફાર. સં. માંથી પ્રાકૃતમાં આવતાં ખાસ કરીને હકારનું સ્થાન મોટે ભાગે પૂર્વ તરફ ગતિ કરનારું રહ્યું છે: સં. गृह > गरह > गहर > घर. ગુજ. માં મળેલા અનેક શબ્દો, જેવા કે સં. दुर्लभः > પ્રા. दुल्लहो > અપ. दुल्लहु > ગુજ. 'દોહલું', સં. वल्लभःનું એ રીતે 'વ્હાલો' વગેરે. સં. लघु > પ્રા. लहु–માંથી हलु થઈ 'હળવું' વગેરે.

(૧૨) આભાસસામ્ય (analogy): ભાષાઓના વિકાસમાં આ તત્ત્વે ભારે મોટો ભાગ ભજવ્યો છે. ઉ. ત. સં. માં मत् અને त्वत्‌ને માટે અપ. માં मज्झु અને तुज्झ થઈ मह અને तुह અંગ મળે, પરંતુ આપણે महના આભાસસામ્યે तह અંગનાં રૂપો મેળવિયે છિયે. મધ્ય. ગુજ.માં એનાથી ઊલટું तुहुनइने આભાસસામ્યે मुहुनइ વગેરે રૂપો મળે છે. પ્રા. અપ. अम्हार અને तुम्हारમાંથી 'અમારું'ના આભાસસામ્યે 'તમારું' જુઓ; હિંદીમાં तुम्हारा સરખાવો. આપણા નિત્યના ઉપયોગમાંનું 'જોઈયે છે' (=ની જરૂર છે) ને માટે શિક્ષિતો પણ 'જોઈયે છિયે' પ્રયોજી નાખે છે. સં. दाक्षिणात्यના આભાસસામ્યે આપણે ત્યાં पौर्वात्य અને पाश्चिमात्यનો ખોટો પ્રયોગ. હકીકતે पूर्व કે पश्चिम ઉપરથી સં.માં શબ્દો કદી હતા નહિ, पुरस् અને पश्च ઉપરથી જ હતા: पौरस्त्य અને पाश्चात्य. સં. શુદ્ધ શબ્દ राष्ट्रिय છે, છતાં વિશેષણ બનાવનારા તદ્ધિતના સં. ईय પ્રત્યયવાળાં રૂપોના આભાસસામ્યે ગુજ. માં—હિંદીમાં પણ —'राष्ट्रीय.'

(૧૩) મૃદૂકરણ: સંયુક્ત વ્યંજનોમાંના એકનો લોપ; એને કારણે પૂર્વ સ્વર દીર્ઘ પણ થાય: યજુર્વેદમાં આવતા दूडभ અને दूणाश શબ્દો અનુક્રમે સં. दुर्लभ અને दुर्णाशમાંથી પ્રા. दुल्लभ અને दुण्णाश દ્વારા સંસ્કૃતીકરણ પામ્યા છે. નવ્ય ભારત–આર્ય ભાષાઓના વિકાસમાં આ લક્ષણે મોટી સેવા આપી છે: સં. कर्म > પ્રા. कम्मं > અપ. कम्मु > મધ્ય ગુ. कामु > ગુજ. 'કામ' વગેરે હજારો શબ્દો. સં. भद्रकम् > પ્રા. भल्लअं > અપ. भल्लउं > ગુજ. 'ભલું'—આમાં પૂર્વ સ્વર હ્રસ્વ જ રહ્યો છે. 'અનેરું' 'વછેરો' જેવા શબ્દમાં પણ પૂર્વ સ્વર હ્રસ્વ જ રહે છે.

**૨. વાંશિક અસરો અને વાંશિક મિશ્રણ, મુખ્યત્વે રાજકીય અને આર્થિક કારણોથી:** સ્વ. લોકમાન્ય ટીળકે આર્યો ઈ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ ઉપર તો નિશ્ચયાત્મક રીતે ઉત્તર ધ્રુવના પ્રદેશમાં વસતા હતા

એવું જ્યોતિષની વેદકાલીન પરિસ્થિતિના અભ્યાસે સિદ્ધ કરી આપ્યું છે. એ સમય ગમે તે હોય, પરંતુ છ માસની રાત્રિ અને છ માસના દિવસની ભારતીય માન્યતા ઉત્તર ધ્રુવના પ્રદેશોનો વેદકાલીન પ્રાચીન ઋષિઓને ખ્યાલ હોવાનું કહી જાય છે. ઉત્તર ધ્રુવનો પ્રદેશ જેમ જેમ ઠંડો પડતો ગયો તેમ તેમ એ આદિમ આર્યો (જેમની યુરોપિયન વિદ્વાનોએ વિરોસ્ સંજ્ઞા કહી છે તે) પોતાનાં કુટુંબકબીલા અને ઘરવખરી તથા ઢોરઢાંખર સાથે યુરોપ એશિયાના સંધિના પ્રદેશ દ્વારા યુરલના પહાડની પશ્ચિમ બાજુની તળેટીમાં ઊતર્યા. અહીં એ પ્રદેશોમાં પણ જૂની વસ્તી નહોતી એમ નહિ; એના ઉપર પ્રભુત્વ જમાવતા, એમને પોતાનામાં જાતીય સંબંધે મેળવી લેતા આગળ તેમજ પશ્ચિમે અને પૂર્વમાં પણ નવી નવી વસાહતો કરતા ચાલ્યા. એમનો વિસ્તાર આસ્તેકદમ ત્રિમુખી બન્યો. આજના યુરોપની અને રશિયન એશિયાની મોટા ભાગની ઊજળી પ્રજા આ મૂળ આર્યોમાંથી ઊતરી આવેલી છે. સેંકડો વર્ષોના પ્રસ્તારમાં કાસ્પિયન સમુદ્રનો પ્રદેશ વટાવી મધ્ય એશિયાના સમૃદ્ધ પ્રદેશમાં આર્યોએ વસાહતો કરી ત્યારે સ્થાનિક પ્રજાઓ પણ ત્યાં ત્યાં હતી. સુમેર પ્રજાની વસાહત મેસોપોટેમિયામાં હતી. એ લોકો પણ નવી નવી વસાહતો કરતા છેક ભારત સુધી પહોંચ્યા હતા. ઉત્તર ભારતવર્ષમાં મોહેં-જો-દડો અને હડપ્પા વગેરેની સિંધુ સંસ્કૃતિના અભ્યાસે બતાવ્યું છે કે આર્યો કરતાં ખૂબ આગળ વધેલી સંસ્કારી દ્રવિડ પ્રજા મોટાં મોટાં કિલ્લેબંધ પુરો વસાવીને રહેલી હતી. એણે એની પૂર્વે ભારતવર્ષની ભૂમિમાં વસેલી ઑસ્ટ્રૉલોઇડ પ્રજાને ખસેડવાનું કામ કર્યું હતું. મધ્ય એશિયામાં ભારત-યુરોપીય આર્યોમાંનાં કેટલાંક કુળો ઈરાનમાં પણ આવી વસ્યાં. ઈરાની આર્યોનું ધાર્મિક સાહિત્ય 'ગાથા અવેસ્તા'ના રૂપમાં સુલભ છે. આ ઈરાની આર્યોની સાથોસાથ આર્યોનો એક સંસ્કારી વર્ગ—એશક ગ્રામ-સંસ્કૃતિ સાચવતો, નહિ કે દ્રાવિડોની જેમ પુર-સંસ્કૃતિ સાચવતો, છેક સપ્તસિંધુના પ્રદેશમાં આવ્યો. એ પોતાની સાથે 'ઘોડો' લાવ્યો હતો. એના એ ઝડપી વાહનના બળે એણે દ્રવિડોને ઉત્તરમાંથી ખસેડતાં છેક દક્ષિણના દ્વીપકલ્પમાં તગડી મૂક્યા, પણ મનુ એમની સ્મૃતિમાં કહે છે તે પ્રમાણે स्त्रीरत्नं दुष्कुलादपि એ ન્યાયે આર્યો દ્રવિડોના સંપર્કનો આદર કરવામાં અચક્યા ન હોતા; એટલે જ ભારતીય સંસ્કૃતિના શિખર બ્રાહ્મણોના પંચદ્રવિડ અને પંચગૌડ પ્રકાર પડ્યા, જેમાં ઊજળી ચામડીના નહિ તેવા દ્રવિડો પણ બ્રાહ્મણત્વ પામ્યા. આ આખું સંમિશ્રણ વંશોને લગતું

'બિલાડો'. ઉ. ગુજ. 'ફેરવવુ' નું 'ફેવરવુ', તો ચાલુ 'બૂડવુ'–'ડૂબવુ' જેવા ફેરફાર. સં. માંથી પ્રાકૃતમાં આવતાં ખાસ કરીને હકારનું સ્થાન મોટે ભાગે પૂર્વ તરફ ગતિ કરનારું રહ્યું છે: સં. गृह > गरह > गहर > ઘર. ગુજ. માં મળેલા અનેક શબ્દો, જેવા કે સં. दुर्लभः > પ્રા. दुल्लहो > અપ. दुल्लहु > ગુજ. 'દોહલુ', સં. वल्लभःનું એ રીતે 'વ્હાલો' વગેરે. સં. लघु > પ્રા. लहु–માંથી हलु થઈ 'હળવુ' વગેરે.

(૧૨) આભાસસામ્ય (analogy): ભાષાઓના વિકાસમાં આ તત્ત્વે ભારે મોટો ભાગ ભજવ્યો છે. ઉ. ત. સં. માં मत् અને त्वत्‌ને માટે અપ. માં मज्झु અને तुज्झ થઈ मह અને तुह અંગ મળે, પરંતુ આપણે महના આભાસસામ્યે तह અંગનાં રૂપો મેળવિયે છિયે. મધ્ય. ગુજ.માં એનાથી ઊલટું तुहुनइને આભાસસામ્યે मुहुनइ વગેરે રૂપો મળે છે. પ્રા. અપ. अम्हार અને तुम्हारમાંથી 'અમારું'ના આભાસસામ્યે 'તમારું' જુઓ; હિંદીમાં तुम्हारा સરખાવો. આપણા નિત્યના ઉપયોગમાંનું 'જોઇયે છે' (=ની જરૂર છે) ને માટે શિક્ષિતો પણ 'જોઇયે છિયે' પ્રયોજી નાખે છે. સં. दाक्षिणात्यના આભાસસામ્યે આપણે ત્યાં पौर्वात्य અને पाश्चिमात्यનો ખોટો પ્રયોગ. હકીકતે पूर्व કે पश्चिम ઉપરથી સં.માં શબ્દો કદી હતા નહિ, पुरस् અને पश्च ઉપરથી જ હતા: पौरस्त्य અને पाश्चात्य. સં. શુદ્ધ શબ્દ राष्ट्रिय છે, છતાં વિશેષણ બનાવનારા તદ્ધિતના સં. ईय પ્રત્યયવાળાં રૂપોના આભાસસામ્યે ગુજ. માં—હિંદીમાં પણ —'राष्ट्रीय.'

(૧૩) મૃદૂકરણ: સંયુક્ત વ્યંજનોમાંના એકનો લોપ; એને કારણે પૂર્વ સ્વર દીર્ઘ પણ થાય: યજુર્વેદમાં આવતા दूडभ અને दूणाश શબ્દો અનુક્રમે સં. दुर्लभ અને दुर्णाशમાંથી પ્રા. दुल्लभ અને दुण्णाश દ્વારા સંસ્કૃતીકરણ પામ્યા છે. નવ્ય ભારત–આર્ય ભાષાઓના વિકાસમાં આ લક્ષણે મોટી સેવા આપી છે: સં. कर्म > પ્રા. कम्मं > અપ. कम्मु > મધ્ય ગુ. कामु > ગુજ. 'કામ' વગેરે હજારો શબ્દો. સં. भद्रकम् > પ્રા. भल्लअं > અપ. भल्लउं > ગુજ. 'ભલું'—આમાં પૂર્વ સ્વર હ્રસ્વ જ રહ્યો છે. 'અનેરું' 'વછેરો' જેવા શબ્દમાં પણ પૂર્વ સ્વર હ્રસ્વ જ રહે છે.

**૨. વાંશિક અસરો અને વાંશિક મિશ્રણ, મુખ્યત્વે રાજકીય અને આર્થિક કારણોથી:** સ્વ. લોકમાન્ય ટીળકે આર્યો ઈ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ ઉપર તો નિશ્ચયાત્મક રીતે ઉત્તર ધ્રુવના પ્રદેશમાં વસતા હતા.

એવું જ્યોતિષની વેદકાલીન પરિસ્થિતિના અભ્યાસે સિદ્ધ કરી આપ્યું છે. એ સમય ગમે તે હોય, પરંતુ છ માસની રાત્રિ અને છ માસના દિવસની ભારતીય માન્યતા ઉત્તર ધ્રુવના પ્રદેશોનો વેદકાલીન પ્રાચીન ઋષિઓને ખ્યાલ હોવાનું કહી જાય છે. ઉત્તર ધ્રુવનો પ્રદેશ જેમ જેમ ઠંડો પડતો ગયો તેમ તેમ એ આદિમ આર્યો (જેમની યુરોપિયન વિદ્વાનોએ 'વિરોસ્' સંજ્ઞા કહી છે તે) પોતાનાં કુટુંબકબીલા અને ઘરવખરી તથા ઢોરઢાંખર સાથે યુરોપ એશિયાના સંધિના પ્રદેશ દ્વારા યુરલના પહાડની પશ્ચિમ બાજુની તળેટીમાં ઊતર્યાં. અહીં એ પ્રદેશોમાં પણ જૂની વસ્તી નહોતી એમ નહિ; એના ઉપર પ્રભુત્વ જમાવતા, એમને પોતાનામાં જાતીય સંબંધે મેળવી લેતા આગળ, તેમજ પશ્ચિમે અને પૂર્વમાં પણ નવી નવી વસાહતો કરતા ચાલ્યા. એમનો વિસ્તાર આસ્તેકદમ ત્રિમુખી બન્યો. આજના યુરોપની અને રશિયન એશિયાની મોટા ભાગની ઊજળી પ્રજા આ મૂળ આર્યોમાંથી ઊતરી આવેલી છે. સેંકડો વર્ષોના પ્રસ્તારમાં કાસ્પિયન સમુદ્રનો પ્રદેશ વટાવી મધ્ય એશિયાના સમૃદ્ધ પ્રદેશમાં આર્યોએ વસાહતો કરી ત્યારે સ્થાનિક પ્રજાઓ પણ ત્યાં ત્યાં હતી. સુમેર પ્રજાની વસાહત મેસોપોટેમિયામાં હતી. એ લોકો પણ નવી નવી વસાહતો કરતા છેક ભારત સુધી પહોંચ્યા હતા. ઉત્તર ભારતવર્ષમાં મોહેં–જો–દડો અને હડપ્પા વગેરેની સિંધુ સંસ્કૃતિના અભ્યાસે બતાવ્યું છે કે આર્યો કરતાં ખૂબ આગળ વધેલી સંસ્કારી દ્રવિડ પ્રજા મોટાં મોટાં કિલ્લેબંધ પુરો વસાવીને રહેલી હતી. એણે એની પૂર્વે ભારતવર્ષની ભૂમિમાં વસેલી ઑસ્ટ્રોલોઇડ પ્રજાને ખસેડવાનું કામ કર્યું હતું. મધ્ય એશિયામાં ભારત–યુરોપીય આર્યોમાંનાં કેટલાંક કુળો ઈરાનમાં પણ આવી વસ્યાં. ઈરાની આર્યોનું ધાર્મિક સાહિત્ય 'ગાથા અવેસ્તા'ના રૂપમાં સુલભ છે. આ ઈરાની આર્યોની સાથોસાથ આર્યોનો એક સંસ્કારી વર્ગ—બેશક ગ્રામ-સંસ્કૃતિ સાચવતો, નહિ કે દ્રાવિડોની જેમ પુર–સંસ્કૃતિ સાચવતો, છેક સપ્તસિંધુના પ્રદેશમાં આવ્યો. એ પોતાની સાથે 'ઘોડો' લાવ્યો હતો. એના એ ઝડપી વાહનના બળે એણે દ્રવિડોને ઉત્તરમાંથી ખસેડતાં છેક દક્ષિણના દ્વીપકલ્પમાં તગડી મૂક્યા, પણ મનુ એમની સ્મૃતિમાં કહે છે તે પ્રમાણે स्त्रीरत्नं दुष्कुलादपि એ ન્યાયે આર્યો દ્રવિડોના સંપર્કનો આદર કરવામાં અચકયા ન હોતા; એટલે જ ભારતીય સંસ્કૃતિના શિખર બ્રાહ્મણોના પંચદ્રવિડ અને પંચગૌડ પ્રકાર પડ્યા, જેમાં ઊજળી ચામડીના નહિ તેવા દ્રવિડો પણ બ્રાહ્મણત્વ પામ્યા. આ આખું સંમિશ્રણ વંશોને લગતું

થયું અને એમાં કારણ રાજકીય રહ્યું જ, અને જ્યાં જ્યાં વસાહતો કરી ત્યાં ત્યાં પેટ તો સાથે જ હતું એટલે આર્થિક સંબંધ વિકસતો રહેતો હતો. આર્યો નિશ્ચિત રીતે ઑસ્ટ્રિક પ્રજાની સાથે પણ આદાન–પ્રદાનમાં આવ્યા હતા. ઑસ્ટ્રિકો તેમજ દ્રવિડો પાસેથી થોડાં સ્થાનિક ઉચ્ચારણો તેમજ શબ્દસમૂહોનો આર્યોએ સ્વીકાર કર્યો હતો. ઉચ્ચારણોમાં ખાસ કરીને ट ठ ड ढ ण અને ळ એ દેન સ્થાનિક દ્રવિડ પ્રજાની છે. સંસ્કૃત ભાષાએ સ્વીકારેલા ઑસ્ટ્રિક શબ્દો આ છે: नारिकेल (નારિયેળ), कदल:(કેળ), ताम्बुल (નાગરવેલનાં પાન), गुवाक (સોપારી), हरिद्रा (હળદર), शृङ्गवेर (આદુ), वातिङ्गण (વેંગણ–રીંગણ) અને अलावु (તૂંબડાની જાત) વગેરે; મૂળમાં નદીવાચક गङ्गा શબ્દ પણ જૂના ઑસ્ટ્રિક શબ્દનો વિકાસ છે. સરખાવો હિંદી ચીનનો खोंग, મધ્ય અને દક્ષિણ ચીનનો किआंग, ઉત્તર ચીનનો चिआंग, મૂળમાં સંભવિત સ્થાનિક काङ्ग (સરખાવો બંગાળી गांग કે गां = નદી.), સંતાલી મુંડારી વગેરે આદિવાસીઓની બોલીઓ, કાશ્મીરની ઉત્તરે હુંઝી–નાગીરની બુરુશસ્કી બોલી એના અવશેષ છે; પછી તો ઑસ્ટ્રોલોઇડ પ્રજા પ્રશાંત મહાસાગરમાં આગળ વધી. સંસ્કૃતમાં નીચેના શબ્દો દ્રાવિડ પ્રકારની દેન છે: સં. घोट શબ્દના મૂળમાં કલ્પેલા *घुत्र કે घोत्र શબ્દનો સંબંધ પણ તામિળ कुटिरइ, કન્નડ कुडुरे, તેલુગુ गुर्र–मु સાથે છે. ઋગ્વેદમાં उलूखल कटुक कुण्ड खल दण्ड पिण्ड वल बिल मयूर, અથર્વવેદમાં तूल बिल्व, શુ. યજુર્વેદમાં कङ्क शूर्प, બ્રાહ્મણ ગ્રંથોમાં अर्क अलस पण्डित मङ्कु शव, ભલે ખૂબ જ મર્યાદિત સ્વરૂપમાં. પછી તો સાહિત્યિક સંસ્કૃતમાં અને પછી પ્રાકૃત ભાષાના અસંખ્ય દેશ્ય શબ્દોનો મોટો ભાગ દ્રવિડ દેન છે. સં. માં લીધેલો द्रविड़ < द्रमिड़ < द्रमिल મૂળમાં तमिळ રૂપનો વિકાસ છે.

આર્યોને મળેલી નગરસંસ્કૃતિ, મૂર્તિપૂજા, તાંત્રિક પદ્ધતિ, પૂજાપદ્ધતિ વગેરે દ્રવિડોની દેન છે. આર્યો ઋષિસંસ્કૃતિનો સમાદર કરતા હતા જ, તથી જ એમની સંસ્કૃતિમાંના ત્રીજા વાનપ્રસ્થ આશ્રમમાં સમ્રાટ પણ નિવૃત્તિ લઈ ને જંગલમાં ઋષિજીવન જીવતો હતો. આર્ય શબ્દકોશમાં એક બાજુ વન્ય સંસ્કૃતિના હજારો શબ્દો છે તો નગરસંસ્કૃતિના સંપર્કે એના પણ હજારો શબ્દો મળ્યા છે, વિકસ્યા પણ છે.

**૩. પ્રજાનું માનસિક દૃષ્ટિબિંદુ :** ઉપર બતાવ્યા પ્રકારના સંમિશ્રણને કારણે યુગે યુગે ઊભા થતા સંયોગોમાં એના માનસમાં જે નવાં નવાં

પ્રતિબિંબ પડ્યાં તે આર્યોની ભાષામાં વિકસતાં રહ્યાં. ઋગ્વેદનો પ્રકૃતિને ચાહનારો ઋષિ જ્યારે મહાભારત અને રામાયણની રચના તરફ વળે છે ત્યારે રાજનીતિની સર્વોચ્ચ કોટિને નિરૂપવામાં પણ સર્વોત્કૃષ્ટતા બતાવે છે. એનો આદર્શ ત્યાગ અને તપનો છતાં રાગ અને ભોગની પણ શ્રેષ્ઠ કોટિને એ નિરૂપી આપે છે. મહાભારત અને રામાયણની શબ્દસમૃદ્ધિમાં આર્ય-માનસ સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે. આજની જ નવ્ય ભારત-આર્ય ભાષાઓના તરફ દૃષ્ટિ કરિયે તો સંસ્કારના ભારે સમાદરે ભાષાને સંસ્કૃત દ્વારા સમૃદ્ધ કરવાની સાથોસાથ દુનિયાની અન્ય ભાષાઓમાંથી શબ્દસમૃદ્ધિ વિચારસમૃદ્ધિ સંસ્કૃતિ આદિનો સમાદર કરવાની માત્રાને ઉચ્ચ કોટિએ મૂકી છે.

**૪. ધર્મ કળા અને સાહિત્યને સમાવતી સાંસ્કૃતિક અસરો :** પૃથ્વી ઉપરની અગ્રગણ્ય ભાષાઓના વિકાસમાં ધર્મ કળા અને ઇતર-ભાષાઓના સાહિત્યે પણ ખૂબ ખૂબ ફાળો આપ્યો છે. માત્ર ગુજરાતી ભાષાનો જ વિચાર કરવામાં આવે તો એના આજના સ્વરૂપમાં ગુજરાતમાં તેમજ ભારતવર્ષમાં ફાલેલા-વિકસેલા ધર્મો, વિકસેલી લલિત કળાઓ-શિલ્પ સ્થાપત્ય ચિત્ર સંગીત આદિએ એને એક બાજુ સમૃદ્ધિ આપી છે, તો પાશ્ચાત્યોના સંપર્કે અંગ્રેજી શિક્ષણનો જે લાભ મળ્યો અને એ રીતે અંગ્રેજીમાં વિકસેલા અનેક સાહિત્યકારોનો પરિચય થયો તેણે ગુજ-રાતીમાં પણ છેલ્લાં દોઢસો વર્ષમાં અનેક સાહિત્યપ્રકારોનો વિકાસ સરળ બનાવ્યો. આ પરિચયે કેટલાંક ઉચ્ચારણ, શબ્દકોશ, વાક્યરચના આદિમાં તો અસરોનો સમાદર કરી આપ્યો, પરંતુ રહેણીકરણી અને વિચારોમાં પણ પાશ્ચાત્ય સંસ્કારોને ઝીલવા માટે એણે ભારે મહત્ત્વનો ભાગ ભજવ્યો.

ભાષાશાસ્ત્રનો એ એક જાગરૂક સિદ્ધાંત છે કે ભાષા એ કાંઈ કોઈ સ્થિર ઘન પદાર્થ નથી, એ તો હરપળે નવા સંસ્કારોને અપનાવનારો 'કૅમેરા' છે. એ સામે આવતી કોઈ પણ સારી નરસી કૃતિની પોતાની 'પ્લેટ'માં પ્રતિકૃતિ અદલોબદલ સ્વરૂપમાં ઝીલી લે છે; અને તેથી જ એ હમેશાં વિકાસના પંથ ઉપર જ ઊભી છે. કવિઓ અને સાહિત્યકારોના રૂપમાં એ વિકાસને અપનાવી પ્રજા સમક્ષ રજૂ કરી આપે છે. આપણે જોઇયે છિયે કે અસામાન્ય કોટિની સાહિત્યરચનાઓ અને ધર્મગ્રંથો પ્રજાનું આકર્ષણ થઈ પડે છે. બાઇબલે યુરોપ વગેરેની જનતાઓને કામણ કરેલું છે, તો કુરાને મુસ્લિમ પ્રજાનું, જ્યારે ભારતીય પ્રજાને એનું ધાવણ

ગીતા–મહાભારત–રામાયણમાંથી મળ્યું છે. આજે ભારતીય પ્રજા રવીન્દ્રનાથ ટાગોરની કૃતિઓમાંથી એ ધાવણ મેળવે છે, તો ગુજરાતની પ્રજા ગાંધીજી ગોવર્ધનરામ અને નાનાલાલમાંથી એ ઉમદા ધાવણ મેળવે છે. આ બધી અસરોએ ગુજરાતી ભાષાને ઘડવામાં સહાય કરી છે, એની વિચારસમૃદ્ધિને પોષણ આપ્યું છે, એની શબ્દસમૃદ્ધિને પણ ભારે બળ આપ્યું છે. આ પ્રવાહ ભવિષ્યમાં અબાધિત રીતે અન્યોન્ય દ્વારા વિકસતો રહેવાનો જ છે.

## ૩. બંધારણની દૃષ્ટિએ ભાષાની વર્ગણી :

આપણે સારી રીતે જાણિયે છિયે કે માનવ–પ્રાણીને પોતાના વિચાર પરસ્પર બતાવવાને ભાષા કે બોલી એક મહત્ત્વનું સાધન છે. પૃથ્વી ઉપર માનવજાતિનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ આ ભાષા કે બોલી મૂર્ત સ્વરૂપ ધારણ કરવા લાગી. આ પહેલી–પ્રાથમિક મૂળભૂત ભાષા કે બોલીની ઉત્પત્તિ કેવી રીતે થઈ હશે એ વિષયમાં ભાષાશાસ્ત્રીઓએ અનેક સિદ્ધાંતો રજૂ કર્યા છે તેમાંના આ પાંચ ધ્યાન ખેંચનારા છે : ૧. ઉદ્‌ગાર, ૨. ધ્વનિનું અનુકરણ, ૩. સૂચક લક્ષણનું સૂચન, ૪. ક્રિયાનું સાંઘિક સાતત્ય, અને ૫. અનુરાગ–વૃત્તિ.

**૧. ઉદ્‌ગાર** : ભૂખ તરસ બીક આશા ઇચ્છા સુખ દુઃખ ચિંતા વગેરે લાગણીઓના અતિરેકમાંથી તે તે લાગણી બતાવનારા ઉદ્‌ગાર માનવમુખમાંથી નીકળી પડ્યા. દુનિયાની બધી ભાષાઓમાં આવા ઉદ્‌ગારવાચક શબ્દ જાણીતા છે. પ્રાયઃ આવા ઉદ્‌ગારોનો પ્રયોગ સ્વતંત્ર જ થતો હશે. रे अरे अहो हं मा અને આજની ગુજરાતીના 'વાહ હાય ઓય' વગેરે એ જાતના છે. આવા શબ્દોના વિકાસમાં પછી ક્રિયારૂપો નામો સર્વનામો વગેરે વિકસ્યાં. 'પુઃ પુઃ' એ આ સિદ્ધાંત.

**૨. ધ્વનિનું અનુકરણ** : ઉદ્‌ગાર એ આત્મગત લાગણીઓનું પરિણામ હતું; ધ્વનિનું અનુકરણ એ પરગત (જડ કે ચેતન પદાર્થમાં ઉદ્‌ભૂત થતા) ધ્વનિ કે અવાજને અદ્દલોઅદ્દલ કે એવા ધ્વનિને મળતો ધ્વનિ પ્રયોજી બતાવવાની ક્રિયા છે. બાળકોમાં આ અનુકરણ અત્યંત :સ્વાભાવિક છે. 'મોટર'ને માટે પપ્‌પપ્,' રેલવે ગાડીને માટે પૂ આ સિદ્ધાંત પ્રમાણે બાળકોના મુખમાં ઊઠે છે. સં. काक (કાગડો), સં. पिक કે कोकिल (દ્રવિડી શબ્દ છે.—કોયલ), સં. मयूर આ વગેરે શબ્દો, ગુજરાતી ભાષાના ડાઘિયો (કૂતરો), લપૂતરી (કૂતરી), કુરકુરિયું—ગલૂડિયું, હાઉ (બિહામણું પ્રાણી),

કલકલિયો (પાણીનું એક પક્ષી), લેલું—લેલાડું (એકપક્ષી) વગેરે નામો આ સિદ્ધાંતના છે.' વાઉ વાઉ '–એ આ સિદ્ધાંત. જડ પદાર્થોના અનુકરણમાં સં. મમર ગદ્ગદ પર્પટ(પાપડ), તેમજ ગુજ. કડકડવું કળકળવું ખડખડવું ખળખળવું ગડગડવું ચમચમવું ટળટળવું ડગડગવું વગેરે આ રીતના છે. જડ-પદાર્થમાંથી ઊઠતા આ સિદ્ધાંતને ડિઙ્ગ ડોઙ્ગ કહેવામાં આવ્યો છે. આ ધ્વનિવાચક (onomatopoetic) શબ્દો છે.

**૩. સૂચક લક્ષણનું સૂચન :** જેમાં સ્પર્શ નથી પણ સ્પર્શ વગેરેથી ગુણલક્ષણ વગેરેનો અનુભવ થતાં શબ્દ પ્રયોજવામાં આવે. સડવું પલળવું રોડું ઢેફું ખાચકો જેવા શબ્દો આ સિદ્ધાંતના છે.

**૪. ક્રિયાનું સાંઘિક સાતત્ય :** બળતું કામ કરનારાં મજૂરો ખારવા વગેરેમાં આ પ્રવૃત્તિ જોવામાં આવે છે. ભાર ખેંચતી વેળાના સાંઘિક અવાજોના સાતત્યમાં ગાવાની વૃત્તિ વિકસે છે. 'હબ્બેશ' જેવા શબ્દો આ વૃત્તિમાંથી જન્મ્યા છે. 'યો–હે–યો' એ આ સિદ્ધાંત છે.

**૫. અનુરાગ–વૃત્તિ :** પશુ પક્ષી માનવ આ ચેતન પ્રાણીઓમાં પ્રેમની વૃત્તિ અત્યંત સ્વાભાવિક છે. જાતીય પ્રેમ હોય કે પછી અપત્યો તરફનો હોય, પરસ્પરની આ અનુરાગવૃત્તિમાંથી નાચવું કૂદવું ઊઠવું ગાવું એવી અનેક પ્રવૃત્તિઓ સ્વાભાવિક રીતે અસ્તિત્વમાં આવે છે. પ્રેમમૂલક ક્રિયાઓને લગતા શબ્દોનો વિકાસ આ વૃત્તિમાંથી થાય છે.

ભાષાની ઉત્પત્તિમાં આ પાંચ જ કારણો હશે એમ માની લેવું ન જોઈએ, ઘણાં કારણો હશે. શરૂમાં અસ્પષ્ટ અવાજ નીકળતા થયા હશે. એમાં પછીથી બુદ્ધિવશ માનસિક પ્રક્રિયાઓ ઉમેરાતાં શબ્દોનો—પછી વાક્યોનો વિકાસ થયો હશે. પશુ પક્ષીથી આમ માનવ જુદો પડ્યો; એની ભાષા વિકસી. હવે એ સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે ગુજરાત જેવા પ્રદેશમાં પણ લાખેક વર્ષ ઉપર માનવ પ્રાણીનો વાસ હતો, એટલે ભાષાની ઉત્પત્તિને તો એ સમય કરતાં પણ ક્યાંય પ્રાચીનતમ સમયમાં જવું પડશે. ઋગ્વેદની ભાષાનું સુગ્રથિત સ્વરૂપ જોતાં, એનાં રૂપાખ્યાનોનું બાહુલ્ય અને એક રૂપથી બીજા રૂપનું સૂચક પાર્થક્ય—સિદ્ધ સ્થિરતા જોતાં ઋગ્વેદની ભાષા જે કુળમાંથી ઊતરી આવી છે તે—વિદ્વાનોએ સ્વીકારેલું કૃત્રિમ નામ—ભારત–યુરોપીય કુળ કેવું સમૃદ્ધ હશે અને એ જેમાંથી વિકસ્યું હશે તે મથાળરૂપ સમકાલીન બીજાં કુળોથી ક્યારે છૂટું પડ્યું હશે–એ સમયને માટે લાખ વર્ષ તો સાવ ઓછાં પડે

આવાં એકથી વધુ કુળો પ્રાચીનતમ કાળમાં જુદું અસ્તિત્વ ધરાવતાં હતાં અને એવા તે તે કુળમાંથી પૃથ્વી ઉપર તે તે કુળની ભાષાઓ અને બોલીઓમાંની અનેક નાશ પામી ગઈ, અનેક સમૃદ્ધ સાહિત્ય સર્જાવી જગતમાંથી અસ્ત થઈ ગઇ, તો અનેક અનેક સ્વરૂપે આજે પૃથ્વીના પટ ઉપર જીવંત સ્વરૂપે વ્યવહારમાં ચાલુ છે. પૃથ્વી ઉપર અનેક ભાષાકુળો હોવા છતાં વિકાસની દૃષ્ટિએ વિચારવામાં આવે તો એનો બે રીતે વિચાર કરવામાં આવ્યો છે: **૧. એનું રૂપાત્મક સ્વરૂપ** અને **૨. એનું પારંપરિક સ્વરૂપ.** આમાંનું પ્રથમ સ્વરૂપ તે તે ભાષા કે બોલીનો બાંધો કેવો છે એ બતાવે છે, જ્યારે બીજું સ્વરૂપ તે તે ભાષા કે બોલી કયા ભાષાકુળમાંથી ઊતરી આવી છે અને કઈ કઈ ભાષા કે બોલી સાથે કૌલિક સંબંધ ધરાવે છે એ બતાવે છે. અહીં ઉદાહરણ તરીકે ગુજરાતી ભાષાનો જ વંશવેલો તપાસવા જતાં આપણને એના મૂળમાં રહેલી ગૌર્જર અપભ્રંશ ભૂમિકા, એના મૂળમાં રહેલી શૌરસેની પ્રાકૃત ભૂમિકા, એની પૂર્વમાં આવેલી ઋગ્વેદકાલીન વૈદિકી સંસ્કૃત ભૂમિકા—આવી પરંપરા એના પ્રામાણિક સ્વરૂપમાં નિહાળી શકિયે. ઋગ્વેદની ભાષાભૂમિકાથી લઈ આજની ગુજરાતી ભાષા સુધીમાં અનેક પેટા–ભૂમિકાઓ વટાવવી પડે છે. આ આખો વિકાસ પરંપરાત્મક સ્વરૂપ જ આપી શકે. બેશક, આ પરંપરાનો નિશ્ચય કરવામાં દેશ અને પ્રજાઓનો સંબંધ પણ નિયામક છે. તેથી જ ભાષા કે બોલીને મુખ્યત્વે દેશના નામથી ઓળખવામાં આવે છે. પ્રજાઓનાં સ્થળાંતર, ત્યાં ત્યાંની પ્રજા સાથે સંમિશ્રણ, ત્યાં ત્યાંની બોલીઓ સાથેના સંબંધે આદાન–પ્રદાન, કચડાયેલી પ્રજાની ભાષાઓનો નાશ છતાં શબ્દકોશને એમનું પ્રદાન—આ બધું પરંપરાત્મક સ્વરૂપનો વિચાર સાધી આપે છે. આમ છતાં ભાષાનું સ્વરૂપ સમઝવાને માટે તો એનો રૂપાત્મક દૃષ્ટિએ જ વિચાર આવશ્યક થઈ પડે છે; પરંપરાત્મક સ્વરૂપ તો રૂપાત્મક સ્વરૂપના વિચારમાં એક સહાયક બળ તરીકે ઉપયોગી થાય છે. તેથી જ પૃથ્વી ઉપરની જુદી જુદી ભાષાઓ અને બોલીઓના પ્રકારનો નિશ્ચય કરવામાં ભાષા કે બોલીની **રૂપાત્મકતાનો** જ ભાષાશાસ્ત્રીઓ સમાદર કરે છે.

**૧. રૂપાત્મક પ્રકાર :**

તે તે ભાષા કે બોલીની પ્રકૃતિ પ્રમાણે એના મહત્ત્વના બે પ્રકાર જોવામાં આવે છે : (૧) **નિરવયવ** (inorganic) **અને** (૨) **સાવયવ** (organic).

(૧) **નિરવયવ**: વાક્ય એ ભાષા કે બોલીનો એકમ છે. વાક્યમાં આવતા જુદા જુદા શબ્દોના પરસ્પર સંબંધને આધારે વાક્યગત એક વિચાર મૂર્ત થાય છે. શબ્દોનો પરસ્પર સંબંધ—એ નામ છે, વિશેષણ છે, સર્વનામ છે, ક્રિયાપદ છે એ વગેરે—અમુક ચોક્કસ નિશાનીથી સામાન્ય રીતે વ્યક્ત થતો જોવામાં આવે છે. આવી કોઈ નિશાની વિના જ સ્થાન પ્રમાણે એકનો એક શબ્દ જ નામ વિશેષણ ક્રિયાપદ વગેરેનો ભાગ ભજવતો હોય છે. આમ વાક્યમાં શબ્દની અમુક એક ચોક્કસ સિદ્ધ અવયવસ્થિતિ નથી તેથી આવા પ્રકારની ભાષાઓ કે બોલીઓ **નિરવયવ** કહેવાય છે. ચીની એનું સારામાં સારું ઉદાહરણ છે, એ **એકાક્ષરી** (monosyllabic) ભાષા છે. વાક્યમાં જરૂરિયાત પ્રમાણે એકનો એક શબ્દ ગમે ત્યાં વપરાય છતાં રૂપમાં કશો ફેર થવા દેતી નથી, 'वो पु प्पा त्हा—મને નહિ બીક એની,' 'त्हा पु ह वो—એને નહિ બીક મારી.' ગુજરાતી ભાષામાં આવાં નિરવયવ રૂપ આપણે નથી વાપરતા એમ નથી; 'બા, રે મા' એમ કહીશું, પણ સ્થિતિ ચીની ભાષા જેવી નથી જ. આપણે ત્યાં માત્ર પ્રાસંગિક રીતે એકાક્ષરી શબ્દો આવે છે, ત્યારે ચીની ભાષામાં સાર્વત્રિક સ્થિતિ છે. એ ખરુ કે ચીની ભાષામાં કેટલાંક સામાસિક રૂપ બને પણ છે; જેમકે तुङ्ग–स्हि પૂર્વ-પશ્ચિમ; વળી પ્રત્યયો પણ જોવામાં આવે છે; જેમકે हौ–चु ભલપણ, चङ्ग–चु–લાંબાપણું, જેમાં चु ભાવવાચક અનુગ છે. લાંબા કાળે આવી વસ્તુ દાખલ થઈ છે ખરી છતાં ભાષાનું સ્વરૂપ તો એકાક્ષરી જ રહ્યું છે. તેથી જ ચીની ભાષાને વ્યાકરણની જરૂર ઊભી થતી નથી. રૂપાખ્યાનોની કોઈ ભાંજઘડ એને નથી. ચીની કુળ **તિબેટો–ચીની ભાષાકુળ** તરીકે જાણીતું છે. એની ત્રણ શાખાઓ તે ૧. તિબેટો–બ્રહ્મી કુળ, ૨. થાઈ–ચીની કુળ અને ૩. યેનિસ્સી બોલીઓ. પહેલા પ્રકારની શાખામાં તિબેટો–હિમાલયી, ઉત્તર આસામી, મધ્ય અને દક્ષિણ આસામી અને આરાકાન બર્મીનો સમાવેશ તે તેની અનેક પેટાબોલીઓ સાથે છે; થાઈ–ચીની શાખામાં સિયામી, અન્નમ્મુઓંગ, કરેન બોલીઓ, સિ–લો–નો બોલીઓ અને ઉત્તર તથા દક્ષિણ ચીની ભાષા અને બોલીઓનો સમાવેશ છે. તિબેતની ભોટિયા તિબેટો–હિમાલયીની શાખા છે.

(૨) **સાવયવ**: શબ્દનો વ્યક્તિગત સંબંધ જેમાં બે રીતે આપવામાં આવે છે: ૧. શબ્દસ્વરૂપમાં જ કાંઈ ફેરફાર કરવાથી અને ૨. શબ્દને પૂર્વગ મધ્યગ કે અનુગ ઉમેરીને. वाचा वदति, वाचिकः . अयं संवादः;

પ્રથમના ઉદાહરણમાં वच् અને वद् મૌલિક અંગ છે—ધાતુ છે. वच् ઉપરથી નામ વાચ્ બની ત્રીજી વિભક્તિ એ. વ. નો આ ઉમેરાયે વાચા રૂપ બન્યું છે; તો वद् ધાતુ પહેલા ગણનો હોઈ अ વિકરણ અને વર્તમાનકાળ કર્તરિ પરસ્મૈપદ ત્રીજા પુરુષનો ति પ્રત્યય લાગતાં 'એ બોલે છે' અર્થ આપતું वदति આવે છે. બીજા વાક્યમાં વાચ્‌ને તદ્ધિતનો इक લગાડી संवादના વિશેષણરૂપે મૂક્યું અને એને અનુસરી નરજાતિ ૧ લી વિ., એ. વ. નો स् પ્રત્યય લગાડી દેવામાં આવ્યો, अयम् સાર્વનામિક રૂપ મૂળ કોઈ अ–અંગવાળા શબ્દનું છે; ખૂબ જૂનું રૂપ હોઇ નરજાતિએ ૧ લી વિ., એ. વ. નું એ રૂપ મળ્યું છે. संवादમાં वद् ધાતુને अ કૃત્ પ્રત્યય લગાડી નરજાતિનું રૂપ બનાવ્યું છે અને પરસ્પરનો અર્થ આપવા પૂર્વે सम् ઉપસર્ગ તરીકે આવ્યો છે, શબ્દ નરજાતિનો અકારાંત હોઈ પ્રત્યયથી રૂપ બન્યું છે. અહીં अस्ति ક્રિયાપદનો અધ્યાહાર છે. આ આખી રચના સાવયવ થઈ છે, એટલે કે વાક્યનો પ્રત્યેક અવયવ આવશ્યકતા પ્રમાણે તૈયાર થઈ આવી ઊભો છે.

સાવયવ રૂપરચનાની ભિન્ન ભિન્ન રીતિઓને લઈને આ પ્રકારના મહત્ત્વના ત્રણ પેટા–પ્રકાર જાણવામાં આવ્યા છે : ૧. સમાસઘન (incorporating), ૨. સમાસબહુલ (agglutinating), અને ૩. રૂપઘટનાત્મક (inflecting)

**૧. સમાસઘન :**

આ પ્રકારની ભાષાઓની એ વિશેષતા છે કે અનેક શબ્દોના સંપૂર્ણ શબ્દ નહિ પણ ટુકડા એકબીજામાં જોડાઈ સંપૂર્ણ વાક્ય એક–શબ્દાત્મક જ બની રહ્યું હોય છે; શબ્દોમાંનો આગળ પડતા ધ્વનિવાળો ભાગ જ ઊપડી એકબીજામાં સંમિલિત થઇ ગયો હોય છે. ઉત્તર અમેરિકાના ગ્રીન-લેન્ડની ભાષા આ પ્રકારની છે. (સ્વ. તારાપોરવાળાએ આપેલું ઉદા.) 'औलिसर्–इ–अर्तोर्–अ–सुअर्पोक्–એ માછીમારીએ જવા ઉતાવળ કરે છે.' આ ત્રણ શબ્દોનું ઘનીભૂત વાક્ય થયું છે. औलिसर्–માછલાંનો શિકાર કરવો, पेअर्तोर्—માં રોકાવું, पिन्ने–सुअर्पोक्–એ ઉતાવળ કરે છે. આ ઉપરથી આ પ્રકારની ભાષાનાં બે લક્ષણ અત્યંત સ્પષ્ટ થઈ જાય છે : ૧. એકશબ્દાત્મક સમાસઘન વાક્ય, અને ૨. પ્રત્યેક સામાસિક શબ્દમાં એક કે એકથી વધુ અક્ષરનો લોપ કરી નાખવાનું. આવા પ્રકારની ભાષાઓ ઉત્તર–દક્ષિણ અમેરિકામાં જ મળી આવે છે.

બેશક, બાસ્ક ભાષામાં આ જાતની કેટલીક લાક્ષણિકતા છે તેથી આંશિક રૂપમાં એને સમાસઘન કહી શકાય. એના શબ્દોમાં સર્વનામોના વિષયમાં આ સ્થિતિ પ્રવર્તે છે; જેમકે, 'द–रुर्–क्रिओत्–हु એની પાસે લઈ જાઉં છું', 'न–कर्–सु–तु મારી પાસે લાવે છે,' 'हु–कर्–त् हु તારી પાસે લાવું છું.' આમ બાસ્ક ભાષામાં ક્રિયાપદ પણ સમાસઘન છે.

આની સરખામણી આપણે ગુજ. ભાષામાંના એવા ક્વચિત્ મળતા વિકારોને વશ થયેલાં વાક્યરૂપોની સાથે કરી શકિયે; જેવાં કે, मेंकुं કે मकुं–મેં કહ્યું—'हुंकुं–હું કહું' 'समडी કે संपडी–સમઝ પડી કે?' સૌરાષ્ટ્રની બોલીમાં 'छोकरियु ग्युत्यु–છોકરીઓ ગઈ હતી' માં गईओ हतिओનું લાક્ષણિક ग्यु–त्यु છે. लई आव्यो અને जई आव्योનાં लयाव्यो, जयाव्यो સંખ્યાત્મક રૂપ પણ સરખાવવા જેવાં છે. लाव ક્રિયારૂપ लयावनो વધુ સંકોચ છે. (ડૉ. તેસ્સિતોરી આને लिइनुं ल्यावइ પ્રેરકરૂપ ગણે છે–પણ એ ભ્રમ છે, ૧૧૪ (૨)) पाउधारनुं पधार પણ આવો કાંઈક ખ્યાલ આપે.

**૨. સમાસબહુલ :**

આમાં પણ 'સમાસઘન'ની જેમ શબ્દો વાક્ય બનાવવા એકસાથે જોડાઈ રહે છે; પણ તફાવત એ છે કે 'સમાસઘન'માં સંપૂર્ણ શબ્દ નહિ, પણ એનો એક એક ભાગ જ એકબીજા શબ્દોમાં ઘનીભૂત થતો હોય છે, જ્યારે 'સમાસબહુલ' ભાષામાં પ્રત્યેક શબ્દ પોતપોતાનું અસ્તિત્વ સાચવી રાખતો હોય છે, ઘનીભૂતતા થતી જ નથી. આ જાતની ભાષાઓમાં વ્યાકરણ ઉપર કોઈપણ જાતની નિરર્થક લાદણી થતી નથી અને રૂપાખ્યાનની નિયમિતતા તેમજ પ્રાસાદિકતા જળવાઈ રહે છે. આનું સારામાં સારું ઉદાહરણ તુર્કી ભાષા પૂરું પાડે છે. ઉદા. सेव् ધાતુ 'ચાહવું' અર્થમાં છે. વિધ્યર્થભાવ मेक् થી બતાવાય છે; એમ सेव्–मेक्=ચાહવું. વચ્ચે मे ઉમેરતાં નકારાર્થ: सेव्–से–मेक्–ચાહવું નહિ. જો इन् ઉમેરવામાં આવે તો 'પોતાને ચાહે છે' થાય. सेविन्–मेक्=પ્રસન્ન થવું, આનંદ પામવો. બીજા મધ્યગ :

इल् કર્મણિ અર્થ માટે : सेविल्–मेक्=ચહવાવું<br>
इश् પારસ્પરિકતા માટે : सेविश्–मेक्=પરસ્પર ચાહવું<br>
दिर् પ્રયોજક અર્થે : सेंव्–दिर्–मेक्=ચાહવા પ્રેરવું

આવા અનેક મધ્યગોથી ભાષા સમૃદ્ધ છે અને દરેક કાળ, દરેક અર્થ, દરેક પુરુષ, દરેક વચન આ રીતે એક કરતાં વધુ મધ્યગોના અને અનુગોના

ઉમેરણથી સંધાય છે; જેમકે सेव्–दिरिल्–मेक् = ચહાવરાવવું, सेविश्–दिरिल्–मेक् = પરસ્પર ચહાવરાવવું, सेविश्–दिरिल्–मे–मेक् = પરસ્પર નહિ ચહાવરાવવું. નામિકી વિભક્તિઓ :

| | |
|---|---|
| एव्–ઘર | एव्–देन् ઘરમાંથી |
| एविम्–મારું ઘર | एविम्–देन् મારા ઘરમાંથી |
| एव्–लेर्–ઘરો | एव्–लेर्–देन् ઘરોમાંથી |
| एव्–लेरिम्–મારાં ઘર | एव्–लेरिम्–देन् મારાં ઘરોમાંથી |

જરૂર પડતાં સ્વરાદિ ફેરફાર પણ કરી લેવામાં આવે છે. ओद=ઓરડો, ओदम् (इम् માંથી इ લુપ્ત થયો)–ओदम्–दन् = મારા ઓરડામાંથી (देन् નો दन् થયો); ओद–लर्–दन् ઓરડાઓમાંથી (लेर् અને देन् બંનેમાંથી ए ગયો, अ થયો). ક્રિયારૂપોમાં પણ આ જ પ્રકાર છે :

| | |
|---|---|
| दे–કહે (આજ્ઞાર્થ) | दे–येचेक् એ કહશે |
| दे–योर्–એ કહે છે | दे–येक्–लेर् એઓ કહેશે |
| दे–योर्–लर्–એઓ કહે છે | |

તુર્કી પણ ચીની જેમ એકસ્વરી છે, પણ તુર્કીમાં મધ્યગ અને અનુગોથી કારકાદિ સંબંધ થાય છે, ચીનીમાં એવું કશું નથી.

આની સાથે સં. શ્વસ્તન ભવિષ્યકાળનાં રૂપ સરખાવી શકાય કે જેમાં તૃઅંતવાળા રૂપને अस् ધાતુનાં વર્તમાનકાળનાં રૂપ ઉમેરી ૧ લો–૨ જો પુરુષ સધાય છે: ૧. भवितास्मि भवितास्वः भवितास्मः, ૨ भवितासि भवितास्थः भवितास्थ

સં. ક્રિયાપદોને લગતા વિકરણ પ્રત્યયો, સાદા ભવિષ્ય અને ક્રિયાતિપત્ત્યર્થમાંનો મધ્યગ स्य, ઇચ્છાદર્શક રૂપોમાંનો મધ્યગ प, કર્મણિરૂપોનો य મધ્યગ, અને પ્રેરકમાં अप्–आप् મધ્યગ આવો કોઇ પ્રાચીન પ્રકાર જ સૂચવે છે. સં. કૃત્ અને તદ્ધિત પ્રત્યયોને પણ આ પ્રકારમાં મૂકી શકાય. સં.ની વિશેષતા એ છે કે એને ‘ સ્વરારોહ ’ (ગુણ વૃદ્ધિ છે), તુર્કીને નથી.

વિવિધતા અને લાક્ષણિકતાને લીધે સમાસબહુલ ભાષાના ત્રણ પેટા પ્રકાર નક્કી કરવામાં આવ્યા છે : (૧) પૂર્વગપ્રધાન, (૨) અનુગપ્રધાન, (૩) પૂર્વગ-અનુગ-પ્રધાન

(૧) પૂર્વગપ્રધાન: આ પ્રકારની ભાષાઓ અને બોલીઓનું દક્ષિણ આફ્રિકામાં પ્રભુત્વ છે. ત્યાં પ્રત્યયો જ નથી, બધું કાર્ય શબ્દોના આરંભમાં પૂર્વગો મૂકવાથી થાય છે. આ ભાષાઓ 'બાંટુ'યૂથની છે. 'અમારો માણસ સુંદર દેખાય છે, અમે એને ચાહિયે છિયે' આ વાક્યને 'કાફિર' બોલીમાં નીચે મુજબ બોલી શકાય:

| उमुन्तु | वेतु | ओमु | छ्ले | उय्-अवोनकाल | सिम्तन्द |
|---|---|---|---|---|---|
| માણસ | અમારો | સુંદર | દેખાય | છે | અમે-એને-ચાહિયે છિયે |

આનું બહુવચન નીચે પ્રમાણે થાય:

| अवन्तु | वेतु | अब | छ्ले | वय्-अवोनकाल | सिबतन्द |
|---|---|---|---|---|---|
| માણસો | અમારા | સુંદર | દેખાય છે. | અમે એઓને | ચાહિયે છિયે |

સં. ભાષામાં ભૂતકાળની નિશાની તરીકે હ્યસ્તન–અદ્યતન–ક્રિયાતિપત્તિમાં વ્યંજનથી શરૂ થતા ધાતુમાં अ અને સ્વરથી શરૂ થતા ધાતુમાં आ આગમ આવે છે; નકાર બતાવવા એ રીતે अ અને अन् આવે છે. અતિ પ્રાચીન કાળના આ માત્ર અવશેષ ઉપરની રીતિથી અલગ જ પડી ગયા છે.

(૨) અનુગપ્રધાન: ઉપર તુર્કી ભાષાનો નિર્દેશ કરવામાં આવ્યો છે જ. આ પ્રકારમાં મૂળશબ્દની પછી અનુગોની ભરમાર રહે છે. 'યુરલ' 'અલ્તાઈ' અને 'દ્રવિડી' ભાષાકુળોનો આ પ્રકારમાં સમાવેશ થાય છે. ભાષા વિકાસની એવી આગળ ભૂમિકાએ પહોંચી ગયેલી હોય છે કે કેટલાક દાખલાઓમાં અનુગોનાં મૂળ જાણવાં પણ વિકટ થઈ પડ્યાં છે; છતાં અનુગ એવી રીતે ખડકાયા હોય છે કે એના કણે કણ આપણે તારવી શકિયે છિયે. ભારત–યુરોપીય-કુળની ભાષાઓમાં નામિકી અને આખ્યાતિકી (ક્રિયા) વિભક્તિઓમાં પ્રત્યયો ઉમેરાયેલા હોય છે, પણ તફાવત એ છે કે એમાં વચન અને વિભક્તિ બતાવનાર તે તે એક જ પ્રત્યય હોય છે, ત્યારે અનુગપ્રધાન સમાસબહુલ ભાષાઓમાં તો પ્રત્યેક અર્થ બતાવનાર અનુગો સ્પષ્ટ અલગ તરી આવે છે. તારાપોરવાળાએ सेवक શબ્દનાં સં. અને કન્નડ રૂપ નમૂના માટે નીચે પ્રમાણે આપ્યાં છે:

| | | |
|---|---|---|
| ૧ | सेवक–रु | सेवकाः |
| ૨ | सेवक–रन्नु | सेवकान् |
| ૩ | सेवक–रिंद | सेवकैः |

४ सेवक्–रिगे — सेवकेभ्यः
५ (नथी) — ,,
६ सेवक्–र — सेवकानाम्
७ सेवक्–रल्लि — सेवकेषु

કન્નડમાં બ. વ. માં र् મધ્યગ અને એ. વ. માં न् મધ્યગ છે. એ રીતે सेवक-नु सेवक–नन्नु सेवक–निन्द सेवक–निगे सेवक–न सेवक–नल्लि એ. વ. નાં રૂપ છે.

બ. વ. માં ગુજરાતીને ओ તો હિંદીને ओं મધ્યગ મળ્યો છે એ આ પ્રકારનો આછો ખ્યાલ આપી જાય છે સૌરાષ્ટ્રની બોલીમાં ત્યાં उ કે उं વપરાય છે.

**(૩) પૂર્વંગ–અનુગપ્રધાન** : પ્રશાંત મહાસાગરમાંથી લઈ હિંદી મહાસાગરમાં છેક માડાગાસ્કર સુધીના આવેલા દ્વીપોમાં અનેક ભાષાઓ અને બોલીઓ આ પ્રકારની છે. એનાં એકબીજાથી નિરનિરાળાં જ કુળો છે. મલાયા ટાપુની ભાષામાં પૂર્વગો મધ્યગો અને અનુગો છૂટથી વપરાય છે, છતાં અનુગોનું પ્રાધાન્ય વધુ સૂચક છે. આ ભાષાઓમાં શબ્દના પ્રકાર ચીની અને તુર્કી ભાષાઓની જેમ એના સ્થાન ઉપરથી નક્કી થાય છે, સંસ્કૃતાદિ ભાષાઓની જેમ તે તે શબ્દપ્રકાર સ્વતંત્ર નથી; પોલિનેશિયાની ભાષાઓમાં ભારે મિશ્રણ થઈ ગયું છે. એમાં સમાસબહુલ તેમજ રૂપઘટનાત્મક બેઉ પ્રકાર માલૂમ પડી આવે છે; આમાં અનેક પ્રજાઓનું સંમિશ્રણ કારણભૂત હશે. સમાસબહુલ ભાષાઓમાં લિંગભેદ (જાતિભેદ) નથી. સિલોનની સિંઘલી ભાષા સમાસબહુલ' છે.

**૩. રૂપઘટનાત્મક :**

આ પ્રકારમાં પ્રત્યયો લગાડવાથી રૂપાખ્યાન સિદ્ધ થાય છે. વાકચમાં કારકસંબંધ–વિભક્તિસંબંધ–ક્રિયાપદનો સંબંધ આ કેવળ પ્રત્યયોને અધીન હોય છે. ઉપર આપણે સ્પષ્ટ જોયું કે 'સમાસઘન' અને 'સમાસબહુલ' પ્રકારોમાં પ્રત્યયોનું અસ્તિત્વ જ નહોતું. એ ધ્યાનમાં રાખવું કે 'અનુગો' એ પ્રત્યયો નથી જ. ભારત–યુરોપીય કુળની જૂની ભાષાઓ, અને સેમિટિક–હેમિટિક યૂથની ભાષાઓ આ ત્રીજા રૂપઘટનાત્મક પ્રકારની છે. ભારત–યુરોપીય ભાષાપ્રકારમાંથી ઊતરી આવેલી યુરોપીય, મધ્યએશિયા–ઈરાન–અફઘાનસ્તાન ભારત–પાકિસ્તાન વગેરે એશિયાઈ ભાષાઓમાં અને

સેમિટિક–હેમિટિક પ્રકારની અરબી–હિબ્રૂ ઇજિપ્શિયન વગેરે ભાષાઓમાં આ તત્ત્વ થોડે ઘણે અંશે આજ દિવસ સુધી જળવાઈ રહ્યું છે.

'પ્રત્યય' એ આ ભાષાઓની પ્રધાન લાક્ષણિકતા છે. શબ્દનું એ પ્રધાન અને આવશ્યક અંગ છે; એ વિના શબ્દ બની શકતો જ નથી. ભારત–યુરોપીય કુળ અને સેમિટિક–હેમિટિક કુળ રૂપઘટનાત્મક હોવા છતાં તદ્દન નિરનિરાળાં કુળ છે; બંને કુળો વચ્ચે પારંપરિક કે ઐતિહાસિક કોઈપણ પ્રકારનો મેળ નથી, અને આંતરિક બંધારણની પ્રક્રિયાઓમાં બેઉ વચ્ચે ભારે અંતર છે : બીજું કુળ અ. આંતરિક–રૂપઘટનાત્મક અને પહેલું કુળ આ. બાહ્ય–રૂપઘટનાત્મક છે.

**અ. આંતરિક–રૂપઘટનાત્મક** : આ પ્રકારમાં પૂર્વગો–અનુગો–પ્રત્યયોથી ભાષાની રૂપ–રચના સિદ્ધ થાય છે એ ખરું, પણ એની સમગ્ર વિશેષતા એકનો એક ધાતુ વાક્યમાં નામ ક્રિયાપદ વગેરે સ્વરૂપમાં આવે, પણ દરેક પ્રકારમાં આંતરિક સ્વરૂપમાં સ્વરવિકાસ થયો હોય છે. પ્રત્યેક ધાતુ ત્રિવર્ણી છે; સ્થાન પ્રમાણે સ્વર બદલાતા હોય છે. દા.ત. क़्त्ल् આ સેમિટિક કુળની અરબી ભાષામાં મૂળ ધાતુ છે. એના ઉપરથી क़तल ('अ'ના ઉમેરણથી)–એણે માર્યું, क़ुतिल–એ મરાયો, क़्यतुलु–એ મારે છે, क़ातिल्–મારતું, क़िल्ल्–શત્રુ, क़ितल्–ઝાપટ, ફટકો, ઘાત.

સેમિટિક ભાષાકુળનું મૂળ બંધારણ સમસ્તાત્મક (synthetic) હતું; જેમ જેમ ભાષાઓ આ બાજુ આવતી ગઈ તેમ તેમ એઓમાં વ્યસ્તાત્મક (analytic) સ્વરૂપ વિકસિત થયા કર્યું છે; આંતરિક–રૂપઘટનાનું તત્ત્વ ઓસર્યું અને વાક્યમાં આવતા સ્થાન પરત્વે શબ્દના પ્રકારનો અને અર્થનો આધાર મુકરર થતો ચાલ્યો.

**આ. બાહ્ય–રૂપઘટનાત્મક**: એકના એક ધાતુમાં સ્વરારોહ-(ગુણ–વૃદ્ધિ)થી જુદા જુદા પ્રત્યયોને અધીન રહીને અનેક શબ્દોનો વિકાસ થવો એ આ પ્રકારની વિશિષ્ટતા છે. જુદા પડતા એવા અસ્વાભાવિક સ્વર પણ સ્થાન પામેલા અત્યારે જોવામાં આવતા હોય ત્યાં પણ પૂર્વકાળમાં નિકટનો સંબંધ સ્વરારોહ કે એવા કોઈ કારણે રહેલો જ હોય. આમ શબ્દ–વિકાસની દિશામાં ચોક્કસ પ્રકારનું નિયંત્રણ રહ્યું જ છે. સમગ્ર ભારત–યુરોપીય ભાષાકુળ આ પ્રકારમાં સમાવેશ પામે છે. ભારત–યુરોપીય કુળમાં જ નહિ, પૃથ્વી ઉપરની બધી જ પ્રાચીન ભાષાઓમાં જૂનામાં

જૂનું અંત્યસ્થ સ્વરૂપ વૈદિક સંસ્કૃતિને જાળવી રાખતા 'ઋગ્વેદ'નું જ મળ્યું છે. અત્યંત વ્યવસ્થિત–સુગ્રથિત સમસ્ત-રૂપ રૂપઘટનાત્મક એ ભાષાસ્વરૂપ ઈ.સ. પૂર્વે ૧૫મી સદીથી આ બાજુનું તો નથી જ. આદિમાનવની ભાષા અને ઋગ્વેદની ભાષા વચ્ચે સેંકડો નહિ, હજારો વર્ષોનો ગાળો હોય તો એમાં કશું આશ્ચર્ય નથી. ભાષાકીય સંસ્કારના સર્વોચ્ચ શિખર ઉપર ઋગ્વેદની અનેક રૂપોથી સમૃદ્ધ છતાં સ્વાભાવિક ભાષામાં પછી ઉત્તરોત્તર ઘસારો શરૂ થયો અને એમાંથી એક બાજુ છેક સાહિત્યિક સંસ્કૃત ભાષા તો બીજી બાજુ પ્રાથમિક પ્રાકૃતોથી લઈ આજની નવ્ય ભારત–આર્ય ભાષાઓ ફલિત થઈ, જેમાં રૂપાખ્યાનોની સમૃદ્ધિ–વિપુલતા સીમિત થતી અને થતી ચાલી; મૂળ સમસ્ત સ્વરૂપની ભાષા એની આજની અનેક શાખાઓમાં વ્યસ્ત સ્વરૂપનું પ્રાધાન્ય પામવા સુધી પહોંચી.

ભારત–યુરોપીય સમગ્ર ભાષાસ્વરૂપની વિશિષ્ટ સાત લાક્ષણિકતાઓ એના ઉત્તરોત્તર વિકાસક્રમમાં પણ ઉપયોગી છે. સાતે ક્રમશઃ આ પ્રમાણે છે:

**૧. પ્રત્યયાત્મક રૂપરચના:** સામાન્ય રીતે મૂળ ધાતુમાં પ્રત્યય કે પ્રત્યયો લાગી વિભિન્ન શબ્દસ્વરૂપો સધાયાં હોય છે–સધાતાં રહે છે. ઋગ્વેદની જૂની ભાષામાં વપરાયેલાં રૂપાખ્યાનોમાં રહેલા પ્રત્યયોનાં મૂળ રૂપ પકડી શકાતાં નથી. પ્રત્યયોમાંના કોઈ કોઈનાં મૂળ રૂપ શોધવાનો પ્રયત્ન થયો પણ છે અને અદ્યતન ભૂતકાળના સાતમાંના એક પ્રકારનાં રૂપોમાંના ष् કે સાતમા ગણના ધાતુઓની નિશાની તરીકે લાગતા न् વગેરે મધ્યગો વિશે કલ્પનાઓ કરવામાં પણ આવી છે, પણ હજી એ કલ્પનાઓ પ્રતીતિજનક નથી નીવડી; પારંપરિક ચકાસણીમાં આપણે ઇચ્છાદર્શક રૂપોમાંના ष् કે इष् જેવા એકાદા પ્રત્યયના મૂળમાં 'इष्–ઇચ્છવું' જેવા મૂળને જોઈ પણ શકિયે, એટલું જ. હજારો પ્રત્યયો–મધ્યગોના વિષયમાં સ્પષ્ટ રીતે અસ્પષ્ટતા જ રહી છે. ઉપર એક સ્થળે वच् वद् ધાતુ ઉપરથી ઊભા થતા શબ્દો જોયા છે; જેમ કે वच्–वद्નાં કાળોનાં–અર્થોનાં–પ્રયોગોનાં–પ્રેરકનાં વગેરે રૂપોમાં વિકરણ મધ્યગ હોય તો એ સ્પષ્ટ નથી પણ; वचन–वदन (अन પ્રત્યય), वाच् (સીધું રૂપ), वादः (अ પ્રત્યય), उक्ति (ति પ્રત્યય), वाचक (अक પ્રત્યય) વગેરે નામો કે વિશેષણો બન્યા પછી પાછાં એના લિંગ પ્રમાણે રૂપાખ્યાન.

**૨. સમસ્ત સ્વરૂપમાંથી વ્યસ્ત સ્વરૂપ તરફ જવાનું વલણ :** ઋગ્વેદનું સ્વરૂપ જોતાં એની ભાષા આપણને સંપૂર્ણ સમસ્ત સ્વરૂપની અને પ્રત્યયોથી રૂપસિદ્ધિ ઉચ્ચ કોટિએ પહોંચેલી હોય તેવી જોવામાં આવે છે. આ કોટિએ એ ભાષાભૂમિકા કેવી રીતે પહોંચી હશે એ કોયડો જ છે. શબ્દના પ્રકાર પણ અત્યંત સ્પષ્ટ સ્વરૂપમાં આ ભાષામાં સ્થાપિત થયેલા મળે છે. નામિકી અને આખ્યાતિકી (ક્રિયા) વિભક્તિઓની સ્પષ્ટતા તિલ–તંદુલની જેમ જણાઈ આવે છે; એ જ પરિસ્થિતિ ગાથા–અવેસ્તાની ભાષાભૂમિકામાં અને જૂની ગ્રીક ભાષામાં પણ જોવા મળે છે; લાતિનનું સ્વરૂપ પણ એની સાક્ષી પૂરે છે. આ જૂની ભાષાઓમાંથી રૂપોમાં પ્રવેશ કરેલા ઘસારાએ પ્રત્યયહીન રૂપોનો વિકાસ આપ્યો છે અને આપણે અંગ્રેજી ભાષાનું સ્વરૂપ (ત્યુતોનિકમાંથી કેટલીયે ભૂમિકાએ વિકસેલું), તો ભારતમાં ઉ. ત. હિન્દીનું આજનું સ્વરૂપ (ભારત–આર્યની કેટલીયે ભૂમિકાએ વિકસેલું) જોવા મળે છે. પ્રત્યયોની શિથિલતાનાં દર્શન નપું. ૧ લી ૨ જી ના બ.વ.ના (आ)नि પ્રત્યયના લોપમાં, તો ૭ મી વિભક્તિનાં परमे व्योम्नि–व्योमनि ને બદલે परमे व्योमन् (તૈ. ઉપનિ.) જેવા પ્રયોગોમાં મળે છે. આજનાં ગુજરાતી **'બાળક લાડુ ખાતો હતો'** જેવાં ઉદાહરણોમાં પ્રત્યયહીન રૂપો સ્પષ્ટ દેખાય છે; 'ખાતો હતો' માં વર્ત. કૃદંતનો સં. अत् પ્રત્યય ઊતરી આવ્યો છે અને પું., ૧ લી એ. વ. નાં રૂપોનો 'ओ' પ્રત્યય પણ છે, છતાં એના ક્રિયાપદ તરીકેના ઉપયોગમાં વ્યસ્ત સ્વરૂપને અધીન બનેલ છે. Mother loves her childમાં lovesમાં 's' પ્રત્યય બચી રહ્યો છે, બાકીનાં વ્યસ્ત રૂપો જ છે, આ પછી યથાસ્થાન ભારત–યુરોપીય વિશાળ કુળની ઊતરી આવેલી ભાષાઓનો નિર્દેશ કરવાનો થશે તે બધી ભાષાઓ અને તે તે ભાષાની બોલીઓ મોટે ભાગે પ્રત્યયહીન દશાનાં રૂપોને અધીન બનીને વર્તમાન સ્વરૂપને પામી છે.

**૩. પ્રત્યયઘન એકાક્ષરી ધાતુઓ :** ઉપર યથાસ્થાન બતાવ્યા પ્રમાણે સેમિટિક ભાષાકુળમાં ત્રિવર્ણી ધાતુઓમાં સ્વરોના અનેક રીતે ઉમેરણથી શબ્દોના વિભિન્ન પ્રકાર બનતા હતા; એનાથી જુદી જ રીતે ભારત–યુરોપીય ભાષાકુળમાં એકસ્વરી ધાતુઓનું જ પ્રભુત્વ હતું; આંતરિક ગુણવૃદ્ધિના ફેરફારોને અધીન રહીને એક કે એકથી વધારે પ્રત્યયોની ભરમારથી શબ્દોના વિભિન્ન પ્રકાર બનતા હતા. સંસ્કૃત ભાષામાં ક્રિયાર્થ ધાતુઓના ૧૦ ગણ–સમૂહ તે તે ગણની વિશિષ્ટ લાક્ષણિકતાથી અલગ પાડવામાં આવ્યા છે; ગાથા–

અવેસ્તાની ભાષાભૂમિકાઓમાં પણ આવા દસ ગણ જોવા મળે છે. ઋગ્વેદ વગેરેની ભાષામાં ક્રિયાપદોનાં એવાં પણ કેટલાંક રૂપ મળે છે કે જેમાં નિશાન જુદાં હોય; જેમકે गम्–गच्छति, इष्–इच्छति, यम्–यच्छति, ऋ–ऋच्छति, पृच्छति, અને अस् (ગ. ૨ જા)નું પાલિમાં अच्छति. આમાં च्छ જેવો કોઈ વિકરણ અનુભવગોચર થાય છે. ૧૦ મો ગણ પાડવામાં આવ્યો છે તેમાં પણ 'પ્રેરક'ની પ્રક્રિયાનું પરિણામ અનુભવાય છે. गमयति અને चोरयतिમાં રૂપાખ્યાનની દૃષ્ટિએ ભેદ નથી. ગ્રીક ભાષામાં તો દસ કરતાં પણ વધારે ગણ છે. ગ્રીક स्को વિકરણ લેનાર ધાતુઓની મદદથી ઉપરના च्छ, વિકરણની સમજૂતી સરળ બને છે. સંસ્કૃત ભાષામાં डित्थ कपित्य જેવા કેટલાક શબ્દોને બાદ કરતાં મોટા ભાગના શબ્દજાતને એકસ્વરી મૂળ ધાતુઓ-માંથી ઊતરેલા બતાવવાનો ભગીરથ પ્રયત્ન મહાન વૈયાકરણ પાણિનિએ એના અષ્ટાધ્યાયી વ્યાકરણમાં કરેલો. ધાતુ પ્રચારમાં ન હોય તો કલ્પના કરીને પણ સૌત્ર ધાતુ (અષ્ટાધ્યાયી સૂત્ર પૂરતો–વ્યુત્પત્તિ માટે જરૂરી) બતાવ્યા. આવા એકસ્વરી ધાતુઓને સ્વાભાવિક પ્રત્યયો લાગતાં રૂપ સાધી અપાયાં—એટલેથી ન અટકતાં—એવાં રૂપ શક્ય ન લાગ્યાં ત્યાં उणादि સૂત્રોના નવા સંભવિત–અસંભવિત પ્રત્યયો પણ તારવી આપી વ્યુત્પત્તિ બતાવી. આના મૂળમાં તો એકસ્વરી ધાતુઓને પ્રત્યયો લાગતાં ભાષાના હજારો અને લાખો શબ્દ વિકસે છે એ સિદ્ધાંતનું જ જોર સ્પષ્ટ છે.

નીચે ૬ ઠ્ઠી લાક્ષણિકતામાં જોઈશું તેમ, ગુણ–વૃદ્ધિએ આ વિશાળ શબ્દસમૂહ વિકસાવવાની સેવા આપી. કવચિત્ સંબંધિત સ્વર પણ એક સ્વરને સ્થાને સ્થાન પામતા. तन् ધાતુના પરોક્ષ ભૂતકાળનાં રૂપોમાં ततान એક બાજુ થાય, તો બીજી બાજુ तेने, तेनथुः, तेनिव–म વગેરેમાં अनी વૃદ્ધિને બદલે દ્વિર્ભાવના ઘસારા સાથે अनो ए થાય, એવા ફેરફાર પણ

૧. [ આના મૂળમાં 'સ્વરભાર'નું તત્ત્વ કામ કરતું હતું. 'સાંગીતિક' ( pitch )ને બદલે બલાત્મક કે આઘાતાત્મક (stress) સ્વરભાર (aeecnt)નું આ મોટું જાદુ હતું : ૧. સ્વરનું હ્રસ્વીકરણ, જેમકે बिभीमः–बिभीमः, स्तुवीवः–स्तुविवः, मिमीते, जुहोति જેવાં રૂપો; ૨. સ્વરનો સમૂળગો લોપ; જેમકે વૈ. जुह्वः–जुह्मः ( जुहुवः–जुहुमः ને સ્થાને ),चिनुवः–चिन्वः, तनुमः-तन्मः; પછી कुर्वः–कुर्मः, आत्मना પણ राज्ञा વગેરે, इव ને બદલે व કે वा, आत्मन् નું त्मन्, अस् ધાતુનાં બીજા ગણનાં શિથિલ પ્રત્યયો પૂર્વેનાં રૂપોમાં अनो અભાવ, अवगाह–वगाह, अपिधान–पिधान, अनुवर्तित–अन्वर्तित,

चारुवदन–चार्वदन; चारुवाच्–चार्वान्; ૩. इ–उ ના સંપ્રસારણની પ્રક્રિયા; જેમકે मीढ्वांस, પણ मीढुष; विद्वान्, પણ विदुषी; જુઓ श्वन् युवन् मघवन् નાં રૂપ. એ જ રીતે यज्–वद्–वच्નાં इष्ट–इष्टि, उदित, उक्त–उक्ति વગેરે રૂપો; ૪. એકસરખી શ્રુતિઓ સાથે આવતાં એકનો લોપ (Haplology); જેમકે तुवीर[व]वान्, मध्[य]मा, वृ[त]चा, स्वपत्यायैतुं स्वपत्यै, इरचव्यैतुं इरव्यै, चकनन्ततुं चकन्त, रणन्ततुं रन्त, सदसस्पतितुं सदस्पति વગેરે.

પાણિનિએ એના ધાતુપાઠમાં ૨૨૦૦ થીયે વધુ ધાતુ આપ્યા છે. આની તારવણી કરતાં ૮૦૦ થી મૂળ ધાતુ વધતા નથી, બલકે વધુ તારવણી કરતાં ૪૦૦ સુધી મર્યાદિત બની રહે છે. એ ૪૦૦ ધાતુનાં જ રૂપો વધતાં સંખ્યા ૨૨૦૦ સુધી પહોંચી છે. આ મૌલિક ધાતુઓ એવા છે કે ભારત–યુરોપીય ભાષાકુળની દૂર દૂરની ભાષાઓમાં પણ મળી આવે છે. કાળ અને અર્થોનાં અનેકવિધ રૂપાખ્યાનો, કાળવાચક કૃત્પ્રત્યયો અને અન્ય કૃત્પ્રત્યયો, એવાં કૃદંતોને ફેર લાગનારા તદ્ધિત પ્રત્યયો, એમ વિશાળ શબ્દસમૂહ એ આ પ્રત્યયઘન લાક્ષણિકતા છે.

**૪. કારક પૂર્વગોનો અભાવ :** સમાસબહુલ ભાષાપ્રકારથી આ ભાષાકુળ કારક પૂર્વગોના અભાવથી જુદું તરી આવે છે. ઉપર ‘કાફિર’ ભાષાના ઉદાહરણમાં આ સ્પષ્ટ છે. श्रत्, आविस्, तिरस्, अ–अन् જેવા પૂર્વગો અવશ્ય છે, પણ એનું કાર્ય જુદા જ પ્રકારનું છે, પ્રત્યયોની જેમ એ સાર્વત્રિક રીતે વ્યાપક નથી. ઉપસર્ગોને પણ એની આગવી લાક્ષણિકતા છે. અને વૈદિક મંત્રોમાં તો ક્રિયારૂપથી ઉપસર્ગ ક્યાંય દૂર પણ પડ્યો હોય. ભૂતકાળના अ કે आ ની સ્થિતિ પણ જુદી જ છે અને ભૂતકાળના પ્રકારનાં રૂપોમાં જ મર્યાદિત છે, એ કાંઈ કારક સંબંધ બતાવતા નથી.

**૫. વિભક્તિલોપે સામાસિક શબ્દઘટના :** સમાસઘન અને સમાસબહુલ ભાષાપ્રકારો કરતાં આ જુદી પ્રક્રિયા જ છે. સમાસઘન ભાષાઓમાં વાક્યમાં કોઈપણ જાતના પૂર્વગો–મધ્યગો–અનુગો વિના શબ્દોના પ્રયોગ અને સ્થાન પ્રમાણે એકનો એક શબ્દ નામ સર્વનામ વિશેષણ ક્રિયાપદ વગેરે બનતો હોય; સમાસબહુલ ભાષાઓ તો વાક્યગત પ્રત્યેક શબ્દના વિષયમાં પૂર્વગો–મધ્યગો–અનુગોથી જ યુક્ત હોય; ભારત–યુરોપીય ભાષાપ્રકારમાં તો શબ્દ કે શબ્દોનો નજીકના શબ્દ સાથે કારકસંબંધ સ્પષ્ટ રીતે વ્યક્ત થતો હોય, અને એમ છતાં કારકનો નિર્દેશ કરનાર પ્રત્યયનો લોપ થયો

હોય. આવી રીતે જોડાઈ ગયેલા સમૂહનો વાક્યમાંનાં બીજાં કારકો સાથે પ્રત્યયને લઇ સંબંધ પાછો વ્યક્ત રૂપે પણ હોય. ઋગ્વેદની ભાષામાં સમાસોનું પ્રાચુર્ય નહોતું, સૂત્રગ્રંથોમાં એ વધ્યું, મહાભારત–રામાયણમાં જોર કરવા લાગ્યું, ને સાહિત્યિક સંસ્કૃતમાં તો એણે પ્રધાનતા ધારણ કરી. બાણની 'કાદંબરી'માંના અનેક શબ્દોના દીર્ઘ સમાસ આ લાક્ષણિકતાની પરા કોટિ બતાવે છે. સેમિટિક ભાષાકુળમાં પણ 'સમાસ' તો છે જ, પરંતુ 'ષષ્ઠીતત્પુરુષ' થી આગળ વધ્યા નથી. ભાષાઓ જેમ જેમ વ્યસ્તતા તરફ ખસવા લાગી તેમ તેમ સમાસરચના ઓસરતી ચાલી અને આજની ભારત–યુરોપીય ભાષાકુળની યુરોપ–અમેરિકા–એશિયામાં પ્રયુક્ત થતી વર્તમાન ભાષાઓમાં અને બોલીઓમાં સમાસરચના મર્યાદિત જ સ્વરૂપે દેખા દે છે.

**૬. સ્વરારોહ કે ગુણવૃદ્ધિપ્રક્રિયા :** ઉપર ૩. 'પ્રત્યયઘન એકાક્ષરી ધાતુઓ' વિશે કહેતાં આ લક્ષણ સ્પષ્ટ કરવામાં આવ્યું જ છે. અવિકારક પ્રત્યયો પૂર્વે યથાવત્ સ્થિતિ એ આ પ્રક્રિયાનું સામાન્ય લક્ષણ છે. नयति–निनाय–नय–नायक, भवति–बभूव–भव–भाव, सरति–सारयति–सृति, सृजति–सिसृक्षा–सर्जन–सृष्टि, इच्छति–एषणा–ऐच्छत् વગેરે ઉદાહરણો આ સ્પષ્ટતા કરી આપે છે. સં.>ગુજરાતી उद्धार–ओधार, उत्सव–ओच्छव વગેરે પણ આનો તરત ખ્યાલ આપશે. ચરોતરી બોલીમાં લેંબડો-લેંબુ આનાં ઉદાહરણ છે; સંગત સ્વરવિકાર: मांदुं–मोंदुं, पाणी–पोंणी, गाम–गोंम એ પણ આ પ્રક્રિયાને જ આભારી છે. સરખાવો અગાઉ આપેલાં ततान–तेने વગેરે રૂપ.

**૭. અનેકવિધ રૂપાખ્યાનો :** નામિકી વિભક્તિઓનાં સ્વરાંત અને વ્યંજનાંત શબ્દોનાં અનેક રૂપો, ક્રિયાપદનાં કાળ–અર્થ–પ્રયોગ–પ્રેરક–ઇચ્છા-શંક આદિ રીતે સેંકડોની સંખ્યામાં થતાં રૂપો—આ બધું ઋગ્વેદની ...ાથી લઈને—ભલે ઘસારો પણ થયો છતાં—સાહિત્યિક સંસ્કૃત ભૂમિકા ...ધી અનુભવાય છે. ગાથા–અવેસ્તાની ભાષામાં, ગ્રીક અને લાતિન ભાષામાં પણ આ રૂપબાહુલ્ય અનુભવાય છે. આપણે ત્યાં પ્રાકૃત ભાષાઓના વિકાસમાં રૂપોમાં ઘસારો શરૂ થયો અને આજ સુધી આવતાં તો રૂપો લગભગ ઘસાઈ ગયાં છે એમ કહેવામાં વાંધો નથી. આ જ દશા યુરોપ–મધ્યએશિયા–ઈરાન–અફઘાનિસ્તાનમાંની ભગિની ભાષાઓની થઈ છે; પ્રત્યયો ઘસાઈ જતાં પ્રત્યયોનું સ્થાન સ્વતંત્ર શબ્દોએ લીધું અને એ પણ ઘસાતાં 'અનુગો' બન્યા; એ પણ જતાં પાછા સહાયક શબ્દો વપરાતા થયા.

કેટલાક વિદ્વાનોએ ૧. નિરવયવ (isolating), ૨. રૂપાખ્યાન-ખચિત (flexional), ૩. ધાતુસાધિત રૂપઘટનાત્મક' (root-infleted), અને ૪. વિભિન્નવર્ગબદ્ધ (classificatory) એવા ચાર વ્યાપક ભેદ ભાષાઓના પાડયા છે.

૧. **નિરવયવ** ભાષાઓમાં શબ્દમાં કશું જ પરિવર્તન થતું નથી; સ્થાન પ્રમાણે જુદો જુદો શબ્દપ્રકાર બને છે. ઉદા. ચીની ભાષા. આનું સારામાં સારું ઉદાહરણ તો પોલિનેશિયાના ભાષાકુળમાંની 'મલય' ભાષા છે. પોલિનેશિયાનું ભાષાકુળ આમ તો 'સમાસબહુલ' છે, પરંતુ એમાંની 'મલય' તદ્દન નિરવયવ બની ચૂકી છે, છતાં ચીનીની જટિલતા આમાં નથી.

૨. **રૂપાખ્યાન-ખચિત** ભાષાપ્રકારમાં 'સમાસબહુલ' અને 'બાહ્ય-રૂપઘટનાત્મક' ભાષાઓનો સમાવેશ કરવામાં આવે છે, કેમકે આ પ્રકારમાં હરકોઈ રીતે રૂપાખ્યાનો તૈયાર થાય છે, અને પછી ફિનિશ માગ્યાર(હંગેરિયન) અને તુર્કીની જેમ રૂપાખ્યાન થતાં હોય કે ભારત-યુરોપીય પ્રકારે વિભિન્ન રૂપ થતાં હોય. આમાં અનુગો કે પ્રત્યયોથી શબ્દસ્વરૂપો સિદ્ધ થતાં હોય છે.

૩. **ધાતુસાધિતરૂપઘટનાત્મકનું** સારામાં સારું ઉદાહરણ ભારત-યુરોપીય ભાષાકુળમાંથી ઊતરી આવેલી આજની ભાષાઓ આપી શકે. ઉદા. અંગ્રેજી. સ્વરોના પરસ્પર સબંધ ન હોય તેવો રૂપ-વિકાસ; જેમકે स्विम् स्वॅाम् स्वम् (swim swam swum) फ़ाइन्ड्, फ़ाउन्ड् (find found), कम् केइम् (come came), सिट् सॅट् सिटन् (sit sat sitten), राइट् रोट् रिटन् (write wrote written), તો સં. નાં मातुम्-मित-मिमीते વગેરે રૂપો આ પ્રકારનો ખ્યાલ આપે છે. આ આખી લાક્ષણિકતા સેમિટિક ભાષાકુળની બની છે.

૪. **વિભિન્નવર્ગબદ્ધ** ભાષાઓ તે આફ્રિકાની બાંટુ-કુળની ભાષાઓ છે. એને 'વર્ગબદ્ધ' એ માટે કહી છે કે અમુક અમુક ટોળાંની એ વાચિક ભાષા છે; એને નથી લિપિ કે નથી સાહિત્ય.[1]

---

૧. સ્વ. ક. પ્રા. ત્રિવેદીએ 'બૃહદ્ વ્યાકરણ'માં ૧. પ્રત્યયરહિતા ચીની વગેરે, ૨. સમાસાત્મિકા તુર્કી અને દ્રવિડી વગેરે, ૩. પ્રત્યયાત્મિકા ભારત-યુરોપીય અને સેમિટિક ભાષાઓ, અને ૪. પ્રત્યયલુપ્તા અંગ્રેજી ફ્રેંચ વગેરે, એમ ચાર પ્રકાર કહ્યા છે, તો ડૉ. પી. ડી. ગુણેએ ૧. agglutinative—સમાસઘન તુર્કી વગેરે, ૨. agglutinative-inflectional-સમાસઘન રૂપઘટનાત્મક સેમિટિક વગેરે,

## ૨. પારંપરિક પ્રકાર:

ભાષા કે બોલીના બાંધા ઉપરથી જાણવામાં આવતા રૂપ પ્રમાણેની વર્ગણીનો ઉપર ખ્યાલ આપવામાં આવ્યો. આમાં ભાષાકુળો અને એની જૂના સમયથી લઈને કોઈ પરંપરાનો કે પેટાકુળોનો, એવાં પેટાકુળોની ભાષાઓ કે બોલીઓનો એ રીતનો વિચાર નહોતો; અહીં હવે ભાષાકુળોની દૃષ્ટિએ તે તે કુળના પેટા–પ્રકારો અને એના પેટામાં આવતી ભાષાઓ અને બોલીઓનો વંશવિસ્તાર રજૂ કરવો ઠીક થઈ પડશે. એને લીધે પૃથ્વી ઉપર પ્રવર્તમાન વર્તમાન ભાષાઓ અને બોલીઓનો તેમજ પૃથ્વી ઉપરથી બોલાતી બંધ થઈ ગયેલી ભાષાઓ અને બોલીઓનો કોની કોની સાથે કૌલિક સંબંધ છે એનો ખ્યાલ મળી શકશે.

પ્રાણિવિકાસ–પ્રક્રિયાનો વિચાર કરવામાં આવે તો પૃથ્વીના તળ ઉપર ક્યાંય એક સ્થળે એક જ માનવ પ્રાણી સૌથી પ્રથમ અસ્તિત્વમાં આવ્યું હશે, જેમાંથી પુરુષ અને સ્ત્રીનું યુગ્મ વિકસતાં માનવસૃષ્ટિ વિકસવા લાગી હશે. સમય જતાં એકબીજાના વિચાર વ્યક્ત કરવાને માટે વાણીના માધ્યમનો વિકાસ થતાં એમાંથી **ભાષાનો** જન્મ થયો હશે. કેટલા જૂના સમયમાં ?–આ પ્રશ્નનો આપણી પાસે ચોક્કસ–નિશ્ચયાત્મક જવાબ નથી. પરંતુ પૃથ્વીના તળ ઉપર ધીમે ધીમે માનવો દૂર દૂરનાં સ્થળોમાં વસતા થયા અને ત્યાં ત્યાં ભાષાઓએ પોતપોતાની રીતે વિકાસ સાધ્યો. એમાંથી અનેક નિરનિરાળાં ભાષાકુળો હજારો વર્ષોના પરિપાકે અસ્તિત્વમાં આવ્યાં છે. અસ્તિત્વમાં આવેલાં ભાષાકુળોની ભાષાઓ કે બોલીઓનો આમ વિકાસમાં પારંપરિક સંબંધ હોવા છતાં નજીકના પ્રદેશો અને બોલનારાંઓના સંપર્કને કારણે રૂપાત્મક દશામાં ફેર પણ પડી ગયો હોય છે. આમ ભૌગોલિક સંબંધ પણ ભાષાઓના વિકાસમાં ઠીક ઠીક ભાગ ભજવે છે. આ દૃષ્ટિને સામે રાખી વિચારતાં પૃથ્વીના ભાષાકીય ચાર ખંડપ્રદેશ જોવા મળે છે: ૧. અમેરિકન પ્રદેશ, ૨. પ્રશાંત મહાસાગરનો પ્રદેશ, ૩. આફ્રિકન પ્રદેશ, અને ૪. યુરેશિયા(યુરોપ–એશિયા)નો વિશાળ પ્રદેશ. આમાંના પ્રત્યેક ભૂભાગમાં એક કરતાં વધુ ભાષાકુળો—એકમેકથી નિરનિરાળાં પણ—આવેલાં

---

૩. root or isolating–નિરવયવ એકમૂલાત્મક ચીની વગેરે, અને ૪. inflectional-રૂપઘટનાત્મક ભારત–યુરોપીય અને દ્રવિડી વગેરે, એમ ચાર ભેદ પાડ્યા છે. જાણીતા ગુજરાતી વિદ્વાન ડૉ. તારાપોરવાળાની વર્ગણી ખૂબ જ સ્પષ્ટ અને સચોટ જણાઇ છે અને એનો જ આ ગ્રંથમાં સમાદર કરવામાં આવ્યો છે.

છે. અને એવું પણ બન્યું છે કે એકબીજા કુળનો એકબીજા કુળને પાશ લાગ્યા વિના રહ્યો પણ ન હોય.

**(૧) અમેરિકન પ્રદેશ :** ૧. ઉત્તરમાં કેનેડા, અને અમેરિકાનાં સંયુક્ત રાજ્યો, ૨. મેક્સિકો અને મધ્ય અમેરિકા, અને ૩. દક્ષિણ અમેરિકાના પ્રદેશોમાં નિરનિરાળાં કેટલાંય સ્વતંત્ર ભાષાકુળો છે. ભારત-યુરોપીય ભાષાકુળની યુરોપની ભાષાઓના ભારે પ્રચાર સામે આ બધાં સ્થાનિક કુળો આદવાસી પ્રજામાં ટકી રહ્યાં છે. આ કુળો તે ૧. અલ્ગોંઆકિન, હોકા, ઇરોકવા; ને-દેને (આથા-પાસ્કન, હાઈદા, (ત્લિંગિત); સિઓકસ ; ૨. ઉતો-અજ઼તી (શોશોન, સોનોરા, અજ઼તી-નહુઆતી, નહુઆત), મય; ૩. આરાવાક, કિઓકા, તુપિ-ગ્વાનીં, જે, આરૌકાન, ગ્વાયકુરુ, કરિબ, કિચ્ચુઅ, ત્સોન (પેતેગો-નિયન અને ફ્યુજિયન)

**(૨) પ્રશાંત મહાસાગરનો પ્રદેશ :** પ્રશાંત મહાસાગરના નાના મોટા ટાપુઓમાં અનેક ભાષાઓ અને બોલીઓ બોલાય છે તેમાંની માત્ર એક મલાયનને જ આગળ પડતા પ્રકારનું સાહિત્ય છે. આ ભાષાઓ સમાસબહુલ પ્રકારની છે; કેટલીક વ્યસ્ત પ્રકારનો સમાદર કરતી થઈ છે. આમાં પાંચ ભાષાકુળ મળે છે : ૧. હિંદેશિયા કે મલાયન, ૨. ઓશિયા-નિયન, ૩. પાપુઅન, ૪. ઑસ્ટ્રેલિયન અને ૫. તાસમાનિયન. આમાં ૧-૨ પરસ્પર સંબંધિત છે અને ઑસ્ટ્રોનેશિયન (કે મલય-પોલિનેશિયન)ના એક નામ નીચે પણ કહેવામાં આવે છે. ઑસ્ટ્રો-એશિયાટિક ભાષાઓ સાથે આ **ઑસ્ટ્રિક કુળની ભાષાઓનું** કુળ આવે છે. તાસમાનિયાનો સદંતર લોપ થઈ ગયો છે.

**ઑસ્ટ્રિક કુળ :** એના મુખ્ય ૨. વિભાગ : ૧. ઑસ્ટ્રો-એશિયાટિક અને ૨. ઑસ્ટ્રોનેશિયન [જેમાં (૧) હિંદેશિયા કે મલાયન, (૨) ઓશિયા-નિયન—જેમાં મેલાનેશિયન, પોલિનેશિયનનું સંક્રાંત રૂપ, પોલિનેશિયન અને સંકીર્ણ રૂપ (પાપુઅન અને ઑસ્ટ્રેલિયનનું), (૩) પાપુઅન, (૪) ઑસ્ટ્રેલિયન અને (૫) તાસમાનિયનનો સમાવેશ થાય છે.], ઑસ્ટ્રોનેશિ-યનના પ્રથમના બે વિભાગના ચાર ચાર પેટાવિભાગ અને તે તેના પાછા સ્થાનિક અનેક પેટાપ્રકાર છે. ઑસ્ટ્રેલિયન ભાષાકુળના ૧. ઉત્તર અને ૨ દક્ષિણ એવા બે પ્રકાર છે, જેમાંના ૧ ના ત્રણ અને ૨ જાના ૮ પ્રકાર જાણવામાં આવ્યા છે. ભારતમાં કોલ મુંડા-સંતાલ મુંડારી હો કોરવા ભુમજી કુટકુ સોરા ગડબા વગેરેની બોલીઓ આ કુળની છે.

**(૩) આફ્રિકન પ્રદેશ :** આ મોટા ખંડમાં પાંચ કુળો છે: ૧. બુશમેન–સમૂહ, ૨. બાંટુ કુળ (જેમાં ગન્ડા, રુઍન્ડા, સ્વાહિલી, ઝુલુ, ઝાંઝીબારી, કોંગો વગેરે ૧૧ પ્રકારો સમાવેશ પામે છે), ૩. સુદાન–સમૂહ (એની શાખાઓ), ૪. હેમિટિક કુળ (૧. લીબિયન કે બર્બર, ૨. ઇથિયોપિક કે કુશિતે, ૩. ઇજિપ્શિયન), અને ૫. સેમિટિક કુળ (૧. સેમિટિક અને ૨. પશ્ચિમ સેમિટિક, પશ્ચિમ સેમિટિકના ઉત્તર વિભાગની ૧ અને દક્ષિણ વિભાગની ઍરેબિક અને ઍબીસિનિયન એમ ૨). હેમિટિક ભાષાઓ આફ્રિકાના ઉત્તર પ્રદેશમાં વ્યાપક છે. સેમિટિક ભાષાઓ મોરોક્કોથી સુએઝ અને આખા ઇજિપ્તમાં વ્યાપક છે. અલ્જીરિયા અને મોરોક્કોની એ રાજભાષા છે. સેમિટિકનો સાચો વિસ્તાર તો એશિયામાં અરબસ્તાનના વિશાળ પ્રદેશમાં છે.

**(૪) યુરેશિયા(યુરોપ–એશિયા)નો પ્રદેશ :** સ્વતંત્ર દસ ભાષા-કુળો આ 'યુરેશિયા'ના પ્રદેશમાં ભારે સમર્થ વિકાસ પામ્યાં છે. ટૂંકમાં, ૧. દૂર ઉત્તરની ભાષાઓ (આર્કટિક અમેરિકન સમૂહ અને પેલિઓ–એશિયાટિક સમૂહ,) ૨. યુરલ કુળ ( ફિનો–યુગ્રિક અને સેમોયેડ, જેમાં ફિનો–ઉગ્રિકની ત્રણ શાખાઓમાંની પહેલી ફિનિકની એક શાખામાં પૂર્વ અને પશ્ચિમની ફિનિશ આવે છે, જ્યારે ત્રીજી ઉગ્રિકમાંની ત્રીજી શાખા માગ્યાર કે હંગેરિયન છે). ૩. અલ્તાઈ કુળ ( તુર્કી મોંગોલ અને મંચુની અનેક શાખાઓ), ૪. કોકેશિયન કુળ ( કિર્કાશિયન અને કાર્તવેલિયન), ૫. તિબેટો–ચીની કુળ (યેનિસ્સિ–ઓસ્ત્યાક, થાઈ–ચીની અને તિબેટો–બ્રહ્મી), ૬. સેમિટિક કુળ, ૭. ભારત–યુરોપીય કુળ, ૮. દ્રવિડી કુળ [એના ૪ વિભાગ : ૧. દ્રવિડ સમૂહ : તામિળ સમૂહ, (તામિળ અને મળયાળમ), કન્નડ. તુળુ, કોડગુ (કૂર્ગની), નીલગિરિ સમૂહ (–બાડગા ટોડા અને કોટા); ૨. મધ્યવર્તી સમૂહ : ગોન્ડી, કુરુખ કે ઓરાઓન (કુરુખ અને માલ્તો), કૂઈ (કન્ધી) અને કોલામી; ૩. આંધ્ર–તેળુગુ, ૪. બલુચિસ્તાનની બ્રાહુઇ ], ૯. ઑસ્ટ્રિક કુળ (ઉપર સ્પષ્ટ છે), અને ૧૦. હજી વર્ગણી બાકી છે તેવી ભાષાઓ [આમાં નાશ પામેલી ભાષાઓ : ૧. જૂની ક્રેટન કે મિનોઅન, ૨. સિંધુ-સંસ્કૃતિની મોહેં–જ–દડો હડપ્પા લોથલ વગેરેની ન વંચાયેલી ભાષા, ૩. સુમેરિયન (બેબિલોનિયાની ૬૦૦૦ વર્ષ જૂની), ૪. એલેમાઇટ કે સુશિયન (એલમની ૪૫૦૦ વર્ષ જૂની), ૫. ખત્તી (પ્રોટો–ખત્તી, મધ્ય એશિયાની) ૬. મિત્તાની (૩૪૦૦ વર્ષ ઉપરની), ૭. કેસ્સાઇત (બેબિલોનિયાની ૩૭૦૦ વર્ષ ઉપરની), ૮. વેન્નિક, ૯. કારિયન, ૧૦. લીડિયન, ૧૧. લીકિયન અને

૧૨. ઇત્રુસ્કન), અને અત્યારની પ્રચલિત ભાષાઓ : ૧. બાસ્ક, ૨. જાપાની, ૩. કોરિયન, ૪. લતી, ૫. આંદામાની અને ૬. બુરુશસ્કિ

યુરેશિયાનાં ભાષાકુળોમાં વધુમાં વધુ વિસ્તાર ધરાવતું કુળ **ભારત-યુરોપીય કુળ** છે. સમગ્ર યુરોપ, એશિયાઈ રશિયા, મધ્ય એશિયા, ઈરાન, અફઘાનિસ્તાન, બલુચિસ્તાન, પાકિસ્તાન અને ભારતને આવરીને આ કુળ પોતાનો વિસ્તાર સાચવી રહ્યું છે. મૅક્સમ્યૂલરે આ કુળનું નામ **આર્ય** આપ્યું હતું, પરંતુ કેટલાક જર્મન વિદ્વાનોએ **ભારત-જર્મન** (Indo-Germanic) નામ આપ્યું હતું, ક્વચિત્ **ભારત-કેલ્તિક** (Indo-Keltic) નામ અપાયેલું, પરંતુ વાંધા વિનાનું અને વધુ સ્વાભાવિક સંગત નામ **ભારત-યુરોપીય** (Indo-European) લગભગ વિશ્વમાન્ય બની ચૂક્યું છે. આ નામમાં પણ થોડો સુધારો કરવાનું બન્યું છે. મધ્ય એશિયામાં અંકારાથી પૂર્વમાં નેવુ માઈલને અંતરે આવેલા (તુર્કસ્તાનમાંના) બોઘાઝકૂઈમાંથી સુમેરિયન અને અક્કેડિયન કીલક-લિપિમાં હજારો ઉત્કીર્ણ તકતીઓ મળી આવી તેમાં ઈ. સ. પૂર્વે ૧૯ મીથી ૧૪ મી સદી સુધીના હિત્તાઇત સામ્રાજ્યને લગતી વસ્તુઓ છે. ભાષા ભારત-યુરોપીય કુળને ખૂબ જ મળતી આવે છે. હિત્તાઇત અને તોખારિયન મળીને એક કુળ બની રહે છે. ઈ. એચ. સ્તુર્તવાં વગેરે વિદ્વાનો આને ભારત-યુરોપીય ભૂમિકાની સમાંતર ગણી એને **ભારત-હિત્તાઇત** કુળ કહેવા માગે છે. ગ્રીક લાતિન વગેરે કરતાં એનું રૂપ વધુ જતું છે એ જોતાં વંશવૃક્ષ ઊભું કરવું હોય તો નીચે પ્રમાણે થાય :

**આદિમ આર્ય કિંવા પ્રાગ્-ભારત-યુરોપીય** (ઈ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ)

ભારત-યુરોપીય ← (ઈ. સ. પૂર્વે ૨૫૦૦ વર્ષ) → ભારત-હિત્તાઇત

કતંસમૂહ શતંસમૂહ ← (ઈ. સ. પૂ. ૨૦૦૦ વર્ષ) → હિત્તાઇત તોખારિયન

કંઠ્ય ધ્વનિ સાચવનારાં ભગિનીકુળો કતં સમૂહનાં અને કંઠ્ય ધ્વનિને સ્થાને તાલવ્ય ધ્વનિ સાચવનારાં ભગિનીકુળો શતં સમૂહનાં છે. આ કુળો : કતં સમૂહ : ૧. કેલ્તિક, ૨. જર્મનિક (ત્યુતોનિક). ૩. ઇતાલિક, ૪. ગ્રીક શતં સમૂહ : ૫. આલ્બેનિયન, ૬. લેત્તો-સ્લાવિક કે બાલ્તો-સ્લાવિક

(લેત્તિક અને સ્લાવિક), ૭. આર્મેનિયન, ૮. આર્ય (ભારત–પારસીક Indo–Iranian; ભારત–આર્ય Indo–Aryan, અને દાર્દરિક)

૧. **કેલ્તિક ભાષાઓ :** આઇરિશ, સ્કૉચ–ગાએલિક, માંક્સ; વેલ્શ, કૉર્નિશ, બ્રેટન; જૂની ગૉલિશ (ગૅલિક)

૨. **જર્મનિક ભાષાઓ :** ક્રિમિયન ગૉથિક; આઇસલૅન્ડિક. નૉર્વેજિયન; દૅનિશ, સ્વીદિશ; લો-લૅન્ડ સ્કૉચ, અર્વાચીન અંગ્રેજી અને અમેરિકન; ફ્રિશિયન; લો-જર્મન; નેધરલૅન્ડની ડચ, ફ્લેમિશ, બ્રા-બૅન્શિયન, લિંબુર્ગિશ; લૉઅર–ર્‌હેનિશની રિપુઆરિશ અને મોસીલફ્રાન્કિશ; અર્વાચીન જર્મન

૩. **ઇતાલિક ભાષાઓ :** ઇતાલિક (ઑસ્કન-ઉમ્બ્રિયન)ની ઑસ્કન, ઉમ્બ્રિયન. સેબાઇન; ઇતાલિક (જૂની લાતિન)ની સાહિત્યિક લાતિન અને ચાલુ લાતિન કે રોમાના; આ રોમાનાના મુખ્ય ભેદો : ૧. રુમાનિયન (૩ શાખા), ૨. ર્‌હાએતો–રોમાનિક (૩ બોલીઓ), ૩. ઇતાલિયન (સાર્દિનિયન, ગલ્લો-ઇતાલિયન. અને ઇતાલિયન–છેલ્લીની ૪ શાખા), ૪. લૅંગે-દ-ઑઇલ (ની ૪ શાખાઓ–જેમાં નૉર્મન પિકાર્ડ બર્ગુન્દિયન અને ફ્રેંચ). ૫. લૅંગે-દ-ઑક (૨ શાખાઓ). ૬. સ્પૅનિશ (દક્ષિણ અમેરિકાની કાસ્તિલિયન; આરાગોનિયન, અંદાલુશિયન, કેઓલ), ૭. પોર્ચુગીઝ (પોર્ચુગીઝ ને ગેલિશિયન), ૮. દાલ્મેશિયન (વેગ્લિઓતિક).

૪. **ગ્રીક ભાષા :** ૧. દોરિક (૭ શાખા), ૨. એલિસની બોલીઓ, ૩. ઉત્તર–પશ્ચિમી બોલીઓ (૪ શાખા), ૪. એઇઓલિક (૪ શાખા), ૫. આર્કેદિયન (આર્કેદિયન અને સાઇપ્રિઓત,), ૬. પૅમ્ફિલિયન, ૭. આયૉનિક–ઍત્તિક (આયૉનિકની ૩ શાખા અને ઍત્તિક-કોઈને અર્વાચીન ગ્રીક)

૫. **આલ્બેનિયન ભાષાઓ :** વેનેશિયન, લિબુર્નિયન; ઘેગ, તોસ્ક, ગ્રાએકો–આલ્બેનિયન, કૅલેબ્રિયન; મેસાપિયન–સેપીજિયન

૬. **લેત્તો–સ્લાવિક ભાષાઓ :** ૧ લેત્તિક (જૂની પ્રુશિયન, લિથુઆનિયન, લેત્તિક), ૨. સ્લાવિક [દક્ષિણની–બલ્ગેરિયન અને ઇલીરિયન સ્લાવિક (સર્બો ક્રોએશિયન અને સ્લોવેનિયન); રુશિયન (બૃહદ્

રશિયન અને શ્વેત રશિયન ), રુથેનિયન ( લઘુ રશિયન ); પશ્ચિમની ચેકોસ્લોવાકિયન ( ચેક = બોહેમિયન, મોરેવિયન; સ્લોવાકિયન ), સોરેબિયન-વેન્દિક, લેકિશ ( પોલિશ અને પોલેબિશ ) ]

૭. **આર્મેનિયન ભાષાઓ :** ફ્રિજિયન, જૂની આર્મેનિયન-અર્વા. આર્મેનિયન ( આરારત-એશિયાટિક અને સ્તમ્બૂલ-યુરોપીય )

૮. **આર્ય :** એના બે મુખ્ય વિભાગ તે ભારત-પારસીક અને ભારત-આર્ય; ઉપરાંત ત્રીજો મધ્યવર્તી 'દાર્દરિક સમૂહ' નો છે. આર્મેનિયા અને યુરોપના વિભિન્ન દેશોમાં 'જિપ્સી' નામની ભટકતી જાતિ છે તેની ભાષા પણ આર્ય વંશની છે.

**(૧) ભારત-પારસીક**ના બે વિશાળ વિભાગ બની જાય છે : ૧. પશ્ચિમનો અને પૂર્વનો. આમાંના ૧. પશ્ચિમ વિભાગમાં (૧) પ્રાચીન પારસીક [એમાંથી પહલવી-( હુઝ્વારેશ અને પાઝન્દ-પારસી )-જેમાંથી ફારસી મળી,] (૨) મધ્યવર્તી ભાષા-જેમાંથી ઓસુરી ( બાગિસ્તા ); (૩) એવી અજ્ઞાત નામની બીજી મધ્યવર્તી ભાષામાંથી કાસ્પિયન બોલીઓ (માઝન્દરાની, સામ્તાની, ગીલાકી અને તાલી ); (૪) મધ્યપ્રદેશની બોલીઓ ( ગબરી-દરી; કાશાની, નિયાની ફ્રિવાની ); (૫) તુર્કાનની મધ્યસમયની બોલીઓ; (૬) પ્રાચીન સીથિયન (જેમાંથી સક-ખોતન)—(૫) (૬) આજે અસ્તિત્વ ધરાવતી નથી. ૨. પૂર્વ વિભાગની (૧) સાર્માશિયન-જેમાંથી આજની ઓસેતિક; (૨) આજની પામિરની ઘાલેહાલ બોલીઓ-વળી ઇશ્કાશ્મી, શિધ્ની-રુશ્ની, રોશની, સરિકોલી, મુનિયાની, યિદગાહ, યઘ્નોબી ( મધ્ય સમયની સોદિઅનનો વિકાસ ), અને (૩) ગાથા-અવેસ્તાની પ્રાચીન ભાષામાંથી અર્વાચીન અફ્ઘાન ( દક્ષિણ પશ્ચિમની પશ્તો અને ઉત્તર-પશ્ચિમની પખ્તો ), અને સંભવતઃ બલોચી ( પશ્ચિમમાં મકરાણી અને પૂર્વની પૂર્વ બલોચી )

(૨) પંજાબના ઉત્તર-પશ્ચિમના પ્રદેશ અને પામિર વચ્ચેના પહાડી પ્રદેશ દાર્દિસ્તાનમાં ભારત-પારસીક અને ભારત-આર્યના સેતુ જેવી ત્યાંની ભાષાઓ-બોલીઓ છે. સં. સાહિત્ય—મહાભારત અને પુરાણોમાં 'દર્દ' પ્રજાનો નિર્દેશ મળે છે. એમને 'પિશાચ' પણ કહેવામાં આવતા, એટલે દાર્દિક ભાષાસમૂહને પિશાચ ભાષાસમૂહ પણ કહેવામાં આવે છે. દાર્દિક કે પિશાચ **ભાષાઓની** ત્રણ શાખાઓ છે: ખોવાર સમૂહ (-પ્રાચ્છાહ અને એમાંથી ચિત્રાલી ); ૨. કાફીરસમૂહ ( જેની બશ્ગલી.

વઇઅલા, વસિ–વેરી ( વેરોન ), અશ્કુન્દ અને કલાશા–પચ્છઇ ); ૩. ત્રીજો દર્દસમૂહ છે, જેમાં પેટા ૩ વિભાગ છે : (૧) શિના ( એની ગિલગિત અને બોકપા બોલીઓ), (૨) કાશ્મીરી (જેની કાશ્મીરી, પંજાબીથી મિશ્ર બોલીઓ, અને કસ્તવારી છે ), અને (૩) કોહિસ્તાની ( જેની મૈયાં, ગારાવી અને તોર્વાલી બોલીઓ છે. )

(૩) ત્રીજો સમર્થ વિભાગ તે **ભારત–આર્ય** છે. અત્યારે ભારતમાં બોલાતી આર્યભાષાની વિવિધ શાખાઓના એના બાંધાની દૃષ્ટિએ **૧.** બાહ્ય યૂથની ભાષાઓ ( એના પાછા ત્રણ વિભાગ ૧. વાયવ્ય કે ઉત્તર–પશ્ચિમની લહન્દ અને સિંધી, ૨. દક્ષિણની સિંહાલી અને મરાઠી, ૩. પૂર્વની બિહારી ઓરિયા બંગાળી અને આસામી ), ૨. ઉભયાન્વયી યૂથની એકમાત્ર પૂર્વીય હિંદી ભાષા, અને ૩. આંતર યૂથની ભાષાઓ ( એના પાછા ચાર વિભાગ: ૧. ઉત્તરમાં પહાડી, ૨. મધ્ય પ્રદેશની ત્રણ: પશ્ચિમી હિંદી, રાજસ્થાની અને વન્ય બોલીઓ ), ૩. સહેજ દક્ષિણ બાજુની–ગુજરાતી, અને ઉપરની ચારની પશ્ચિમ બાજુની–પંજાબી.

આજની ભાષાઓ અને તે તે ભાષાની બોલીઓ મૂળ વૈદિક સંસ્કૃતની ભૂમિકામાંથી મધ્યવર્તી ત્યાંત્યાંની પ્રાકૃત ભૂમિકાઓ અને અપભ્રંશ ભૂમિકાઓમાંથી ઊતરી આવેલી છે. મૂળે વૈદિકી સં.ના બે મોટા પ્રવાહ પડે છે:



આ દરેક પ્રાદેશિક પ્રાકૃતનો વંશવેલો આ પ્રમાણે છે:

### ૧. ઉદીચ્યા




### ૨. પ્રતીચ્યા




### ૩. દાક્ષિણાત્યા




### ૪. મધ્યદેશીયા






વંશવેલાની દૃષ્ટિએ આમ છેક **તાર્તીયિક પ્રાકૃતો** એટલે કે **અર્વાચીન** કે **નવ્ય–ભારત આર્ય ભાષાઓ** સુધી આપણે આવી પહોંચિયે છિયે.

'ભરત–નાટ્યશાસ્ત્ર'માં તેમજ 'પ્રાકૃત વ્યાકરણો'માં પ્રાકૃત ભાષાઓની જૂની સંજ્ઞાઓના વિષયમાં ચર્ચા–વિચારણા કરવામાં આવી છે. પ્રાકૃત વ્યાકરણો તેમજ સાહિત્યશાસ્ત્રના ગ્રંથોમાંથી ૨૭ જેટલા અપભ્રંશો પણ જાણવા મળે છે. પ્રથમ અહીં પ્રાકૃત ભાષાઓની સંજ્ઞાઓ જોઈ લઇયે :

'ભરત–નાટ્યશાસ્ત્ર'ના જણાવ્યા પ્રમાણે–

> मागध्यवन्तिजा प्राच्या सूरसेन्यर्धमागधी ।
> बाल्हिकी दाक्षिणात्या च सप्त **भाषाः** प्रकीर्तिताः ॥
> शबराभीरचण्डालसचरद्रविडोद्रजाः ।
> हीना वनेचराणां च **विभाषा** नाटके स्मृताः ॥

માગધી આવંત્યા પ્રાચ્યા સૂરસેની અર્ધમાગધી બાલ્હિકી અને દાક્ષિણાત્યા એ સાત પ્રાકૃત **ભાષાઓ**, અને શબરી આભીરી ચંડાલી સચરી દ્રવિડી ઉડ્રી અને વનેચરી એ સાત પ્રાકૃત **વિભાષાઓ**.

'પ્રાકૃતસર્વસ્વ'ના ટીકાકારે આ વિષયમાં વધુ સ્પષ્ટતા કરી છે :

> **भाषा**—मराराष्ट्री तथावन्ती शौरसेन्यर्धमागधी ।
> बाल्हीकी मागधी प्राच्येत्यष्टौ ता दाक्षिणात्यया ॥
> **विभापा**–शकाराभीरचाण्डालशबरद्रविडोढ्रजाः ।
> हीना वनेचराणां च **विभाषा** नाटकाश्रयाः ॥

**अपभ्रंश**—व्राचडो लाटवैदर्भावुपनागरनागरौ ।
वार्बरावन्त्यपाञ्चालटाक्कमालवकैकयाः ।
गौडोढ्रवैवपाश्चात्यपाण्डचकौन्तलसैंहलाः ।
कालिङ्गचप्राच्यकार्णाटकाञ्च्यद्राविडगौर्जराः ।
आभीरो मध्यदेशीयः सूक्ष्मभेदव्यवस्थिताः ।
सप्तविंशत्यपभ्रंशा वैतालादिप्रभेदतः ॥

**ભાષા :** મહારાષ્ટ્રી આવંતી શૌરસેની અર્ધમાગધી બાલ્હીકી માગધી પ્રાચ્યભાષા અને દાક્ષિણાત્યા એ આઠ (આમાં 'મહારાષ્ટ્રી' –Standard સ્વતંત્ર સ્વીકારાયા પછી 'દાક્ષિણાત્યા' જુદી ગણી છે.) ભાષા

**વિભાષા :** શકારી(=સચરી) આભીરી ચાંડાલી શબરી દ્રવિડી અને ઓઢ્રિયાની ભાષા એ ૭ વિભાષા

**અપભ્રંશ**— વ્રાચડ લાટ વૈદર્ભ ઉપનાગર નાગર બર્બર આવંત્ય પાંચાલ ટાક્ક માલવ કૈકય ગૌડ, ઓઢ્રિયાનો, વૈવ, પશ્ચિમનો, પાંડ્ય કૌંતલ સૈંહલ કલિંગ, પૂર્વદેશીય, કર્ણાટકનો, કાંચીનો, દ્રાવિડ, ગુર્જર, મધ્યદેશનો, આભીર અને વૈતાલ એમ ૨૭

નાટકોમાં આવતાં ભિન્ન ભિન્ન દેશોનાં પાત્રોને બોલવાને માટે આ ભાષા-વિભાષા-અપભ્રંશોનો ઉપયોગ કરવાનો આ પ્રકારો પાછળનો માત્ર હેતુ છે. એથી એટલું તો ખરું જ કે નાના મોટા ભેદો લોકમાં પ્રચલિત હતા.

પ્રાકૃત વ્યાકરણોમાં વરરુચિએ 'પ્રાકૃત પ્રકાશ'માં મહારાષ્ટ્રી શૌરસેની માગધી અને પૈશાચીનું વ્યાકરણ આપ્યું છે, તો આ. હેમચંદ્રે એમના 'સિદ્ધહેમ વ્યાકરણ'ના આઠમા પ્રાકૃત અધ્યાયમાં પ્રાકૃત(મહારાષ્ટ્રી) શૌરસેની માગધી પૈશાચી ચૂલિકા-પૈશાચી અને અપભ્રંશ એમ ૭ ભાષાઓનું વ્યાકરણ બાંધ્યું છે. ત્રિવિક્રમના 'પ્રાકૃત વ્યાકરણ'માં અને લક્ષ્મીધરની 'ષડ્ભાષાચંદ્રિકા'માં આ જ ૭ ભાષાઓ અપાઈ છે.

સાહિત્યગ્રંથોમાં નોંધાયેલી—સાહિત્ય પણ ધરાવતી દ્વૈતીયિક પ્રાકૃતોના વિષયમાં નીચે પ્રમાણેનું વંશવૃક્ષ વધુ સ્પષ્ટ ખ્યાલ આપશે :

## દ્વૈતીયિક પ્રાકૃત ભૂમિકા




[આ આખો વિસ્તાર ઈ. સ. પૂ. ૫૦૦ થી ઈ. સ. ૧૦૦૦ સુધીનાં ૧૫૦૦ વર્ષનો છે.]

પાલિ અને અર્ધમાગધી મગધ દેશમાંથી ઊભી થવા છતાં એનું બંધારણ સર્વાંશે માગધીનું નથી; માગધીના નહિ જેવા અવશેષો એ બંનેમાં જોવા મળે છે એટલું જ. વૈદિકી ભૂમિકાથી પાલિનું સ્વરૂપ ખૂબ નિકટનું છે. પ્રાકૃતીકરણનો આરંભ પાલિમાં જોવા મળે જ છે, પણ શૌરસેનીનું રૂપ જોતાં જ બંને વચ્ચેની ભૂમિકાનું અંતર સ્પષ્ટ થાય છે. સં. यातिનું પાલિમાં जाति થશે, એ જ અઘોષના ઘોષ થવાની મૃદુ પ્રક્રિયાથી શૌરસેનીમાં जादि થશે. અહીં થયેલો ઘોષ ઉચ્ચાર મહારાષ્ટ્રીમાં લુપ્ત થાય છે અને સ્વર જ બચી રહે છે; જેમકે जाइ. અપભ્રંશ એ એક વધુ ભૂમિકા પામેલું રૂપ છે, જ્યાં મહારાષ્ટ્રી પ્રાકૃતના અંત્ય દીર્ઘ સ્વરોના સંકોચ-હ્રસ્વીકરણ તરફ ગતિ છે. એ પ્રમાણે સં. घोटकः > પાલિ घोटको > શૌ. घोडगो > મહા. घोडओ > અપ. घोडउ.

ઉપર આદિમ પ્રાકૃત ભૂમિકાનો નિર્દેશ કરતાં એને બ્રાહ્મણ-આરણ્યક-ઉપનિષદોની સં. ભાષાની ભગિની-ભૂમિકા તરીકે બતાવી છે. આ આદિમ પ્રાકૃત ભૂમિકાનો આરંભ આપણને વૈદિક સંહિતાઓમાં પણ જોવા મળે છે, જેને આપણે તો સંસ્કૃત વિકારો તરીકે જ સ્વીકારી લીધા છે. આર્યો સપ્તસિંધુના પ્રદેશમાં આવી સ્થિર થયા ત્યારે જેમ ઑસ્ટ્રિક મૂળના અને દ્રવિડ મૂળના શબ્દોને સંસ્કૃત-છાયામાં અપનાવી લીધા હતા તે જ પ્રમાણે ઉચ્ચારણની શિથિલતા કે એવા કારણે જે વિકારોનો સમાદર કર્યો હતો તે જ વિકારો પ્રાકૃત ભાષાઓના વિકાસમાં ઉપયોગી નીવડ્યા

હતો. ભારત-પારસીકમાં નથી તે લકારનો સમાદર છેક પ્રાચ્ય પ્રદેશની અસરનો છે; જેમકે સં. *श्रीर > श्लील (अश्लील માં), क्षुद्र > क्षुल्लक; पद्र > पल्ल (पल्ली-નાનું ગામ) વગેરે. પ્રાકૃત સ્પષ્ટ અસરના શબ્દો: સં. दुर्लभ > दूडभ-दूळभ, दुर्नाश > दूणाश, गृभ्णाति > गृह्णाति, *धित- > हित (धा ધાતુનું ભૂ. કૃ.), *किंकृत > कीकट, *निकृत > निकट, *कृत > कट, ग्रन्थ् > घट् , विकृत > विकट, *दन्द्र > दण्ड, *म्लैक्ष > म्लेच्छ, प्रथ् > पठ्, *कर्त- > काट, आर्ध्य (સં. ऋध् ઉપરથી) > आढ्य, स्नापित > नापित (પાલિમાં नाहापित), *पुरोदाश > पुरोडाश, *प्रतिसंधाय > प्रतिसंहाय વગેરે; આ ઉપરાંત हाटक कुठार જેવા શબ્દો પણ.

## દ્વૈતીયિક પ્રાકૃતોની વર્ણમાળા

અહીં ઉચ્ચારણોનો કાંઈક ખ્યાલ આવી શકે એ માટે પ્રાકૃતમાં ખીલેલી વર્ણમાળાનો થોડો પરિચય ઉપયોગી થઈ પડશે.

પ્રાથમિક પ્રાકૃતનું કાંઈ પણ સાહિત્ય મળતું નથી. દ્વૈતીયિક પ્રાકૃતોમાં સૌથી જૂનું સાહિત્ય **પાલિ** ભાષાનું મળે છે. પાલિ એ સાહિત્યિક ભાષા થઈ ચૂકી હતી, એટલે આજે એનું સિદ્ધ સ્વરૂપ મેળવવાની સુવિધા છે. આ નીચે દ્વૈતીયિક પ્રાકૃતોમાં ઉપયોગી વર્ણમાળા આપવામાં આવે છે:

સ્વરો

अ, आ, इ, ई, उ, ऊ, ए (હ્રસ્વ), ए, ओ (હ્રસ્વ), ओ,
ं (અનુસ્વાર), ँ (અનુનાસિક)

વ્યંજનો

क, ख, ग, घ, (ङ), च, छ, ज, झ, (ञ), ट, ठ, ड, ढ, ण,
त, थ, द, ध, न, प, फ, ब, भ, म, य, र, ल, व,
श, स, ह, ळ

ઉપર બતાવેલા સ્વરોમાં ए અને ओની પછી સંયુક્તવ્યંજન હોય છે ત્યારે ए-ओ બધી જ પ્રાકૃતોમાં હ્રસ્વ છે. ऋ સ્વર પ્રાકૃત ભાષાઓમાં નથી; માત્ર આ. હેમચંદ્રે અપભ્રંશ ભાષામાં એનો વિકલ્પે પ્રયોગ સ્વીકાર્યો છે, અને ત્યાં પણ એ માત્ર તત્સમ શબ્દ પૂરતો જ છે. વિસર્ગ અને ऋ ॠ ऌ ऐ औ પ્રાકૃત ભાષાઓમાં અપ્રયુક્ત છે. માત્ર માગધીમાં જિહ્વામૂલીયનો પ્રયોગ क्षની અવેજીમાં છે; (જેમકે यक्षः > यᳵके વગેરે). અનુનાસિકનો

પ્રાકૃત (Standard) અને અપભ્રંશમાં પ્રયોગ મળે છે. અપભ્રંશમાં એનું પ્રમાણ ખૂબ વધતેરું છે. પાલિમાં એનું અસ્તિત્વ પકડી શકાતું નથી.

વ્યંજનોમાં ङ ञ અને ननो ઉપયોગ વિકલ્પે પરસવર્ણ કરતી વખતે જ છે. પાલિમાં ञ સ્વતંત્ર પણ છે. માગધી અને પૈશાચીમાં પણ એ સ્વતંત્ર છે. ચૂલિકા પૈશાચીમાં र ने સ્થાને ल અને માગધીમાં र–सने સ્થાને ल–श જ મળે છે; જ્યારે जने સ્થાને પણ માગધીમાં य જ પ્રયુક્ત થાય છે. અનાદિ દશામાં छनो પ્રયોગ પણ માગધીમાં ખાસ નથી મળતો. नकारनो ઉપયોગ પાલિમાં છે. પૈશાચી અને ચૂલિકા પૈશાચીમાં તો णने સ્થાને પણ न જ પ્રયુક્ત થાય છે. સામાન્ય રીતે બાકીની પ્રાકૃતોમાં नने સ્થાને સર્વત્ર ण પ્રયોજાય છે. માત્ર અર્ધમાગધીમાં એવડા ण्ण न પ્રયોજાતાં न्न પ્રયોજાય છે. (એને અનુસરી જૈન મહારાષ્ટ્રી અને અપભ્રંશમાં પણ વળી.)

ळनो ઉપયોગ માત્ર પાલિ અને પૈશાચીમાં જ મળે છે.

વ્યંજનોના પ્રયોગમાં આમ જે ભેદો મળે છે તે, તે તે પ્રાકૃતો જુદા જુદા પ્રાંતની દેશભાષા હોવાને કારણે છે. આમાં એક પ્રદેશમાંથી બીજા પ્રદેશોમાં જતી પ્રજાઓને કારણે પણ ઉચ્ચારભેદ સંભવે છે. ळ કાર એવો એક વર્ણ છે. પાલિમાં એ હોવા છતાં આજે મધ્ય ભારત અને એની બંને બાજુના તેમજ ઉત્તરના પ્રદેશોમાં એ ઉચ્ચારણ નથી. ઓરિસ્સા પંજાબ મારવાડ ગુજરાત અને મહારાષ્ટ્રમાં આર્ય બોલીમાં એ જળવાઈ રહ્યો છે, છતાં સોરઠમાં અને ચરોતર તેમજ ઉત્તર–મધ્ય ગુજરાતમાં આજે પણ એ ઉચ્ચારણસ્થાનમાં રકાર ઉચ્ચરિત થાય છે.

સંયુક્ત વ્યંજનોનો બધી જ પ્રાકૃતોમાં અનાદિ દશામાં ખૂબ પ્રયોગ છે, પણ એમાં ક્યાંય પણ રકાર પ્રયુક્ત થતો નથી. અપવાદરૂપે પાલિમાં અશોકની લિપિમાં અને અપભ્રંશમાં શબ્દારંભે સંયુક્ત વ્યંજનના બીજા વર્ણ તરીકે ક્વચિત્ પ્રયોજાય છે. બાકી શબ્દારંભે પ્રાકૃતોમાં સંયુક્ત વ્યંજનોનો કદી પ્રયોગ થતો નથી. પ્રાકૃત ભાષામાં શબ્દાંતે કદી વ્યંજન આવતો નથી.

## દ્વૈતીયિક મુખ્ય પ્રાકૃતોનો પરિચય

### (૧) અશોકની ભાષા

દ્વૈતીયિક પ્રાકૃતોમાં ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં સૌથી જૂનું સ્વરૂપ અશોકની ધમ્મલિપિઓનું છે. એમાં પુષ્કળ પ્રાંતીય ભેદ મળે છે. એ

પ્રાંતીય ભેદોને ગાળી નાખતાંયે ત્રણ મુખ્ય પ્રાંતીય ભેદ તરી આવે છે: એ (૧) ગિરનાર–પશ્ચિમ ભારત, (૨) મન્સેરા–વાયવ્ય ભારત અને (૩) જૌગઢ–પૂર્વ ભારત. એ ત્રણે નમૂના અહીં ઉતારવામાં આવે છે:

## (૧) ગિરનારના લેખમાંથી

इयं धंमलिपि देवानं प्रियेन प्रियदसिना राञा लेखापिता। इध न किंचि जीवं आरभित्पा प्रजूहितव्यं। न च समाजो कतव्यो। वहुकं हि दोसं समाजम्हि पसति देवानं प्रियो प्रियदसि राजा। अस्ति पि तु एकचा समाजा साधुमता देवानं प्रियस प्रियदसिनो राञो। पुरा महानसम्हि देवानं प्रियस प्रियदसिनो राञो अनुदिवसं वहूनि प्राणसतसहस्रानि आरभिसु सूपाथाय। से अज यदा अयं धंमलिपि लिखिता ती एव प्राणा आरभरे सूपाथाय द्वो मोरा एको मगो। सोपि मगो न धुवो। एते पि त्री प्राणा पछा न आरभिसरे॥

## (२) જૌગઢના લેખમાંથી

इयं धम्मलिपि खपिंगलसि पवतसि देवानं पियेन लाजिना लिखापिता। हिद नो किछि जीवं आलभितु पजोहितविये नापि समाज कटविये। वहुकं हि दोसं समाजस दखति देवानं पिये पियदसि लाजा। अथि पि चु एकतिया समाजा साधुमता देवानं पियस पियदसिने लाजिने। पुलुवं महनसम्रि देवानं पियस पियदसिने लाजिने अनुदिवसं वहूनि पानसतसहसानि आलभियिसु सुपठाये। से अज अदा इयं धम्मलिपी लिखिता तिनि येव पानानि आलभियंति। दुवे मजुला एके मिगे। सेपि चु मिगे नो धुवं। एतानि पि चु तिनि पानानि पछा नो आलभियिसंति॥

## (३) મન્સેરાના લેખમાંથી

अयि ध्रमदिपि देवन प्रियेन प्रियद्रशिन रजिन लिखपित। हिद नो किचि जिवे अरभितु प्रयुहोतविये। नो पि च समज कटविय। वहुक हि दोष समजस देवनं प्रिये प्रियद्रशि रज देखति। अस्ति पि चु एकतिय समज साधुमत देवनं प्रियस प्रियद्रशिने रजिने। पुर महनससि देवन प्रियस प्रियद्रशिस रजिने अनुदिवसं वहुनि प्रणशतसहस्रनि आरभिसु सुपयये। से इदनि यद अयि ध्रमदिपि लिखित तद तिनि येव प्रणनि अरभियंति। दुवे

मजरे एके म्रिगे । से पि चु म्रिगे नो ध्रुवं । एतनि पि चु तिनि प्रणनि पंच नो आरभिसंति ॥[1]

પ્રાંતીયતાની દૃષ્ટિએ આ ત્રણે લેખમાં જે ભેદ છે તે :

| ગિરનાર | જૌગઢ | મન્સેરા |
|---|---|---|
| (૧) પાલિ જેમ રકાર : आरभितु, राजा | (૧) માગધી જેમ લકાર: आलभितु, लाजा | (૧) પાલિ જેમ રકાર : अरभितु, रज |
| (૨) સં.વ્યંજનની હસ્તી: कतव्यो, द्वो, प्रिय | (૨) સં.વ્યંજનનો અભાવ: कटविये, दुवे, पिय | (૨) વૈકલ્પિક સ્થિતિ कटविय, दुवे સાથોસાથ રકારવાળાં प्रिय વગેરે રૂપ |
| (૩) ર્‌ના લોપે દંત્ય : सूपाथाय | (૩) ર્‌ના લોપે મૂર્ધન્ય.: सूपठाये | (૩) ત્યાં દંત્ય જ : सूपथये |
| (૪) ऋને સ્થાને अ : मगो | (૪) ऋને સ્થાને इ : मिगे | (૪) ऋને સ્થાને रि : म्रिगे |

---

૧. સંસ્કૃત છાયા અને અનુવાદ

इयं धर्मलिपिः देवानांप्रियेण प्रियदर्शिना राज्ञा लेखिता । इह नो कश्चित् जीवः आलभ्य प्रहोतव्यः । न च समाजः कर्तव्यः । बहुकं हि दोषं समाजे पश्यति देवानांप्रियः प्रियदर्शी राजा । अस्ति (सन्ति) अपि तु एके समाजाः साधुमताः देवानांप्रियस्य प्रियदर्शिनः राज्ञः । पुरा महानसे देवाना-म्प्रियस्य प्रियदर्शिनः राज्ञः अनुदिवसं बहूनि प्राणशतसहस्राणि आलभ्यन्त सूपार्थाय । तद् अद्य यदा इयं धर्मलिपिः लिखिता त्रयः एव प्राणा आलभ्यन्ते सूपार्थाय । द्वौ मयूरौ एकः मृगः । सोऽपि मृगः न ध्रुवः । एतेऽपि त्रयः प्राणाः पश्चात् न आलभ्येरन् ॥

દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાએ આ ધર્મલિપિ લખાવી, અહીં સંહાર કરી કોઇ જીવનો હોમ કરવો નહિ, અને સમાજ (સામાજિક મેળો) ન કરવો. દેવોનો પ્રિય પ્રિયદર્શી રાજા સમાજમાં બહુ દોષ ખરેખર જુએ છે. પરંતુ કેટલાક મેળાઓ દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાને સારી રીતે ગમે છે. દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાના રસોડામાં પહેલાં દરરોજ ઘણાં સેંકડો હજારો પ્રાણી ભોજનને માટે કપાતાં હતાં, તો આજે જ્યારે આ ધર્મલિપિ લખાય છે ત્યારે ત્રણ જ પ્રાણીઓ ભોજનને માટે કપાય છે: બે મોર અને એક મૃગ. એ મૃગ પણ નક્કી નહિ. આ ત્રણ પ્રાણીઓ પણ હવે પછી નહિ કપાય.

| | | |
|---|---|---|
| (૫) વૈદિક ध પ્રત્યય : | (૫) ध >ह ને વ્યત્યય : | (૫) એ જ : |
| इध | हिद | हिद |
| (૬) ज्ञને સ્થાને ञ : | (૬) ત્યાં ज : | (૬) ત્યાં પણ ज : |
| राञा | लाजिना | रजिन |
| (૭) ૧લીના એ.વ.માં ओ: | (૭) ત્યાં ए પ્રત્યય : | (૭) અકાર–ઇકાર |
| समाजो, पियो, सो | समाजे, पिये, से | समज, से, प्रिये |
| (૮) સાતમીમાં म्हि : | (૮) ત્યાં सि : | (૮) ત્યાં પણ सि : |
| समाजम्हि | महानससि | महानससि |
| (૯) કર્મણિ ૩. બ. વ. | (૯) ત્યાં अंति : | (૯) ત્યાં પણ अंति : |
| आरभिसरे | आलभियिसंति | आरभिसंति |

આ નવ ભેદ જોતાં એ માલૂમ પડશે કે ગિરનારના લેખમાં એક પ્રકારનો પ્રાંતીય ભેદ છે, જ્યારે જૌગડમાં બીજો જ છે, જે માગધીની લાક્ષણિકતા ધરાવે છે. મન્સેરાના લેખમાં બંનેની મિશ્રતા છે. આની પૃથક્કૃતિથી મને ત્રણ જુદા પ્રકાર નીકળી આવતા જણાય છે:

| ગિરનાર | મન્સેરા | જૌગડ |
|---|---|---|
| \| | \| | \| |
| પાલિ | અર્ધમાગધી | માગધી |

ડૉ. બુલ્નરે આ લેખો ઉપરથી તુલનાત્મક રૂપ આપ્યાં છે; જેવાં કે:

| સંસ્કૃત | પાલિ | ગિર. | મન્સેરા | જૌગડ | માગધી | અર્ધમાગધી |
|---|---|---|---|---|---|---|
| धर्मः | धंमो | धंमो | ध्रमो | धंमे | धंमे | धंमे(–धंमो) |
| मृगः | मिगो–मगो | मगो | म्रिगे–म्रगो | मिगे | मिगे | मिगे |
| प्रियस्य | पियस्स | प्रियस्प | प्रियस | पियस | पियश्श | पियस्स |
| | | पियस | पियस | | | |
| अर्थाय | अट्ठाय | अथाय | अथ्राये | अथाये | ... | अट्ठाए |
| अर्थे | अट्ठे | अथम्हि | अथ्रे | अठसि | अस्ते | अट्ठंसि |
| | | | | अथसि | अस्ताहिं | |
| अवरोधने | ओरोधने | आरोधनम्हि | ओरोधने | ओलोधनसि | ओलोधणे | ओरोहणंसि |
| उत्थाने | उट्ठाने | उस्टानम्हि | उठानसि | उठानसि | उस्टाने | उट्ठाणंसि |
| | | | –उठाने | | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| शीले | सीले | सीलम्हि | शीले | सीलसि | शीले | सीलसि |
| मयराः | मोरा | मोरा | मजुरा | मजूला | मोला मऊला | मोरा–मऊरा |
| वृक्षाः | रुक्खा | व्रछा | रुछ | लुखानि | लुक्खा-लुश्का | रुक्खा |
| हस्तिनः (२७) | हत्थी | हस्तिनो | हस्तिने हस्तिनो | हथीनि | हश्तिणे | हत्थी |
| राज्ञा | रञ्ञा राजिना | राञा राजिना | राञा | लाजिना | लञ्ञा | रन्ना–रण्णा |
| अन्येषु | अञ्ञेसु | अञेसु अंनेसु | अञेसु अणेसु | अंनेसु अनेसु | अञ्ञेशु | अन्नेसु |
| क्षुद्रक– | खुद्दक– (छुद्दो) | छुद्रक– | खुद्रक– | खुद्रक– | खुद्दअ– | खुड्डग– |
| यद् | यं | य | यं–अं | अं–यं | यं | जं |
| इह | इध | इध | इअ–हिद | इद–हिद | इध | इह |
| करोति | करोति | करोति | करोति | कलेति | कलेदि | करेइ |
| अस्ति | अत्थि | अस्ति | अस्ति | अथि | अस्ति | अत्थि |
| भवति | भवति | होति–भवति | भोति | होति | भोदि | होइ–हवइ |
| *कर्ष्यति | कस्सति कासति | कासति | कसति | कछति | (कलिश्शदि) | काहिइ (करिस्सइ) |
| वसेयुः | वसेय्युं | वसेयु | वसेयु | वसेयुँ | ... | वसेज्जा (ए. व.) |
| स्थित्वा | ठत्वा | ... | तिस्तितु | चिटितु | चिष्टिऊण | चिट्ठित्ता |
| *परित्यजित्य | परिच-परियजित्वा जित्वा | परितिजितु | पलितिजितु | ... | | परिचइत्ता |
| कर्तव्यम् | कत्तव्वं | कतव्यं | कटव | कटविये | कडव्वं | कायव्वं |
| आराधयितुम् | आराधेतुं | आराधेतुं | ... | आलाधयितवे | आलाधेदुं | आराधेत्तए |
| क्षमितुम् | खमितुं | छमितवे | (छमनये) | खमितवे | खमिदुं | खमित्तए |

## ૨. પાલિ અને અર્ધમાગધી :

આ શિલાલેખોના સાહિત્ય પછીનું નોંધાયેલું સાહિત્ય તે પાલિ અને અર્ધમાગધીનું છે. અહીં આ બંને ભાષાના નમૂના ઉતારું છું. આમાં મૂળ નમૂનો અર્ધમાગધીનો છે અને એ સામે એનું જ પાલિ આપવામાં આવ્યું છે.

| અર્ધમાગધી | પાલિ |
|---|---|
| [1]से भगवं अरहा जिणे जाए | सो भगवं अरहा जिनो जतो |
| सव्वन्नू सव्वभाव-दरिसी सव्व- | सब्बञ्ञू सब्बभाव-दस्सी सब्ब- |
| देवमणुयासुरस्स लोयस्स | देव-मनुज-असुरस्स लोकस्स |
| पज्जाये जाणती । तं जहा— | पञ्ञाय जानाति । तं यथा- |
| आगतिं, गतिं, ठितिं, चवणं, | आगतिं, गतिं, ठितिं, चवनं |
| उववायं, आवि-कम्मं, रहोकम्मं | उपपादं, आविकम्मं, रहोकम्मं |
| जाणमाणे पासमाणे एवं विहरइ ॥ | जानमानो पस्समानो एवं विहरति ॥ |
| तहा विमुक्कस्स परिन्नचारिणो | तथा विमुत्तस्स परिञ्ञ-चारिणो |
| धितीमतो दुक्ख-खमस्स भिक्खुणो । | धितीमतो दुक्ख-खमस्स भिक्खुनो । |
| विसुज्झती जंसि मलं परे कडं | विसुज्झति यस्मिं मलं पुरे कतं |
| समीरियं रुप्पमलं व जोतिणा ॥१॥ | समीरितं रुप्पमूलं व जोतिना ॥१॥ |
| इमम्मि लोए परतो य दोसु वि | इमम्हि लोके परतो च द्वेसु पि |
| न विज्जती वन्धणं जस्स किंचि वि । | न विज्जति वन्धनं यस्स किंचि पि, |
| सेहु निरालम्बणे अप्पतिट्ठिते | सो हि निरालम्बने अप्पतिट्ठितं |
| कलं-कली-भाव-पहं विमुच्चइ ॥२॥ | कथं-कथी-भाव-पहं विमुच्चति ॥२॥ |

---

१. સંસ્કૃત છાયા

सः भगवान् अर्हन् जिनः जातः सर्वज्ञः सर्वभावदर्शी [illegible] लोकस्य प्रज्ञातान् जानाति । तद् यथा-आगतिं, गतिं, स्थितिं, [illegible], [illegible], आविष्कर्म, रहःकर्म जानानः पश्यन् एवं विहरति ॥

तथा विमुक्तस्य परिज्ञचारिणः धृतिमतः दुःखक्षमस्य [illegible]।
विशुध्यते यस्मिन् मलः पुराकृतः समीरितः रौप्यमलः [illegible] ॥१॥
अस्मिन् लोके परतः च द्वेषः अपि न विद्यते [illegible]
सो हि निरालम्बने अप्रतिष्ठिते कथं-कथीभाव[illegible] [illegible]

આ બંને રૂપોમાં પાલિનું રૂપ સંસ્કૃત ભાષાની સાથે વધુ મળતું આવે છે. ખાસ કરીને બે સ્વર વચ્ચેના વ્યંજનો ક–ગ–ચ–જ–ત–દ–પ–ય–વ નું પાલિમાં અસ્તિત્વ છે, એને બદલે અર્ધમાગધીનો આ સ્વરૂપમાં લોપ થવાનું વલણ છે. ઉદાહરણ તરીકે જુઓ जाए < સં. जातः, मणुय–< मनुज–, लोयस्य< सं. लोकस्य, विहरइ < सं. विहरति, लोए < सं. लोके, विमुञ्चइ < सं. विमुञ्चति, આમ છતાં भगवं< सं. भगवान्, आगतिं, विसुज्झती < सं. विशुध्यते એ વગેરે રૂપો પણ મળે છે.

રૂપરચના વગેરેની દૃષ્ટિએ નીચેનો ભેદ છે:

| પાલિ | અર્ધમાગધી |
|---|---|
| (૧) પ્ર. એ. વ. માં ओ:<br>जिनो, जातो | (૧) પ્ર. એ વ. માં ए:<br>जिणे, जाए |
| (૨) સ. માં म्हि, स्मि:<br>यस्मि, इमम्हि, | (૨) ત્યાં (अं)सि, म्मि:<br>यंसि, इमम्मि |
| (૩) ભૂતકૃદંતમાં त:<br>कतं | (૩) ત્યાં ड: ને લોપ પણ:<br>कडं, समीरियं |
| (૪) ननुं અસ્તિત્વ:<br>जिनो, जानाति, जानमानो | (૪) नने સ્થાને ण:<br>जिणे, जाणती, जाणमाणे |
| (૫) ज्ञने સ્થાને ञ्ञ:<br>सव्वञ्ञ, पञ्ञाय | (૫) ત્યાં न्न ; તેમ ज्ज:<br>सव्वन्नू, पज्जाये |
| (૬) બે–સ્વરમધ્યવર્તી पनुं અસ્તિત્વ: उपपादं | (૬) पने સ્થાને व:<br>उववायं |
| (૭) વ્યુત્પન્ન ञ्ञने સ્થાને ञ्ञ:<br>सव्वञ्ञू | (૭) વ્યુત્પન્ન न्ननું જ અસ્તિત્વ:<br>सव्वन्नू |

આમાંની પ્રધાન પ્રાકૃતો: શૌરસેની મહારાષ્ટ્રી અને માગધીની રૂપરચનાનો થોડો પરિચય ઠીક થઈ પડશે:

### ૩. શૌરસેની–મહારાષ્ટ્રી પ્રાકૃત:

પાલિ અને મહારાષ્ટ્રી પ્રાકૃત (Standard) એના વચગાળાનું રૂપ શૌરસેની સાચવી રાખે છે. ( મારા 'આપણા કવિઓ–ખંડ ૧–નાં પૃ.

૭૨–૭૩ ઉપર શૌરસેનીની લાક્ષણિકતા આપવામાં આવી છે.) શૌરસેનીની વૈકલ્પિક લાક્ષણિકતાઓ ઊડી જતાં ત્યાં મહારાષ્ટ્રી પ્રાકૃતનું રૂપ આવી જાય છે. ખરું જોતાં તો માત્ર त–थनो द–ध એ શૌરસેનીનું સાચું સાહિત્યિક રૂપ છે. આમાં क–खના ग–घને ઉમેરવા જોઇયે; જેમકે पचति= पचदि, शोकः=सोगो; જ્યારે મહારાષ્ટ્રી પ્રાકૃતમાં એ पअइ અને सोओ તરીકે આવી રહેશે. આ ઉપરથી મને એમ લાગ્યું છે કે પાલિના અઘોષ क–ख–त–थને સ્થાને ग–घ–द–ध ઘોષ થયે સાહિત્યિક શૌરસેનીનું સ્વાભાવિક રૂપ આવી રહે. એટલે સાહિત્યિક શૌરસેનીના મૂળ રૂપની શૌરસેની ભાષા પાલિમાંથી અવતરી અઘોષના ઘોષમાં પરિણત થઈ પછી એવા ઘોષ–સ્વરોનો–મધ્યમાં રહેલા—નો લોપ થયે સ્વાભાવિક મહારાષ્ટ્રી પ્રાકૃત આવી, જેનું સાહિત્યિક સ્વરૂપ એ આજ મળતી મહારાષ્ટ્રી પ્રાકૃત (Standard) છે.

અહીં હવે એના નમૂના ઉતારિયે :

| શૌરસેની | મહા. પ્રાકૃત |
|---|---|
| [1]ण भणिदो म्हि इन्दीवरीआए, जधा अज्ज उववासणिअमट्ठिदा देवी वासवदत्ता सोत्थिवाअणणिमित्तं सद्दावेदि त्ति । ता जाव धाराधरुज्जाणदिग्घिआए ण्हाइअ देवीपासं गदुअ कुक्कुडवादं करिस्सं । अण्णधा कधं अम्हाणं सरिसा वम्हणा राअउले पडिग्गहं करेन्ति । कधं एसो पिअवअस्सो अज्ज देवीए विरहुक्कण्ठाविणोदणणिमित्तं धाराधरुज्जाणं ज्जेव्व पत्थिदो । ता जाव वअस्सेण सह ज्जेव्व गदुअ जधोदिदं अणुचिट्ठिस्सम् ॥ | णणु भणिओ म्हि इन्दीवरीआए जहा अज्ज उववासणिअमट्ठिआ देवी वासवदत्ता सोत्थिवाअणणिमित्तं सद्दावेइ त्ति । ता जाव धाराधरुज्जाणदिग्घिआए ण्हाइअ देवीपासं गइअ कुक्कुडवाअं करिस्सं । अण्णहा कहं अम्हाणं सरिसा वम्हणा राअउले पडिग्गहं करेन्ति । कहं एसो दिअवअस्सो अज्ज देवीए विरहुक्कण्ठाविणोअणणिमित्तं धाराधरुज्जाणं ज्जेव्व पत्थिओ । ता जाव वअस्सेण सह ज्जेव्व गइअ जहोइअं अणुचिट्ठिस्सम् ॥ |

---

૧. સંસ્કૃત છાયા

ननु भणितोऽस्मि इन्दीवरिकया यथा अद्य उपवासनियमस्थिता देवी वासवदत्ता स्वस्तिवाचननिमित्तं शब्दापयति इति । तद् यावद् धारागृहे-

ઉપરના અવતરણમાં બંને ભાષાઓના ફકરા જોવાથી માલૂમ પડશે કે क–त–थનો ग–द–ध થવાનો વિકાર મુખ્યત્વે બાજુએ રાખતાં ઝાઝો બીજો તફાવત નથી. गदुअ શૌરસેનીમાં છે, તો ण्हाइअ પણ છે; આમાં इअ પ્રત્યયવાળું રૂપ શૌરસેની–મહારાષ્ટ્રીમાં સમાન છે, જેમાંથી સંબંધક ભૂતકૃદંતનો ગુજરાતી ઈ પ્રત્યય ઊતરી આવ્યો છે.

અહીં નીચે હવે રૂપબંધની દૃષ્ટિએ મહારાષ્ટ્રી પ્રાકૃત(Standard)-નાં રૂપાખ્યાન આપવામાં આવે છે, જેનાથી એ ભાષાની રૂપરચનાનો ખ્યાલ મેળવવાની સરળતા થશે :

## નામોનાં રૂપાખ્યાન

### અકારાંત નરજાતિ : **जण** (સં. जन)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | जणो | जणा |
| ૨ જી | जणं | जणे, जणा |
| ૩ જી | जणेण, जणेणं | जणेहि,–हिं,–हिँ |
| ૫ મી | जणा, जणत्तो, जणाओ, जणाउ, जणाहि, जणाहिंतो | जणत्तो, जणाओ, जणाउ, जणेहि; जणहिंतो, जणेहिंतो, जणासुंतो, जणेसुंतो |
| ૪ થી–૬ ઠ્ઠી | जणस्स | जणाण, जणाणं |
| ૭ મી | जणे, जणम्मि | जणेसु, जणेसुं |
| સંબોધન | जण, जणा, जणो | जणा |

આમાં પાંચમી વિભક્તિમાં जणाओ–जणाउને સ્થાને जणादो–जणादु એમ જ્યાં જ્યાં ओ–उ પ્રત્યય પાંચમીમાં છે ત્યાં दो–दु સ્વીકારવા; એટલો ફેરફાર કરતાં આ બધાં રૂપાખ્યાન સાહિત્યિક શૌરસેનીમાં સમાન છે. નાન્યતર જાતિના અકારાંત શબ્દોનાં રૂપોમાં ૧ લી–૨ જી સંબોધનનાં જ સંસ્કૃત જેમ જુદાં રૂપ છે; જેવાં કે—

---

द्यानदीर्घिकायाँ स्नात्वा देवीपार्श्वं गत्वा कुक्कुटवादं करिष्यामि । अन्यथा कथम् अस्माकं सदृशाः ब्राह्मणा राजकुले प्रतिग्रहं कुर्वन्ति । कथम् एषः प्रियवयस्यः अद्य देव्या विरहोत्कण्ठाविनोदननिमित्तं धारागृहोद्यानम् एव प्रस्थितः । तद् यावद् वयस्येन सह एव गत्वा यथोदितम् अनुष्ठास्यामि ॥

અકારાંત નર : **वण** (સં. वन)

| | | |
|---|---|---|
| ૧ લી–૨ જી | वणं | वणाणि, वणाइं, वणाइँ |
| સંબોધન | वणं | ,, ,, ,, |

ઇકારાંત નર : **हरि** (સં. हरि)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | हरी | हरी, हरओ, हरउ, हरिणो |
| ૨ જી | हरिं | हरी, हरिणो |
| ૩ જી | हरिणा | हरिहि,–हिं,–हिँ |
| ૫ મી | हरिणो, हरित्तो, हरीओ, हरीउ, हरीहिंतो | हरित्तो, हरीओ, हरीउ, हरीहिंतो, हरीसुंतो |
| ૪ થી–૬ ઠ્ઠી | हरिणो, हरिस्स | हरीण, हरीणं |
| ૭ મી | हरिम्मि | हरीसु, हरीसुं |
| સંબોધન | हरि, हरी | हरी, हरओ, हरउ, हरिणो |

ઇકારાંત નાન્ય. : **दहि** (સં. दधि)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી–૨ જી | दहिं | दहीणि, दहीइं, दहीइँ |
| સંબોધન | दहि | ,, ,, ,, |

બાકીનાં हरि પ્રમાણે.

ઉકારાંત નરજાતિ અને નાન્યતરજાતિનાં રૂપ ઉપરનાં અનુક્રમે हरि અને दहि જેવાં થાય.

આકારાંત નારી : **साला** (સં. शाला)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | साला | साला, सालाओ, सालाउ |
| ૨ જી | सालं | ,, ,, ,, |
| ૩ જી | सालाअ, सालाइ, सालाए | सालाहि,–हिं,–हिँ |
| ૫ મી | सालाअ, सालाइ, सालाए, सालत्तो, सालाओ, सालाउ, सालाहिंतो | सालत्तो, सालाओ, सालाउ, सालाहिंतो, सालासुंतो |

ઉપરના અવતરણમાં બંને ભાષાઓના ફકરા જોવાથી માલૂમ પડશે કે क–त–थનો ग–द–घ થવાનો વિકાર મુખ્યત્વે બાજુએ રાખતાં ઝાઝો બીજો તફાવત નથી. गदुम શૌરસેનીમાં છે, તો ण्हाइअ પણ છે; આમાં इअ પ્રત્યયવાળું રૂપ શૌરસેની–મહારાષ્ટ્રીમાં સમાન છે, જેમાંથી સંબંધક ભૂતકૃદંતનો ગુજરાતી ઈ પ્રત્યય ઊતરી આવ્યો છે.

અહીં નીચે હવે રૂપબંધની દૃષ્ટિએ મહારાષ્ટ્રી પ્રાકૃત(Standard)–નાં રૂપાખ્યાન આપવામાં આવે છે, જેનાથી એ ભાષાની રૂપરચનાનો ખ્યાલ મેળવવાની સરળતા થશે :

## નામોનાં રૂપાખ્યાન

### અકારાંત નરજાતિ : जण (સં. जन)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | जणो | जणा |
| ૨ જી | जणं | जणे, जणा |
| ૩ જી | जणेण, जणेणं | जणेहि,–हिं,–हिँ |
| ૫ મી | जणा, जणत्तो, जणाओ, जणाउ, जणाहि, जणाहिंतो | जणत्तो, जणाओ, जणाउ, जणेहि; जणहिंतो, जणेहिंतो, जणासुंतो, जणेसुंतो |
| ૪ થી–૬ ઠ્ઠી | जणस्स | जणाण, जणाणं |
| ૭ મી | जणे, जणम्मि | जणेसु, जणेसुं |
| સંબોધન | जण, जणा, जणो | जणा |

આમાં પાંચમી વિભક્તિમાં जणाओ–जणाउને સ્થાને जणादो–जणादु એમ જ્યાં જ્યાં ओ–उ પ્રત્યય પાંચમીમાં છે ત્યાં दो–दु સ્વીકારવા; એટલો ફેરફાર કરતાં આ બધાં રૂપાખ્યાન સાહિત્યિક શૌરસેનીમાં સમાન છે. નાન્યતર જાતિના અકારાંત શબ્દોનાં રૂપોમાં ૧ લી–૨ જી સંબોધનનાં જ સંસ્કૃત જેમ જુદાં રૂપ છે; જેવાં કે—

---

द्यानदीर्घिकायां स्नात्वा देवीपार्श्वं गत्वा कुक्कुटवादं करिष्यामि। अन्यथा कथम् अस्माकं सदृशाः ब्राह्मणा राजकुले प्रतिग्रहं कुर्वन्ति। कथम् एषः प्रियवयस्यः अद्य देव्या विरहोत्कण्ठाविनोदननिमित्तं धारागृहोद्यानम् एव प्रस्थितः। तद् यावद् वयस्येन सह एव गत्वा यथोदितम् अनुष्ठास्यामि॥

અકારાંત નર : वण (સં. वन)

| | | |
|---|---|---|
| ૧ લી–૨ જી | वणं | वणाणि, वणाइं, वणाइँ |
| સંબોધન | वणं | ,, ,, ,, |

ઇકારાંત નર : हरि (સં. हरि)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | हरी | हरी, हरओ, हरउ, हरिणो |
| ૨ જી | हरिं | हरी, हरिणो |
| ૩ જી | हरिणा | हरिहि,–हिं,–हिँ |
| ૫ મી | हरिणो, हरित्तो, हरीओ, हरीउ, हरीहिंतो | हरित्तो, हरीओ, हरीउ, हरीहिंतो, हरीसुंतो |
| ૪ થી–૬ ટ્ઠી | हरिणो, हरिस्स | हरीण, हरीणं |
| ૭ મી | हरिम्मि | हरीसु, हरीसुं |
| સંબોધન | हरि, हरी | हरी, हरओ, हरउ, हरिणो |

ઇકારાંત નાન્ય. : दहि (સં. दधि)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી–૨ જી | दहि | दहीणि, दहीइं, दहीइँ |
| સંબોધન | दहि | ,, ,, ,, |

બાકીનાં हरि પ્રમાણે.

ઉકારાંત નરજાતિ અને નાન્યતરજાતિનાં રૂપ ઉપરનાં અનુક્રમે हरि અને दहि જેવાં થાય.

આકારાંત નારી : साला (સં. शाला)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | साला | साला, सालाओ, सालाउ |
| ૨ જી | सालं | ,, ,, ,, |
| ૩ જી | सालाअ, सालाइ, सालाए | सालाहि,–हिं,–हिँ |
| ૫ મી | सालाअ, सालाइ, सालाए, सालत्तो, सालाओ, सालाउ, सालाहिंतो | सालत्तो, सालाओ, सालाउ, सालाहिंतो, सालासुंतो |

| | | |
|---|---|---|
| ૪ થી–૬ ઠ્ઠી | सालाअ, सालाइ, सालाए, | सालाण, सालाणं |
| ૭ મી | ,, ,, ,, | सालासु, सालासुं |
| સંબોધન | साले, साला | साला, सालाओ, सालाउ |

ઇકારાંત નારી.: **रत्ति** (સં. रात्रि)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | रत्ती | रत्ती, रत्तीओ, रत्तीउ |
| ૨ જી | रत्तिं | ,, ,, ,, |
| ૩ જી | रत्तीअ, रत्तीआ, रत्तीइ, रत्तीए | रत्तीहिं–हिं–हिँ |
| ૫ મી | रत्तीअ, रत्तीआ, रत्तीइ, रत्तीए रत्तित्तो, रत्तीओ, रत्तीउ, रत्तीहितो | रत्तित्तो, रत्तीओ, रत्तीउ, रत्ती-हिंतो, रत्तीसुंतो |
| ૪ થી–૬ ઠ્ઠી | रत्तीअ, रत्तीआ, रत्तीइ, रत्तीए | रत्तीण, रत्तीणं |
| ૭ મી | ,, ,, ,, ,, | रत्तीसु, रत्तीसुं |
| સંબોધન | रत्ति, रत्ती | रत्ती, रत्तीओ, रत्तीउ |

આ જ પ્રમાણે હ્રસ્વ उકારાંત, દીર્ઘ ऊકારાંત, અને દીર્ઘ ईકારાંત નારીજાતિના શબ્દોનાં રૂપાખ્યાન થાય છે.

ऋકારાંત નામોનાં રૂપોમાં ખૂબ વૈવિધ્ય છે. સંસ્કૃતમાં જ્યાં પહેલાં પાંચ રૂપોમાં વૃદ્ધિ થાય છે તેવા પ્રકારના શબ્દોમાં आ અંતવાળું અંગ બધાં રૂપોમાં રહે છે, જ્યારે ગુણ થાય છે તેવામાં अ અંતવાળું અંગ રહે છે. ઉપરાંત એ જ રીતે आर, अर એવાં અંગ પણ ૧ લી–૨ જી ના એકવચન ઉપરાંત પ્રયોજાય છે; જેમકે—

**णेउ** નર. (સં. नेतृ)

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | णेआ, णेआरो | णेआरा, णेउणा, णेअवो, णेअओ, णेअउ, णेऊ |
| ૨ જી | णेआरं | णेआरे, णेआरा, णेउणो, णेऊ |
| ૩ જી | णेआरेण, णेआरेणं, णेउणा | णेआरेहि–हिं–हिँ, णेऊहि–हिं–हिँ |
| ૫ મી | णेउणो, णेऊओ, णेऊउ, णेऊहि, णेऊहिंतो, णेआराओ, णेआराउ, णेआराहि, णेआराहितो | णेउणो સિવાયનાં એકવચનનાં બધાં, વધારામાં णेऊसुंतो, णेआरासुंतो |

| | | |
|---|---|---|
| ૪ થી–૬ ઠ્ઠી | णेउणो, णेउस्स, णेआरस्स | णेऊण,–णेऊणं, णेआराण,–ण |
| ૭ મી | णेउम्मि, णेआरम्मि | णेऊसु,–सुं, णेआरेसु,–सुं |
| સંબોધન | णेअ, णेआरं | णेआरा, णेउणो, णेअवो, णेअओ; णेअउ, णेऊ |

पिउ (સં. पितृ) શબ્દના રૂપાખ્યાનમાં ઉપર જ્યાં જ્યાં અંગમાં आ છે ત્યાં अ આવે એટલો જ તફાવત છે.

આ બધાં રૂપાખ્યાનોમાં બે સ્વરો આવતાં अ–आमां લઘુપ્રયત્ન યકાર આવી શકે છે.

નારીજાતિનાં ऋકારાંત રૂપ પણ આ જ રીતે થાય છે, જ્યારે નાન્યતર જાતિનાં दहि પ્રમાણે થાય છે.

ઉપયોગી હોવાથી राजन् શબ્દનાં રૂપ અહીં પૂરાં આપવામાં આવે છે. પાલિમાં પણ આ શબ્દનાં રૂપોમાં ખૂબ વિવિધતા છે.

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | राआ | राआ, राआणो, राइणो, राआणा |
| ૨ જી | राअं, राइणं, राआणं | राए, राआ, राआणो, राइणो, राआणे |
| ૩ જી | राइणा, रण्णा, राएण–णं, राआणेण–णं | राएहि–हिं–हिँ, राइहि–हिं–हिँ; राआणेहि–हिं–हिँ |
| ૫ મી | रण्णो, राइणो, राअत्तो तेम राइत्तो वगेरे | राअत्तो वगेरे, राइत्तो वगेरे |
| ૪ થી-૬ ઠ્ઠી | रण्णो, राइणो, राअस्स, राआणस्स | राईण,–णं, राआण,–णं, राआणाण–णं, |
| ૭ મી | राए, राअम्मि, राइम्मि, राआणम्मि | राइसु,–सुं, राएसु,–सुं, राआणेसु,–सुं |
| સંબોધન | राआ, राअ | राआ, राआणो, राइणो |

આમાં राय અંગ કરીને પણ રૂપ કરવાં; એટલે अ–आ–ए એના સ્થળે य–या–ये પણ આવી શકે.

आत्मन् શબ્દનાં अप्पा તરીકે राजन् જેવાં અને अप्पाण તરીકે जण જેવાં રૂપ થાય.

## સર્વનામોનાં રૂપાખ્યાન

| **सव्व** नर. (सं. सर्व) | | | **तं** नर. (सं. तद्) | |
|---|---|---|---|---|
| | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૧ લી | सव्वो | सव्वे | स, सो | ते, णे |
| ૨ જી | सव्वं | सव्वे, सव्वा | तं, णं | ते, ता, णे, णा |
| ૩ જી | सव्वेण,–ण | सव्वेहि–हिं–हिँ | तेण, णेण,तिणा | तेहि–हिं–हि |
| ૫મી | सव्वत्तो વગેરે | सव्वत्तो વગેરે | तम्हा | નિયમિત |
| ૪થી-૬ઠ્ઠી | सव्वस्स | सव्वेसिं, सव्वाण,–णं | तस्स, तास | तास, तेसिं |
| ૭મી | सव्वस्सिं,–म्मि, –हिं,–त्थ | सव्वेसु,–सुं | ताहे, ताला, तइआ | तेसु, णेसु વગેરે |

यद् શબ્દોનો ज (નારીજાતિમાં जा, કોઈ વાર जी),
किम् ,, क ( ,, का, ,, की),
एतद् ,, एय, एअ આ બધાનાં સરખાં રૂપ થાય છે.

આમાં किम् શબ્દને પાંચમીમાં किणो અને कीस રૂપો થાય છે.

इदम् નરજાતિને ૧ લી એ. વ. માં अयं ને इमो બંને થાય છે. નારીજાતિમાં એને इमिआ ને इमा બંને ૧ લી એ. વ. માં થાય છે, ૨ જી એ. વ. માં इणं इमं, ૬ ઠ્ઠી એ. વ. માં अस्स, इमस्स, ૭ મી એ.વ. માં अस्सिं, इमस्सिं, इह વગેરે થાય છે. આ इदम् શબ્દનાં तद्‌ની માફક ण વાળાં રૂપ પણ થાય છે. इदम् तद् અને एतद् ને ૬ ઠ્ઠી એ. વ. માં से અને બ. વ.માં सिं પણ થાય છે.

अदस्‌નું બધાં રૂપોમાં અંગ अमु થાય છે. ત્રણે જાતિનાં રૂપમાં ૧ લી એ. વ. अह અને ૭ મી એ. વ. નરજાતિ अयम्मि इयम्मि અને अमुम्मि થાય છે. બાકી ઉકારાંત નિયમિત રૂપ છે.

સંખ્યાવાચક વિશેષણોમાં एक–एग 'એક' માટે છે, અને એ सव्व માફક છે.

द्वि‌નાં दो કે बे એમ બે રીતે રૂપ થાય છે; એ રીતે ૧ લી–૨ જી दुवे, दोण्णि; वेण्णि; ૩ જી• दोहिं, बेहिं; ૫ મી दोहिंतो, बेहिंतो; ૬ ઠ્ઠી दोण्हं, बेण्हं; ૭ મી दोसु, बेसु થાય છે.

त्रिनुं અંગ ती થાય છે; પછી तिण्णि, तीहिं, तीहिंतो, तिण्हं, तीसु એ રીતે ૧-૨, ૩, ૫, ૪-૬, ૭ મીનાં રૂપ થાય છે.

चतुर्નું चत्तारो, चउरो, चत्तारि; चऊहिं, चऊहिंतो, चउण्हं, चऊसु એ ક્રમે ૧-૨, ૩, ૫, ૪-૬, ૭ મીનાં રૂપ થાય છે.

अन् વાળા બધા સંખ્યાવાચક શબ્દ અકારાંત બને છે.

अस्मद्-युष्मद् નાં રૂપ ખાસ મહત્ત્વનાં છે એ અહીં નોંધી લેવામાં આવે છે:

### अस्मद्

| વિ. | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ લી | म्मि, अम्मि, अम्हि, हं, अहं, अहअं | अम्ह, अम्हे, अम्हो, मो, वयं, मे |
| ૨ જી | णे, णं, मि, अम्मि, अम्ह, मं, ममं, मिमं, अहं | अम्हे, अम्हो, अम्ह, णे |
| ૩ જી | मि, मे, ममं, ममए, ममाइ, मइ, मए, मयाइ, णे | अम्मेहिं, अम्माहिं, अम्ह, अम्हे, णे |
| ૫ મી | मइत्तो, ममत्तो, महत्तो, मज्झो (આ અંગોને ફરી उ, ओ, हि, हिन्तो લાગીને રૂપો થાય; मत्तो પણ ખરું) | ममत्तो, अम्हत्तो (આ બંનેના અંગને ફરી उ, ओ, हिन्तो-सुन्तो લાગીને રૂપો થાય; हिन्तो-सुन्तोમાં બંને અંગ થાય) |
| ૪થી-૬ઠ્ઠી | मे, मइ, मम, मह, महं, मज्झ, मज्झ, अम्हं, अम्हं | णे, णो, मज्झ, अम्ह, अम्हं, अम्हे, अम्हो, अम्हाण-णं, ममाण-णं, महाण-णं, मज्झाण-णं |
| ૭ મી | मि, मइ, ममाइ, मए, मे, अम्हम्मि, ममम्मि, महम्मि, मज्झम्मि | अम्हेसु, ममेसु, महेसु, मज्झेसु, अम्हसु, ममसु, महसु, मज्झसु, તેમ अम्हासु એમ आकारथी પણ ચાલે. |

## युष्मद्

| વિ. | એ. વ. | બ. વ. |
| --- | --- | --- |
| ૧લી | तं, तुं, तुवं, तुहं, तुमं | मे, तुब्भे, तुज्झ, तुम्ह, तुय्हे, उय्हे, तुम्हे, तुज्झे |
| ૨જી | तं, तुं, तुमं, तुह, तुमे, तुए | वो, तुज्झ, तुब्भे, तुय्हे, उय्हे, मे, तुम्हे, तुज्झे |
| ૩જી | मे, दि, दे, ते, तइ, तए, तुमं, तुमइ, तुमए, तुमे, तुमाइ | तुब्भेहिं, उज्झेहिं, उम्हेहिं, तुय्येहिं, उय्हेहिं, तुम्हेहिं, तुज्झेहिं, मे |
| ૫ મી | तइत्तो, तुवत्तो, तुमत्तो, तुहत्तो, तुब्भत्तो, तुम्हत्तो, तुज्झत्तो (ઉપરાંત ओ,उ, हि, हिन्तो લાગીને પણ तइओ વગેરે રૂપો થાય), तत्तो, तुय्ह, तुब्भ, तुहिन्तो, तुम्ह, तुज्झ | तुब्भत्तो, तुय्हत्तो, उय्हत्तो, उम्हत्तो, तुम्हत्तो, तुज्झत्तो ( ઉપરાંત અંગને ओ, उ, हि, हिन्तो પણ લાગીને ) |
| ૪થી-૬ઠ્ઠી | तइ, तु, ते, तुम्हं, तुह, तुहं, तुव, तुम, तुमे, तुमो, तुमाइ, दि, दे,इ, ए, तुब्भ, उब्भ, उय्ह, तुम्ह, तुज्झ, उम्ह, उज्झ | तु, वो, मे, तुब्भ, तुब्भं, तुब्भाण–णं, तुवाण-णं, तुमाण-णं, तुहाण-णं, उम्हाण-णं, तुम्ह, तुज्झ, तुम्हं, तुज्झं, तुम्हाण–णं, तुज्झाण–णं |
| ૭ મી | तुमे, तुमए, तुमाइ, तइ, तए, तुम्मि, तुवम्मि, तुसम्मि, तुहम्मि, तुब्भम्मि, तुम्हम्मि, तुज्झम्मि | तुसु, तुवेसु, तुमेसु, तुहेसु, तुब्भेसु, तुम्हेसु, तुज्झेसु, ઉપરાંત तुवसु, तुमसु, એમ एકાર વિનાનાં તેમ ત્યાં आ-કારવાળાં तुवासु વગેરે રૂપો પણ પ્રચારમાં છે. |

આ રૂપાખ્યાનો આટલી બધી વિવિધતા ધરાવે છે.

### ક્રિયાપદનાં રૂપાખ્યાન

#### कर्-કરવું (સં. कृ): વર્તમાનકાળ કર્તરિ પ્રયોગ

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧લો પુ. | करमि, करामि, करेमि, करं | करम-मु-मो, कराम-मु-मो, करेम-मु-मो, करिम-मु-मो[1] |
| ૨જો પુ. | करसि-से, करेसि-से | करित्था, करह, करेह |
| ૩જો પુ. | करइ, करए, करेइ, करइरे | करन्ति-न्ते, करिरे |

#### अस्નાં રૂપાખ્યાન: વર્તમાનકાળ

| | | |
|---|---|---|
| ૧લો પુ. | म्हि, अत्थि | म्हो, म्ह, अत्थि |
| ૨જો પુ. | सि, अत्थि | अत्थि |
| ૩જો પુ. | अत्थि | अत्थि |

### કર્મણિ પ્રયોગ

ईअ, इज्ज પ્રત્યય લગાડી करीअमि, करीआमि, करिज्जमि, करिज्जामि વગેરે રૂપો કર્તરિ પ્રયોગમાંના પ્રત્યયોથી થાય છે.

### પ્રેરકનાં રૂપ

પ્રેરકનાં રૂપોમાં अ, ए, आव,[2] आवे એવા ચાર પ્રત્યય ધાતુને લાગે છે; જેમકે कारइ, कारेइ, करावइ, करावेइ, પણ भ्रम् ધાતુને आड પણ થાય; જેમકે भामइ भामेइ, भमावइ, भमावेइ, भमाडइ, भमाडेइ.

---

૧, આ પ્રત્યય અકારાંત સિવાયનાં ક્રિયાપદોમાં ન થાય; જેમકે ठाम-मु-मो, ठासि, जासि, होसि વગેરે વગેરે.

भू ધાતુનાં हो અંગ તરીકે રૂપો થાય છે એ લક્ષ્યમાં રાખવું જોઇયે.

૨. ભૂતકૃદંતમાં अवि વિકલ્પે થાય છે. शोषितम् = सोसिअं કે सोसविअं. બાકી સામાન્ય રીતે आवि વિકલ્પે થાય છે; જેમકે कारितम् = कारिअं, काराविअं વગેરે

## આજ્ઞાર્થ-વિધ્યર્થ

| | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧લો પુ. | करामु | कराम-मु-मो |
| ૨જો પુ. | करहि, करसु, करेज्जे, करेज्जहि, करेज्जसु[1] | करत, करह, करेत |
| ૩જો પુ. | करउ | करन्तु, करेयु |

## ભવિષ્યકાળ

પ્રત્યય તરીકે इस्स આવે છે; અકારાંત સિવાયમાં માત્ર स्स; પણ સાથોસાથ એ રીતે इह, इहि, ह પણ થાય છે, અને પછી વર્તમાનકાળ પ્રમાણે રૂપો થાય છે: करिस्समि, करिस्सं, करिहामि, करिहिमि, करिहं વગેરે. આ સામાન્ય નિયમો છે. ઉપરાંત જુદાં જુદાં ક્રિયાપદો પૂરતાં જુદાં પણ રૂપ થાય છે.

## ભૂતકાળ

ભૂતકાળ પ્રાયઃ લુપ્ત થયો છે; ભૂતકૃદંત જ વપરાય છે; છતાં कृ अस् નાં અદ્યતન-સં. નાં રૂપોનો વિકાસ ક્વચિત્ પ્રયોજાય છે.

## કૃદંતો

ભૂતકૃદંત : इअ; અકારાંત ન હોય ત્યાં अ : करिअ, हूअ, जाअ

હેત્વર્થકૃદંત : इउं, एउ : ,, करेउं करिउं, होउं

વિધ્યર્થકૃદંત : एअव्वं, इअव्वं ,, करेअव्वं करिअव्वं, होअव्वं

સંબંધકભૂતકૃદંત : एऊण, इऊण; ,, करेऊण, करिऊण; इअ : करिअ

વર્તમાનકૃદંત કર્તરિ : अन्तो : करन्तो

,, કર્મણિ : ईअन्तों, इज्जन्तो : करीअन्तो, करिज्जन्तो

આ તો માત્ર દિશાસૂચન પૂરતું આપવામાં આવ્યું છે.

---

૧. અકારાંત સિવાયમાં તો સાદા सु અને ~ જ થાય.

## ૪. માગધી :

બુદ્ધ અને મહાવીરના સમયની એઓના દેશ મગધની (પ્રાચ્ય) ભાષાનું સ્વરૂપ કેવું હતું એ જાણવાનું આપણી પાસે સ્પષ્ટ સાધન નથી; પણ પછી એ દ્વૈતીયિક પ્રાકૃતોની બીજી ભૂમિકાની ભાષાઓ પાલિ અને અર્ધમાગધી મળે છે. અને અર્ધમાગધીમાં માગધ ભાષા-સ્વરૂપના કોઈ કોઈ અંશ સચવાયેલા છે. વૈયાકરણોએ આપેલી માગધી તો મોડાંની લાગે છે અને એ શૌરસેનીમય છે, પણ એમાં માગધ ભાષાપ્રકાર સ્પષ્ટ છે. આચાર્ય હેમચંદ્રે આ નવી સાહિત્યિક માગધીનાં લક્ષણ નીચે પ્રમાણે આપ્યાં છે :

(૧) નરજાતિ ૧ લી એ. વ. માં ए પ્રત્યય; જેમકે एषः पुरुषः >एशे पुलिशे, પ્રા. શૌ. एसो पुरिसो

(૨) र અને सને સ્થાને અનુક્રમે ल અને श; ઉદાહરણ ઉપર મુજબ

(૩) स અને ष સંયુક્તવ્યંજનમાં હોય ત્યારે स પડયો રહે છે; (પ્રાકૃતમાં પરસવર્ણ થાય છે; જેમકે प्रस्खलति > पस्खलदि; પ્રા. पक्खलइ, શૌ. पक्खलदि

(૪) ट्ट (ष्ट) અને ष्ठને સ્થાને स्ट થાય; पृष्ट; >पस्टे; सुष्ठु >शुस्टु, જ્યારે પ્રા. पुट्ठो, सुट्ठु

(૫) स्थ અને र्थनો स्त થાય; सुस्थितः > शुस्तिदे; अर्थः >अस्ते, सार्थवाहः >शस्तवाहे; જ્યારે પ્રા. सुट्ठिओ, अत्थ, सत्थवाहो

(૬) ज, द्य અને યને સ્થાને યકાર; जानाति > याणादि; जनपदः >यणवदे, अर्जुनः > अय्युणे; मद्यम् > मय्यं, अद्य किल विद्याधरः > अय्य किल विय्याहले आगदे, જ્યારે પ્રા. जाणइ, जणवओ, अज्जुणो, मज्जं, अज्ज किल विज्जाहरो आगओ.

(૭) न्य, ण्य, ज्ञ, ञ्जने સ્થાને ञ्ञ; अभिमन्युः > अहिमञ्ञु, पुण्यवान् > पुञ्ञवन्ते, सर्वज्ञः > शव्वञ्ञे, धनंजयः > धण-ञ्जए, જ્યારે પ્રા. अहिमण्णु, पुण्णवन्तो, सव्वण्णी, धणंजओ.

(૮) व्रज् ધાતુમાં ज નો ञ्च થાય; व्रजति > वञ्चदि, પ્રા. वअइ

(૯) छ નો અનાદિ દશામાં श्च થાય; गच्छ > गश्च वगेरे.

(૧૦) क्षनो ष्क; જેમકે यक्षः > यष्के, प्रा. यक्खो; અપવાદ तरीके प्रेक्षते > पेस्कदि, प्रा. पेक्खइ; आचक्षते > आचस्कदि, प्रा. आचक्खइ

(૧૧) तिष्ठनो चिष्ट; तिष्ठति > चिष्टदि

(૧૨) અકારાંત નામને છઠ્ઠી એ. વ. માં आह વિકલ્પે પ્રત્યય છે.

(૧૩) ,, ,, ,, બ. વ. માં हं વિકલ્પે છે

(૧૪) अहम् અને वयम्‌ને સ્થાને हगे

બાકીના વિકાર શૌરસેની જેવા છે.

આ પ્રમાણે મુખ્ય ભેદોની ઝાંખી થશે. પૈશાચી, ચૂલિકા-પૈશાચી, તેમજ માર્કંડેયે આપેલી પ્રાકૃતો વગેરે અનેક છે, તેનાં રૂપ અહીં બહુ ઉપયોગી ન જણાતાં આપ્યાં નથી. થોડી જ મહેનતે એ જાણી શકાય એવાં છે.

આ દ્વૈતીયિક પ્રાકૃતો (મધ્ય ભારત આર્ય–Middle Indo–Aryan) પછી તાર્તીયિક પ્રાકૃતો (અર્વાચીન ભારત–આર્ય Neo-Indo-Aryan) આવે છે, જેનો સમય ઈ. સ. ૧૦૦૦ પછીથી આજ સુધીનો છે. આ બધી પ્રાંતીય બોલીઓના તે તે અપભ્રંશો એ સમયમાં હતા એ સ્વીકારવામાં બાધ નથી. એ પછી બધી બોલીઓ ક્રમિક રીતે આજને સ્વરૂપે આવી રહી છે.

**રાષ્ટ્રભાષા :** આ વિચિત્ર છતાં એક ભારે સૂચક મૂદ્દો છે. છેલ્લાં ચાર હજાર વર્ષમાં દર હજાર વર્ષે ભારતવર્ષને માટે તે તે સમયના સમગ્ર રાષ્ટ્રમાં માન્ય એક ભાષા મળી છે. બરોબર આજથી ૪ હજાર વર્ષ ઉપર આર્યો સપ્તસિંધુના પ્રદેશમાં સ્થિર થયા હતા ત્યારે એમની પાસે પોતાની જીવતી આદિમ ભારત–આર્ય ભાષા હતી, જેમાંથી જ આપણને ઋગ્વેદથી લઈ ઉપનિષદોની વૈદિક સંસ્કૃત ભાષાનો વિકાસ મળ્યો. ભાષા ઘસારો ખાધે જતી હતી તેમાંથી વેદોત્તર સંસ્કૃત જીવતી ભાષાનો વિકાસ થયો અને ઉત્તર ભારતવર્ષની એ આજથી ૩ હજાર વર્ષ ઉપર સર્વમાન્ય ભાષા બની. આ ભાષાના સર્વમાન્ય રૂપને ચારસો વર્ષ પછી મહાન વૈયાકરણ પાણિનિએ વ્યાકરણબદ્ધ કરી, જેમાં એમણે 'સંસ્કૃત ભાષા' એવું નામ ન આપતાં लोके અને भाषायाम् એમ કહી એ ભાષા 'લોકભાષા' હતી એવી છાપ મારી

આપી. સંસ્કૃત ભાષાના વિકાસ સાથે દ્વૈતીયિક પ્રાકૃતોનો પણ વિકાસ થયો જતો હતો અને પાણિનિના સમયની આસપાસ બૌદ્ધોની ધર્મભાષા પાલિ અને એક વધુ ભૂમિકા આગળ વધેલી જૈનોની અર્ધમાગધીમાં તે તે ધર્મનું સાહિત્ય વિકસ્યે જતું હતું. આ પ્રાકૃતોના મધ્યકાલીન રૂપ શૌરસેનીમાંથી મહારાષ્ટ્રી પ્રાકૃતનો ઉગમ થયો અને મહારાષ્ટ્ર (આજનું નહિ, પરંતુ જેમાં ઉત્તર પશ્ચિમ અને મધ્ય પ્રદેશનો સમાવેશ થતો હતો તેવા)ની એ રાષ્ટ્રભાષા —પ્રાકૃત સાહિત્ય ગ્રંથોની ઉત્કૃષ્ટ પ્રાકૃત ભાષા દેશવ્યાપક માન પામી. પ્રાકૃત વ્યાકરણ લખનારા બધા વૈયાકરણોએ એને પ્રધાન પ્રાકૃત ગણી છે. ઈ.સ.ની પહેલી સદીમાં એને એ માન મળી ચૂક્યું હતું અને પછી લોકોની ભાષામાંથી સાહિત્યનું વાહન બની, અને એણે 'અપભ્રંશ'ભાષાના વિકાસને વેગ આપ્યો. એક હજાર વર્ષમાં અપભ્રંશ પૂરી ખીલી, એના અનેક ભેદો પ્રાંતીય રીતે વિકસ્યા ને સર્વમાન્ય રાષ્ટ્રભાષા 'અપભ્રંશ' બની. એ લોકભાષા હતી એનો ખ્યાલ આચાર્ય હેમચંદ્રના 'પ્રાકૃત વ્યાકરણ'માં આવે છે. એને એઓ સુશ્લિષ્ટ રીતે વ્યાકરણબદ્ધ કરે છે—બેશક, પોતાના સમય સુધીના વિકારોને અપનાવીને. એ સાહિત્યની ભાષા પણ હતી જ એ દિગંબર જૈન સાહિત્યકારોની વિપુલ રચનાઓથી તેમજ ઉત્તર ગુજરાતના શ્વેતાંબર જૈન સાહિત્યકારોની, આ. હેમચંદ્રની પૂર્વે તેમજ પછી, થયેલી રચનાઓથી સમ-ઝાય છે. ઈ. સ. ની દસમી સદીની લોકોની અને સાહિત્યની એ માન્ય રાષ્ટ્રભાષા હતી. પછીનાં એક હજાર વર્ષે સમગ્ર રાષ્ટ્રની એક માન્ય ભાષાનો પ્રશ્ન આપણી સામે આવ્યો અને સ્વતંત્ર ભારતની લોકસભાએ પોતાના બંધારણમાં એ માન 'હિંદી'ને આપ્યું છે. આ હિંદી પણ વિશાળ અપભ્રંશ ભાષાના મધ્યદેશીય પ્રકારમાંથી જ નિષ્પન્ન થયેલી છે. સમગ્ર ભારત-પાકિસ્તાનમાં એના લોકમાન્ય 'હિંદુસ્તાની' સ્વરૂપથી લોકોનો વ્યવહાર સરળ બન્યો છે; એનો પ્રસાર કરવાનું કાર્ય અંગ્રેજોએ જ કર્યું હતું. મોગલાઈમાં લશ્કરી છાવણીની ભાષા 'ઉર્દૂ' સ્થાનિક હિંદીમાં અરબી-ફારસી શબ્દોના સ્વીકારથી વ્યાપક બની તેનું વધુ સરળ રૂપ તે આ હિંદી-હિંદુસ્તાની છે. એ જ લોકમાન્ય ભાષા બની છે. એક રીતે કહિયે તો 'હિંદી'ને એની ત્રણ શૈલીઓ છે: ૧. સાહિત્યિક સંસ્કૃત-શબ્દપ્રચુર શૈલી, ૨. અરબી-ફારસી શબ્દપ્રચુર 'ઉર્દૂ' અને ૩. સરળ લોકવ્યાપક ઘરગથ્થુ શબ્દોથી ભરેલી હિંદી-હિન્દુસ્તાની.

## ૪. અપભ્રંશ (ઈ. સ. ૧ લી સદીથી ૧૨ મી સદી):

ઉપર ભાષા વિભાષા અને અપભ્રંશનો આછો ખ્યાલ આપતાં ભારતવર્ષમાં 'અપભ્રંશ'ના ૨૭ જેટલા પ્રાંતીય ભેદો હતા એ બતાવવામાં આવ્યું છે. ઉપર સ્પષ્ટ કર્યું તે પ્રમાણે 'અપભ્રંશ' એ યુગની—વસ્તુસ્થિતિએ ઈ.સ. ૧ લી સદીથી બોલચાલની ભાષા તો હતી જ. ૧૦મી સદી સુધીમાં એ મોટા ભાગના ભારતવર્ષની શિષ્ટમાન્ય રાષ્ટ્રભાષા હતી. આ નામ ભ્રષ્ટ પ્રયોગો પૂરતું જ આરંભમાં મર્યાદિત હતું. આજથી ૨૧૦૦ વર્ષ ઉપર વ્યાકરણ-મહાભાષ્યકાર પતંજલિ શબ્દશુદ્ધિ વિશે લખતાં पस्पश आह्निकમાં સ્પષ્ટ રીતે કહે છે કે "भूयांसोऽपशब्दा अल्पीयांसः शब्दा इति। एकैकस्य हि शब्दस्य बहवोऽपभ्रंशाः। तद्यथा गौरीत्यस्य शब्दस्य गावी गोणी गोता गोगोतलिकेत्यादयो बहवोऽपभ्रंशाः। અપશબ્દો—ભ્રષ્ટ શબ્દો ઘણા ઘણા છે. શુદ્ધ શબ્દો પ્રમાણમાં થોડા છે. એકેક શબ્દના ઘણા **અપભ્રંશ** છે; જેમકે, गौः એ એક શુદ્ધ શબ્દના गावी गोणी गोता गोपोतलिका વગેરે ઘણા **અપભ્રંશ** છે. આમાં गोता અને गोपोतलिका પાલિમાં હોય તે પ્રકારનાં રૂપ છે, તો गावी અને गोणी શૌરસેની મહારાષ્ટ્રી કે અર્ધમાગધીના પ્રકારનાં રૂપ છે, અને 'દેશી' તરીકે નોંધાયેલાં છે (પ્રા. સ. મહણ્ણવો). 'ભરતનાટ્યશાસ્ત્ર'માં 'અપભ્રંશ'નો સ્વતંત્ર ભાષા તરીકે નિર્દેશ નથી, માત્ર વિભાષા ગણાવતાં આભીરીનો એક વિભાષા તરીકે ઉલ્લેખ કર્યો છે અને 'હિમાલય સિંધુ અને સૌવીર તથા એની આસપાસના પ્રદેશોનાં પાત્રોના મુખમાં નિષ્ણાતે જેમાં उ આવે છે તેવી ભાષા પ્રયોજવી' એમ કહે છે. 'અપભ્રંશ'માં નામની ૧ લી વિ., એ. વ. માં उ પ્રત્યય (પું. નપું. માં) છે એ અહીં સૂચવાતું લાગે છે. નાટ્યશાસ્ત્રમાં मोरल्लउ नच्चन्तउ चन्दउ જેવાં રૂપ એકાદ વાર ઉદાહરણોમાં સૂચવાયાં છે, (બેશક. એ એક મુદ્રિત પ્રત 'નિર્ણયસાગર'ની માં છે, બીજી વાચનાઓમાં નથી). ગાથા સંસ્કૃતમાં રચાયેલા બૌદ્ધ 'લલિતવિસ્તર'માં આવાં उ પ્રત્યયવાળાં રૂપ વપરાયેલાં છે: निवार्यमाणु भूयु एकु जिनु वृत्तु जिनवंशु વગેરે. આ પછી વલભીના ધરસેનને નામે ચડેલા શક સં. ૪૦૦ (ઈ.સ. ૪૭૯)ના બનાવટી દાનપત્રમાં એના પિતા ગુહસેનના વિશેષણ તરીકે संस्कृतप्राकृतापभ्रंशभाषात्रयप्रतिबद्धप्रबन्धरचनानिपुणतरान्तःकरणः પંક્તિ મૂકી છે. સ્વ. ડૉ. ભાઉદાજીએ લિપિ અને શક સંવત્ તેમજ બીજી ખામીઓને કારણે આને અમાન્ય ગણ્યું છે, તેથી આપણે પણ એને પ્રમાણ તરીકે ન સ્વીકારી શકિયે; એ પછી તો છઠ્ઠી સદીના ચંડના 'પ્રાકૃતવ્યાકરણ'નો જ પ્રામાણિક નિર્દેશ ગણાય. એણે એક સૂત્રમાં 'અપભ્રંશ'નું લક્ષણ આપ્યું

છે. ઈ. સ. ૭મી સદીના કાવ્યશાસ્ત્રી ભામહે 'કાવ્ય' ની વ્યાખ્યા આપતાં शब्दार्थौं सहितौ कव्यं गद्यं पद्यं च तद् द्विधा। संस्कृतं प्राकृतं चान्यदपभ्रंश इति त्रिधा ૧૧-૩૬॥ એમ ત્રણ ભાષાઓ કહી છે. દંડી 'કાવ્યાદર્શ'માં એનાથી આગળ વધી (૧-૩૨, ૩૩, ૩૬) 'મિશ્ર' એવું ચોથું કાવ્ય કહે છે અને 'કાવ્યમાં આભીર વગેરેની વાણી તે અપભ્રંશ' એમ કહે છે. આમ લગભગ છઠ્ઠી સદીથી તો એક ભાષા તરીકે દેશમાં 'અપભ્રંશ' વ્યાપક સમઝાય છે. નવમી સદીના રુદ્રટે તો 'પ્રાકૃત સંસ્કૃત માગધ પિશાચ શૌરસેની અને અનેક પેટા પ્રકારો-વાળો અપભ્રંશ' એમ છ ભાષાનો સરખે દરજ્જે નિર્દેશ કર્યો છે. (૨-૧૨, કા. અ.) એના 'કાવ્યાલંકાર'ના ગ્રંથ ઉપર ટીકા લખનાર નમિ સાધુએ તો ‘‘प्राकृतमेवापभ्रंशः। स चान्यैरुपनागराभीरग्राम्यावभेदेन त्रिधोक्तस्तन्निरासार्थमुक्तं 'भूरिभेद' इति। कुतो 'देशविशेषात्'। तस्य च लक्षणं लोकादेव सम्यगवसेयम्। અપભ્રંશ પ્રાકૃત જ છે. એના બીજાઓએ કરેલા 'ઉપનાગર' 'આભીર' 'ગ્રામ્ય' એવા ત્રણ ભેદ બરોબર નથી. એ માટે ગ્રંથકાર 'અનેક ભેદવાળો' કહે છે. એ ક્યાંથી જાણવો? તો કહે: તે તે દેશમાંથી એનું લક્ષણ લોકોમાંથી જ જાણી લેવું.'' અર્થાત્ કે એ હજી ગ્રંથસ્થ નથી થયો એમ નમિ સાધુ જાણે કે સમઝે છે—કહેવા માગે છે. એ સૂચક છે કે દંડીના 'કાવ્યાદર્શ'ના ટીકાકાર તરુણ વાચસ્પતિએ आभीरादि શબ્દની વિશદતા આપતાં आदिशब्देन घू(? गू)र्जरभाषा गृह्यते એમ 'આભીર—અપભ્રંશ' સાથોસાથ 'ગુર્જર અપભ્રંશ'નો પણ નિર્દેશ કર્યો છે. આ 'આભીર અપભ્રંશ' એ તો સિંધના પ્રદેશનો વ્રાચટ (વ્રાચડ) અપભ્રંશ છે એમ ડૉ. યાકોબી અને એમને અનુસરી ડૉ. હ. ચુ. ભાયાણી કહે છે. એમાં ડૉ. ભાયાણીનું કહેવું એમ છે કે 'આભીરોએ ગુજરાતમાં સત્તા હસ્તગત કરી હતી અને ગુર્જરો સંતોષ લે છે એ જોતાં ગુજરાતમાં બીજા (ગુર્જર) અપભ્રંશનો પણ વિકાસ થયો હશે (ભા. વિ.-ડિસે. ૧૯૪૭, પૃ. ૩૦૫).' રાજશેખરના જણાવ્યા પ્રમાણે 'સુરાષ્ટ્ર અને ત્રવણ (ઘણું કરીને પશ્ચિમ મારવાડ) વગેરેના વાસીઓ સંસ્કૃત વચનોને પણ અપભ્રંશની જેમ સુંદર રીતે બોલે છે (કા. મી. પૃ. ૩૪). માળવાના ભોજના 'સરસ્વતીકંઠાભરણ-'માં 'ગુર્જરો પોતાનો અપભ્રંશ જ બોલે છે, બીજાનો બોલતા જ નથી. (૨-૧૩)' એ ૧૧ મી સદી જેટલો મોડાનો નિર્દેશ છે અને ચાલુક્યો તરફની જ ટકોર છે; પરંતુ ૯ મી સદીનો વિચાર કરવામાં આવે તો ગુર્જરોનો મુખ્ય વસાહતી પ્રદેશ તો મધ્ય અને પશ્ચિમ મારવાડ હતો. અલ્બીરૂની (ઈ. સ. ૧૦૩૦) પોતાના પ્રવાસગ્રંથ 'અલ-હિંદ'માં જે ગુજરાત વિશે કહે છે

તે તો આબુની ઉત્તરનો જૈપુર સુધીનો પ્રદેશ છે. એ તો ચાલુક્યોની પાકી જમાવટ પછી જ ' સારસ્વતમંડળ 'ને ગુર્જર દેશની સત્તા મળે છે. ભિન્નમાલમાંથી રાજિનો કુમાર મૂલરાજ મામાને મારી અણહિલપુરના સારસ્વતમંડળનો સ્વામી બન્યો અને આ મંડળ પણ થોડા સમય પછી ગુર્જરદેશ બન્યું—ગુજરાત બન્યું. મધ્ય મારવાડ અને પશ્ચિમ મારવાડમાં વસતી ગુર્જર પ્રજામાંથી કેટલીક આજના ઉત્તર ગુજરાતમાં ચાલુક્યોની સાથે આવી વસી અને પોતાના અપભ્રંશને વ્યાપક કર્યો. આભીરો સિંધમાં વસતા હતા તેથી ' આભીર અપભ્રંશ ' ને ' વ્રાચડ અપભ્રંશ ' એક જ એ જૂની માન્યતાને અનુરૂપ નથી: 'પ્રાકૃતસર્વસ્વ'ની ટીકામાં નોંધાયેલી કારિકાઓમાં 'વ્રાચડ' અને ' આભીર 'ને જુદા અપભ્રંશ કહ્યા જ છે. આભીરો સૌરાષ્ટ્રમાં (બીજી સદીમાં ઈશ્વિરસેનનું રાજ્ય હતું એ પૂર્વે) ઘણા જૂના સમયથી આવી વસ્યા હતા, તેથી સંભવિત તો એ છે કે સૌરાષ્ટ્રનો અપભ્રંશ તે આભીર અને મારવાડનો અપભ્રંશ તે ' ગુર્જર ' જે ચાલુક્યોના શાસન સાથે આજના ઉત્તર ગુજરાતમાં આવ્યો અને કાલક્રમે ' આભીર ' અને ' ગુર્જર ' અપભ્રંશ એકરૂપ થઇ ગયા;—આ માત્ર સંભાવના છે.

આચાર્ય હેમચંદ્રે પ્રાકૃત વ્યાકરણમાં 'અપભ્રંશ'નાં સંખ્યાબંધ પદ્યો ઉદાહરણ તરીકે આપી એનું વ્યાકરણ બાંધી આપ્યું એ પૂર્વે 'અપભ્રંશ'માં મોટા મોટા કથાત્મક પદ્યગ્રંથોની રચના—ખાસ કરીને દિગંબર જૈનોને હાથે—થઈ હતી, તો ઉત્તર ગુજરાતના પ્રદેશમાં શ્વેતાંબરોને હાથે પણ રચનાઓ થઈ હતી. કાલિદાસના ' વિક્રમોવશીય ' ના ૪ થા અંકની રાજા પુરૂરવાની ગાંડપણની ઉક્તિઓ પદ્યાત્મક ધ્રુવાઓમાં બોલાયલી છે તે 'અપભ્રંશ ' માં છે. આ અપભ્રંશરચના તરફ વિદ્વાનો શંકાની દૃષ્ટિએ જુએ છે, પરંતુ ૬ઠ્ઠી સદીના ' વસુદેવહિંડી ' જૈન ગદ્ય–પદ્યાત્મક પ્રાકૃત ગ્રંથમાં વપરાયેલાં કેટલાંક અપભ્રંશ રૂપો તરફ તો શંકાને કારણ નથી. વધુ સારા અને પ્રમાણિત ટુકડા તો ઈ. સ. ૭૭૯ (સં. ૮૩૫) માં ઉદ્દ્યોતનસૂરિએ ભિન્નમાલમાં રચેલા આર્ષમિશ્રિત પ્રાકૃત ભાષાના ' કુવલયમાલા 'નામના ગ્રંથમાં મળે છે:

"सो च **दुज्जणु कइसउ**–हूँ! **सुणउ जइसउ**, पढमदंसणे च्चिय भसणसीलो पट्ठि-**मांसासउ** व्व। ... **होउ** काएण **सरिसु** ...दुक्ख-**जणउ** ...**जाणिउ** खरो **जइसउ**...। अवि कालसप्पु **जइसउ**...। **विसु जइसउ**, पमुह-**रसिउ** जीअंत-करो व्व। तहेव **महुरउ**......। खलो घइं मुहे ज्जे

कइयउ...मुक्कणेहु। किं न भण्णइ, सव्वहा खलु असुइ जइसउ। गिणिगिणाविउ। तहे सो वि वरउ, किं कुणइ अण्णहो ज्जि कस्सइ विआरु।...न-विआर-भंगि-भरिअल्लउ त्ति।......

આ પ્રકારના મહારાષ્ટ્રીમિશ્રિત ગદ્યમાં 'અપભ્રંશ'ના ટુકડા સચવાયેલા પડ્યા છે. આ અપભ્રંશરૂપોમાં કોઈ આગવી પ્રાંતીયતા કે એવું જોવામાં આવતું નથી. બીજી રીતે કહિયે તો આમાં સાહિત્યિક અપભ્રંશ જ છે. આનંદવર્ધન, ધનિક ભોજદેવ વગેરેએ પણ નાનામોટા નમૂનો આપ્યા છે તે પણ સાહિત્યિક કોટિનો જ દેખાય છે.

એ જુદા જુદા દેશવાસીઓની લક્ષણિકતાનો નિર્દેશ કરતાં મરુદેશના લોકો 'अप्पा तुप्पा,' ગુર્જર દેશમાં 'ण उ भल्लउं,' લાટ દેશમાં 'आ हम्ह काउं तुम्ह मित्तु,' માલવ દેશમાં 'भाउअ भइणी तुम्हे'...આમ બોલે છે એમ કહે છે. અહીં એને અભીષ્ટ મરુદેશ તે ભિન્નમાલની ઉત્તરનો અને ગુર્જર પ્રદેશ તે ભિન્નમાલ આસપાસનો જ સમઝાય છે, કારણ કે એના સમયમાં ઉત્તર ગુજરાતને હજી 'ગુજરાત' સંજ્ઞા મળી નહોતી, જે ખરેખર નોંધાયેલી તરીકે તો ઈ. સ. ૧૨૧૬ (સં. ૧૨૭૨) ના અજમેરના નાલ્હ કવિના 'વિસલદેરાસા'માં, ઈ.સ. ૧૨૧૭ (સં. ૧૨૭૩)ની પ્રભાસ-પાટણની 'શ્રીધર-પ્રશસ્તિ'માં અને ઈ. સ. ૧૨૨૬ (સં. ૧૨૮૨)ના 'આબુરાસ'માં મળે છે.

'મહાપુરાણ' 'પઉમચરિઉ' વગેરે દિગંબરોની અપભ્રંશ કૃતિઓ ઉદ્દ્યોતનસૂરિએ આપેલા પ્રકારની જેમ તત્સમ પ્રાકૃત શબ્દરૂપોને અપભ્રંશ પ્રત્યયોની સજાવટથી લખેલી કૃતિઓ છે; આ. હેમચંદ્ર પૂર્વેના શ્વેતાંબર કવિઓની કૃતિઓની પણ પ્રાયઃ એવી જ દશા છે. દિગંબર ધનપાલની 'ભવિસ્સયત્તકહા'માં વૈકલ્પિક રૂપો ઓછાં હોવાને કારણે ડૉ. યાકોબીએ એની ભાષાને 'ઉત્તરનો અપભ્રંશ' કહ્યો છે, તો આ. હેમચંદ્રના ઉત્તર-કાલીન હરિભદ્રસૂરિના 'નેમિનાહચરિઉ'ના અપભ્રંશને 'ગૌર્જર અપભ્રંશ' કહ્યો છે. હરિભદ્રસૂરિ તત્સમ પ્રાકૃત શબ્દોને અપભ્રંશ વિભક્તિ-પ્રત્યયો લગાડી ભાષા નિરૂપિત કરે જ છે. વિશેષતા એટલી લાગી છે કે શબ્દારંભે એ સ્પષ્ટ રીતે જેમ નનો, નહિ કે ણનો, સ્વીકાર કરે છે, તેમ શબ્દમધ્યગત બેવડા ન્ન નો આપે છે, ણ્ણ નહિ, 'કુમરુન્નિત્ત' જેવા શબ્દમાં પણ સમાસના બીજા અંગના આદિ નકારનો જ સમાદર કરે છે. (આ કોઈ રીતે જૈન મહારાષ્ટ્રીની લાક્ષણિકતા જ છે; ગુજરાતીના વિકાસમાં એનાથી મળે છે) લહિયાએ આમ કર્યું હશે કે હરિભદ્રસૂરિએ, એ કહેવાનું અઘરું પામે

પ્રામાણિક સાધન નથી. વસ્તુસ્થિતિએ તો દિગંબરોની કૃતિઓમાં છે તે પ્રમાણે હરિભદ્રસૂરિ પણ સાહિત્યિક અપભ્રંશનો જ સ્વીકાર કરે છે.

અહીં આપણે 'અપભ્રંશ'ના થોડા નમૂના જોઈએઃ

'મોરુ કલાવે જં વહઇ તહુ ણામહુ સરિ ણાઉ,
ઉસ્સીસા પાઅન્તિ ગઉ અણુણેન્તિહિં જણુ ણાઉ.
લઇ બપ્પુલ પિઉ દુદ્ધલા, કઉ અમ્હાણું છાસિ?
પુત્તહ મત્થેં સવઉં જઇ દહિ જમેવિ જણિઅ આસિ.
મુદ્દે ગહણઉં ગેણ્હ તુહું ધરિ મુદ્દં ણિઅ-હત્થિ.
ણિચ્છઉ સુન્દરિ તુહં ઉવરિ મમ સુરઅપ્પિહ અત્થિ.
હિઅઇ તિરિચ્છી પઇ સંમુહ પચ્છા ગહિઅ-કડચ્છ,
પહિઅ એક્કુ જિ ગોરડી ણં ચઉપ્પહઇ વચ્ચ.
અણ્ણોણ્ણહિં સુચરિઅ-સઅહિં અણુદિણુ વડ્ઢિઅમાણુ,
અપ્પણુ વિણુ ણ હુ મહુ પિઅહુ અપ્પા ણેણ સમાણુ.'

(ભોજના 'સરસ્વતીકંઠાભરણ'માંથી)

'ચંચલ સંપય ધ્રુવુ મરણુ સવ્વુ વિ એમ્વ ભણેઇ,
મિલિવિ સમાણુ મહામુણિહિ, પર સંજમુ ન કરેઇ.
રક્ખઇ સા વિસ-હારિણી બે કર ચુમ્બિવિ જીઉ,
પડિબિમ્બિઅ-મુંજાલુ જલુ જેહિ અહોડિઉ પીઉ.
બાહ વિછોડવિ જાહિ તુહું હઉં તેવંઇ કો દોસુ?
હિઅય-ટ્ઠિઉ જઇ નીસરહિ, જાણઉં મુંજ સ રોસુ.
સંગરસએહિં જુ વણ્ણિઅઇ, દેક્ખુ અમ્હારા કન્તુ;
અઇમત્તહં ચત્તંકુસહં ગય-કુંભઇં દારન્તુ.
જહિં કપ્પિજ્જઇ સરિણ સરુ, છિજ્જઇ ખગ્ગિણ ખગ્ગ,
તહિં તેહઇ ભડ-ઘડ-નિવહિ કન્તુ પયાસઇ મગ્ગ.
સાયરુ ઉપ્પિરિ તણુ ધરઇ, તલિ ઘલ્લઇ રયણાઇં,
સામિ સુભિચ્ચુ વિ પરિહરઇ, સમ્માણેઇ ખલાઇં.
દૂરુડ્ડાણેં પડિઉ ખલુ અપ્પણુ જણુ મારેઇ,
જિહ ગિરિસિંગહું પડિઅ સિલ અન્નુ વિ ચૂરુ કરેઇ.
અમ્હે થોવા, રિઉ બહુઅ, કાયર એમ્વ ભણન્તિ;
મુદ્ધિ, નિહાલહિ ગયણ-યલુ, કઇ જણ જોણ્હ કરન્તિ?

જે છડ્ડેવિણુ રયણનિહિ અપ્પઉ તડિ ઘાલન્તિ,
તહં સંખહં વિટ્ટાલુ, પરુ ફુક્કિજ્જન્ત ભમન્તિ.'
(હેમચંદ્રના 'પ્રાકૃતવ્યાકરણ'માંથી)

આચાર્ય હેમચંદ્રના અપભ્રંશને એની વિશેપતા છે. એ વિશે અહીં કેટલીક વસ્તુઓ હવે જોઇયે :

**નામ**

અકારાંત નરજાતિ : **સામલ** (સં. શ્યામલ)

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧–૨ | સામલ, સામલા, સામલુ,[૧] સામલો | સામલ, સામલા |
| ૩ | સામલે, સામલેં, સામલેણ,–લિણ | સામલહિં,–લેહિં |
| ૪–૬ | સામલ, સામલસુ,–સ્સુ, સામલહો | સામલ, સામલહં |
| ૫ | સામલહે, સામલહુ | સામલહું |
| ૭ | સામલે, સામલિ | સામલહિં |
| સંબો. | સામલ, સામલા | સામલ, સામલહો |

અકારાંત નાન્યતર જાતિ : **કવંલ** (સં. કમલ)

| | | |
|---|---|---|
| ૧–૨ | કવંલ, કવંલા, કવંલુ[૧] | કવંલઇં, કવંલાઇં |

બાકીનાં ઉપર પ્રમાણે

ઇકારાંત નરજાતિ : ગિરિ (સં.)

| | | |
|---|---|---|
| ૧–૨ | ગિરિ, ગિરી | ગિરિ, ગિરી |
| ૩ | ગિરિએં, ગિરિણ, ગિરિં | ગિરિહિં |
| ૪–૬ | ગિરિ | ગિરિ, ગિરિહિં, ગિરિહું |
| ૫ | ગિરિહે | ગિરિહું |
| ૭ | ગિરિહિ | ગિરિહિં |
| સંબો. | ગિરિ, ગિરી | ગિરિ, ગિરી, ગિરિહો |

ઉકારાંત નરજાતિ ઉપર પ્રમાણે

ઇકારાંત નાન્યતરજાતિ : વારિ (સં.)

| | | |
|---|---|---|
| ૧–૨ | વારિ, વારી | વારિ, વારી, વારિઇં, વારીઇં |

બાકીનાં ઉપર પ્રમાણે

ઉકારાંત નાન્યતરજાતિનાં ઉપર પ્રમાણે

---

૧. સ્વાર્થે 'ક' આવતાં 'સામલઉ' અને ૭ 'સામલઇ' જેવાં રૂપ પણ થાય

## આકારાંત નારીજાતિ: સાલા (સં. शाला)

| | | |
|---|---|---|
| ૧-૨ | સાલા,સાલા | સાલાઉ, સાલાઓ |
| ૩ | સાલએ | સાલહિં |
| ૪-૫-૬ | સાલહે | સાલહુ |
| ૭ | સાલહિ | સાલહિં |
| સ. | સાલ,સાલા | સાલ,સાલા,સાલહો,સાલાહો |

ઇ-ઈ-ઉ-ઊકારાંત નારીજાતિનાં ઉપર પ્રમાણે

## સર્વનામ

| | अस्मद् | | युष्मद् | |
|---|---|---|---|---|
| વિ. | એ.વ. | બ.વ. | એ.વ. | બ.વ. |
| ૧ | હઉં | અમ્હે,અમ્હઇં | તુંહું | તુમ્હે,તુમ્હઇં |
| ૨ | મઇં | ,, ,, | પઇં, તઇં | ,, ,, |
| ૩ | ,, | અમ્હેહિં | ,, ,, | તુમ્હેહિં |
| ૪-૫-૬ | મહુ, મજ્ઝુ | અમ્હહં | તઉ,તુજ્ઝ,તુધ્ર | તુમ્હહં |
| ૭ | મઇં | અમ્હાસુ | પઇં,તઇં | તુમ્હાસુ |

અકારાંત સર્વનામોને પાંચમી વિભક્તિ એ.વ. માં 'સવ્વહાં' 'જહાં' 'તહાં' 'કહાં' વગેરે રૂપો થાય, જેમાં 'કહાં'ને સ્થાને 'કિહે' રૂપ થાય.

સાતમી વિભક્તિ એ.વ-માં 'સવ્વહિં' 'જહિં' 'તહિં' 'કહિં'

ચોથી-છઠ્ઠી વિભક્તિમાં यद् तद् किम् ને 'જાસુ' 'તાસુ' 'કાસુ' રૂપ એનાં ચાલુ 'જસ્સુ-જસુ' 'તસ્સુ-તસુ' 'કસ્સુ-કસુ' સાથોસાથ થાય. નારીજાતિમાં ત્યાં 'જહે' 'તહે' 'કહે' રૂપો થાય.

यद् तद्ने ૧-૨ ના વિ. માં વિકલ્પે 'ધ્રુ' અને 'ત્રં' અનુસ્વારવાળાં રૂપ પણ થાય; બાકી 'જુ-જો' 'સુ-સો'.

एतद्ની 'એહ' પ્રકૃતિ, इदम् ની 'આય' પ્રકૃતિ, જ્યારે सर्वની 'સાહ' અને किम्નાં 'કાઇ-કવણ' ૧ લી વિભક્તિમાં થાય.

## ક્રિયાપદ

### વર્તમાનકાળ કર્તરિ

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | કરઉં | કરહું |
| ૨ | કરહિ | કરહુ |
| ૩ | (કરઇ, કરેઇ) | કરહિં |

### વર્તમાન કર્મણિ

| | | |
|---|---|---|
| ૧ | કરિજ્જઉં, કિજ્જઉં | કરિજ્જહું, કિજ્જહું |
| ૨ | કરિજ્જહિ, કિજ્જહિ | કરિજ્જહુ, કિજ્જહુ |
| ૩ | કરિજ્જઇ, કિજ્જઇ, (કરિઅઇ–કરિયઇ) કરિઅઇ–કરીયઇ | કરિજ્જહિં, કિજ્જહિં |

### આજ્ઞાર્થ

| | | |
|---|---|---|
| ૨ | કરિ, કરુ, કરે, (કરહિ) | કરહુ |
| ૩ | (કરઉ) | ..... |

### ભવિષ્યકાળ કર્તરિ

| | | |
|---|---|---|
| ૧ | કરિસઉં, કરિહઉં | કરિસહું, કરિહહું |
| ૨ | કરિસહિ. કરિહહિ | કરિસહુ, કરિહહુ |
| ૩ | કરિસઇ, કરિહઇ, | કરિસહિં, કરિહહિં |

### કૃદંત

વર્તમાન–પ્રત્યય 'અન્ત' : 'કરંત' 'પઇસંત'. રૂપાખ્યાન અકારાંત નામ જેવાં; નારીજાતિમાં 'કરંતી' 'પઇસંતી'

ભૂત – પ્રત્યય 'અ'–'ય' : 'કિય' 'ગય' 'દિણ્ણ =('દા'નું અનિયમિત).' રૂપાખ્યાન અકારાંત નામ જેવાં

વિધ્યર્થ–પ્રત્યય 'ઇએવ્વઉં' 'એવ્વઉં' 'એવા': 'કરિએવ્વઉં' 'કરેવ્વઉં' 'કરેવા'

હેત્વર્થ – પ્રત્યય 'એવ' 'અણ' 'અણહ' 'અણહિં' 'એપ્પિ' 'એપ્પિણુ' 'એવિ' 'એવિણુ' : 'કરેવ' 'કરણ' 'કરણહ' 'કરણહિ' 'કરેપ્પિ' 'કરેપ્પિણુ' 'કરેવિ' 'કરેવિણુ'

સંબંધક કે અવ્યયરૂપ પ્રત્યય 'ઇ' 'ઇઉ' 'ઇવિ' 'અવિ' 'એપ્પિ' 'એપ્પિણુ' 'એવિ' 'એવિણુ' : 'કરિ' 'કરિઉ' 'કરિવિ' 'કરવિ' 'કરેપ્પિ' 'કરેપ્પિણુ'

કર્તૃવાચક –પ્રયત્ય 'અણઅ' : 'મારણઉ' (=મારનાર)

અપભ્રંશનાં આ લાક્ષણિક રૂપોની અવેજીમાં સાહિત્યકારો મહારાષ્ટ્રી પ્રાકૃતનાં (કવચિત્ શૌરસેનીનાં) રૂપ પણ પ્રયોજી શકતા હતા.

આચાર્ય હેમચંદ્રે નિરૂપેલા અપભ્રંશની લાક્ષણિકતાઓ :

(૧) ઋકારનું પ્રા.લાક્ષણિકતા પ્રમાણે 'अ' 'इ' 'उ' માં પરિવર્તન થવા ઉપરાંત બચી જવું—એનો તત્સમ લેખે પ્રયોગ : તૃણ–સુકૃદુ (૩૨૯), ગૃણ્હઇ (૩૩૬–૧), ગૃહન્તિ (૩૪૧–૨), કૃદન્તહો (૩૭૦–૪ = कृतान्तस्य), ધૃણ (૩૫૦–૨), ગૃણ્હેપ્પિણુ (૩૯૪, ग्रह નો 'गृह्ण' પ્રયોજાય એ વિધાનથી), તૃણાઇં ( ૪૨૨–૧૫)

(૨) ચંડે પોતાના 'પ્રાકૃતલક્ષણ'માં न लोपोऽपभ्रंशेऽधो रेफस्य (૩–૩૭) એમ જે 'અપભ્રંશ'માં 'ર' સાચવી રાખવાનું વિધાન કરેલું તેને સ્થાને વિકલ્પ—વાધો રો લુક્ (૩૯૮): ભ્રન્ત્રિ (૩૬૦–૧), ધ્રુવ–ધ્રોપ્પ (૩૯૧–૧), વ્રતુ (૩૯૪–૧), ધ્રુવુ (૪૧૮–૩), દ્રવક્કુ (૪૨૨–૪), દ્રમ્મુ (૪૨૨–૪), પ્રમાણુ (૪૩૮–૩), ભ્રન્તડી (૪૧૪–૨), પ્રંગણિ (૩૬૦–૧), પ્રંગણઇ (૪૨૦–૨), પ્રયાવદી (૪૦૪–૧), પ્રસ્સદિ (૩૯૩–दृश्નો સ્પષ્ટ આદેશ–पश्यतिના વિકાસમાં શૌર. પ્રત્યય સાથે), 'પ્રિય'માં વિકલ્પે રકારની સાચવણી (૩૭૦–૨, ૩૭૭–૧, ૩૭૯–૧), પ્રવાઁણિઅઉ (૪૨૨–૧), દ્રેહિ (૪૨૨–૫ = दृष्टि); ઉપરાંત तवને સ્થાને તુધ્ર (ગુજ.માં 'તુઝ–તુજ' આવવાને: તુજ્ઝ પણ છે જ. ૩૭૨), यद्નું 'ધ્રુ' અને तद् નું 'त्रं' (૩૬૦) દ્રહિ (૪૨૩–૧), प्रायस्ના 'પ્રાઉ–પ્રાઇવ–પ્રાઇમ્વ' એ ત્રણ વિકારમાં (૪૧૭) આ પરિસ્થિતિ પુષ્પદંતના 'મહાપુરાણ'માં પણ મળે છે. તત્સમ તરફના વલણને આ આભારી ગણી શકાય.

વળી अभूतोऽपि क्वचित् (૩૯૭) થી ન હોય ત્યાં પણ પ્રવેશ : व्रासु (સં. व्यास). બેશક, આ પુષ્પદંતના 'મહાપુરાણ'માં પણ મળે છે. (સં. ૯૮–કડવું ૮–૫, ૬)

(૩) દ્વિશ્રુતિમધ્યગત 'મ'નો 'વઁ' (જોડણીની દૃષ્ટિએ 'મ મ્વ વઁ મ્વઁ' આમ ચારે પ્રકાર જોવા મળે છે.) मोऽनुनासिको वो वा (૩૯૭): 'કુમલુ–કવઁલુ' 'ભમરુ–ભવઁરુ' 'જિમ–જિવઁ' 'જેમ–જેવઁ' અને બીજા 'કે' 'તે' 'એ' નાં એવાં રૂપ 'જામ–જાવઁ' 'તામ–તાવઁ' વગેરે

(૪) વર્ત. ૧લા પુ., બ.વ.માં અપભ્રંશનો લાક્ષણિક 'હું' પ્રત્યય (૩૮૬): ચડાહું (૪૩૯–૧), મરાહું (૪૩૯–૧), જાહું–વલાહું (૩૮૬–૧), અક્ખહું (કુમારપાલચરિત ૮–૪૨) વગેરે અનેક

(૫) આજ્ઞાર્થ ૨ જા પુ., એ.વ.માં 'હિ' 'ઇ' 'ઉ' પ્રત્યય ઉપરાંત 'એ' વાળું રૂપ : કરે (૩૮૭–૩), પઢે (૩૯૪–૧) વગેરે

(૬) ભવિષ્યકાળમાં ૧લા પુ., બ.વ.નાં મધ્યવર્તી હ્રસ્વ તેમજ દીર્ઘ ઇકારવાળાં રૂપ : ફુટ્ટિસુ (૪૨૨–૧૧), ખુડ્ડીસુ (૪૨૩–૧), પાવીસુ–કરીસુ–પઇસીસુ (૩૯૬–૪) વગેરે

(૭) પ્રકીર્ણ : (અ) સં. क्रिये નું ચાલુ 'કિજ્જઉ' ઉપરાંત 'કીસુ' રૂપ

(આ) સં. प्र+भू નો 'પહુચ્ચ,' व्रज્નો 'વુગ્ગ,' ब्रूનો 'બ્રુવ' –બ્રોપ્પ (ઉપર दृश् નો 'પ્રસ્સ', ग्रह् નો 'ગૃણ્હ' નોંધાયા જ છે.)

(ઇ) કર્મણિ વર્ત.નાં પ્રા. इज्जइવાળાં રૂપોની સાથોસાથ પ્રમાણમાં વ્યાપકતાથી સં. 'य'ની સ્વરભક્તિ 'ઇય' દ્વારા 'ઇજ્જ' થવાને બદલે 'ઇઅ' થઇ સધાયેલાં રૂપ : વણ્ણિઅઇ (૩૪૫–૧), જાણિઅઇ (૩૩૦–૪), પાવિઅઇ (૩૬૬–૧) વગેરે અનેક

(ઈ) गम् નાં વૈકલ્પિક સં.ભૂ.કૃદંત: 'ગમ્પિ' 'ગમ્પિણુ' (૪૪૨)

(ઉ) इदम्–किम्–यद्–तद्–एतद् સર્વનામોને अतु પ્રત્યયને સ્થાને 'એત્તુલ' (૪૩૫) : એત્તુલો કેત્તુલો જેત્તુલો તેત્તુલો એત્તુલો

(ળ) તાદર્થ્યે 'કેહિં', 'રેસિં', 'તેહિં', (૪૨૫) અનુગોનો ઉપયોગ

શૌરસેની અને માગધીની કોઈ કોઈ લાક્ષણિકતા આચાર્ય હેમચંદ્રે સમાદૃત કરી છે તેમાંની અઘોષના ઘોષની પ્રક્રિયા 'પ્રસ્સદિ' 'સભલઉ (સં. सफलक)' 'સબધુ (સં. शपथ)' 'કૃદન્તે (સં. कृतान्त)', 'કધિદુ (૩૯૬-૩; સં. कथितः)' વગેરેમાં, તો એઉની સંમિશ્રિત ચિટ્ઠદિ (૩૬૦-૧), કીળદિ (૪૪૨)—જેમાં છેલ્લામાં તો પૈશાચી પ્રાકૃત પ્રમાણે (૩૦૮) જિહ્વામૂલીય 'ળ' પણ ડને સ્થાને માગધીની રીતે આવ્યો છે.

એક વસ્તુ તરફ ધ્યાન ખેંચાય છે તે સં. તત્સમ શબ્દો તરફનું ખેંચાણ: જગુ (૩૮૩-૧, જોઈંદુના 'પરમાત્મપ્રકાશ' વગેરેમાં પણ આ વલણ જોવા મળે છે), વ્રતુ (૩૯૪-૧); તો સંયુક્ત વ્યંજનના લોપે પણ પૂર્વ સ્વરની હ્રસ્વતા: ભવિષ્યકાળ ૧ લા પુ., એ. વ. માં ઉપર જોઈ છે, ઉપરાંત 'જસુ-તસુ' વગેરે રૂપો. અખઇ (૪૧૪-૨ સં. अक्षये), 'કુમારપાલચરિત' માં 'પઇઠી' (૮-૭૪) રૂપ. આની સામે ભવિષ્ય. ૧ લા પુ., એ. વ. નાં 'પાવીસુ' વગેરે રૂપોને તેમજ 'જાસુ-તાસુ-કાસુ' વગેરે રૂપોને મૂકી શકાય, જે પણ અર્વાચીન ભૂમિકા તરફ લઈ જાય છે; બેશક, 'જાસુ-તાસુ' દિગંબરોના અપભ્રંશમાં પણ મળે જ છે (ભવિસ્સઅત્તકહા, પ્રસ્તા. પૃ. ૨૨ વગેરે). પણ નોંધપાત્ર તો રૂસઇ (૩૫૮-૧), રૂસેસુ (૪૪૧-૪), રૂસિજ્જઇ, રૂસણા (૪૧૮-૩) છે, જ્યાં સંયુક્ત વ્યંજનના લોપ પૂર્વે સ્વર દીર્ઘ થયો છે. ભવિષ્ય.નાં હોઇસઇ (૩૯૫-૨) અને હોસઇ (૩૮૮-૧, ૪૧૮-૩) પણ નોંધપાત્ર છે.

## આચાર્ય હેમચંદ્રે નિરૂપેલા અપભ્રંશનું નામકરણ:

આચાર્ય હેમચંદ્રે 'પ્રાકૃત વ્યાકરણ' ના છેલ્લા પાદને અંતે જે 'અપભ્રંશ' ભાષાનું વ્યાકરણ આપ્યું છે અને એના લોકસાહિત્યમાંથી વીણેલાં પદ્યાત્મક ઉદાહરણો આપ્યાં છે તે 'અપભ્રંશ' નામ નીચે એક પ્રતિષ્ઠિત સાહિત્યભાષા જ અભિપ્રેત હતી કે કોઈ એક પ્રાંતીય ભેદ અભિપ્રેત હતો? ડૉ. યાકોબી, ગ્રિયર્સન, પિશલ, સુનીતિકુમાર ચેટરજી, ગુણે વગેરે વિદ્વાનોએ આ હેમચંદ્રે નિરૂપિત અપભ્રંશમાં શૌરસેનીની છાંટ જોઈ છે તે ઉપરથી એ અપભ્રંશ 'નાગર અપભ્રંશ' હતો, યા ચેટરજી

વગેરે એમ પણ કહે છે તેમ 'શૌરસેન અપભ્રંશ'. હનો ? शेषं शौरसेनीवत् (૪-૪૪૬) એ હેમચંદ્રીય વિધાન આપણને 'શૌરસેન અપભ્રંશ' કે માર્કંડેયે આપેલી 'નાગર અપભ્રંશ'ની વ્યાખ્યા પ્રમાણે 'નાગર અપભ્રંશ' કહેવા તરફ ખેંચવા પ્રયત્ન કરે છે; પરંતુ આ અપભ્રંશમાં મોટા ભાગની પ્રક્રિયા તો મહારાષ્ટ્રી પ્રાકૃતની છે; તો પછી એને 'મહારાષ્ટ્ર અપભ્રંશ' શા માટે ન કહેવો ? હકીકતે કોઈપણ પ્રાકૃત–વ્યાકરણકારે 'શૌરસેન' કે 'મહારાષ્ટ્ર' અપભ્રંશ એવાં નામ સ્વીકાર્યાં નથી. જેમને 'શૌરસેન' નામ ઇષ્ટ છે તેઓને માટે શૌરસેની–ઉપજીવ્ય 'નાગર અપભ્રંશ' નામનો સ્વીકાર એ પ્રામાણિક ઐતિહ્યમૂલક સ્વીકાર છે; પરંતુ એવો શુદ્ધ 'નાગર અપભ્રંશ' આચાર્ય હેમચંદ્રે નિરૂપેલા 'અપભ્રંશ'માં મળતો નથી. ડૉ. ભાયાણીનું એક વિધાન ખૂબ જ સૂચક છે કે "પણ જુદા જુદા સમયનાં પૂર્વરચિત વ્યાકરણો અને જુદા જુદા સમયની ને પ્રદેશની સાહિત્ય-રચનાઓ પર આધારિત હોવાથી હેમચંદ્રનિરૂપિત અપભ્રંશમાં ભાષાકીય પૃથક્કરણની દૃષ્ટિએ ભિન્ન ભિન્ન દેશકાળની વિવિધ ભાષાસામગ્રીનો શંભુમેળો અનિવાર્ય બન્યો છે." (અનુશીલનો : પૃ. ૪૩). એમણે આપેલો એક બીજો અભિપ્રાય પણ ધ્યાનમાં લેવા જેવો છે: "હેમચંદ્રાચાર્યનો અપભ્રંશ તે આ નાગર અપભ્રંશ છે. પણ બારમી સદીમાં અર્વાચીન ભૂમિકા સિદ્ધ થઈ ચૂકી હોવાથી સિદ્ધહેમનો અપભ્રંશ અર્વાચીનતાની–અને સ્થાનિક પ્રભાવને લક્ષમાં લેતાં ગુર્જર દેશની બોલીની—છાંટથી મુક્ત નથી.' (પઉમસિરીચરિઉ: પ્રા. ભૂમિકા : પૃ. ૧૧) એક બીજો પણ એમનો કિંમતી અભિપ્રાય ઉલ્લિખિત કરવા જેવો છે : 'પણ અપભ્રંશનો જેમ પ્રચાર વધતો ગયો તેમ તેમાં પુષ્કળ પ્રમાણમાં સ્થાનિક બોલીના અંશો પેસતા ગયા. એટલે નાગર અપભ્રંશ જ પ્રદેશ અનુસાર વિશિષ્ટ નામે ઓળખાવા લાગ્યો" (એ જ : પૃ. ૧૧).

આચાર્ય હેમચંદ્રે 'અપભ્રંશ'ની કોઈ સંજ્ઞા આપી નથી, તો એ પણ સ્પષ્ટ છે કે 'મહારાષ્ટ્રી પ્રાકૃત'નું વિસ્તારથી વ્યાકરણ આપે છે છતાં ક્યાંય 'મહારાષ્ટ્રી' નામ આપ્યું નથી, 'શૌરસેની' 'માગધી' 'પૈશાચી' 'ચૂલિકા પૈશાચી'નાં નામ નોંધે જ છે. એમના આ વ્યાકરણનો અભ્યાસ કરનારને તરત જ સ્પષ્ટ થઈ જાય છે કે એઓ કોઈ સાહિત્યિક પ્રાકૃતને વળગી ન રહેતાં જૈન મહારાષ્ટ્રીનાં રૂપોને નોંધ્યે જાય છે, એટલું જ નહિ, 'આર્ષ' શબ્દનો પ્રયોગ કરીને સૂત્રભાષાનાં પણ રૂપો નોંધી

લે છે. આ વસ્તુસ્થિતિમાં આ. હેમચંદ્રની 'પ્રાકૃત' ભાષા તે સ્પષ્ટ રીતે 'જૈન મહારાષ્ટ્રી' જ છે. આપણે એ પણ સારી રીતે જાણિયે છિયે કે સિદ્ધરાજ જયસિંહે માળવા ઉપર વિજય મેળવ્યા પછી, પૂર્વે ભોજે વિદ્વાનોનો ભારે સમાદર કરી સંસ્કૃત ભાષાની વિવિધ શાખાઓને વિકસાવવાનું પ્રબળ કાર્ય કર્યું હતું, પોતે રચી કે પોતાના નામે રચાવી અનેક ગ્રંથો પોતાને નામે કે અન્યોને નામે વ્યાપક કર્યા હતા એ પવિત્ર કાર્ય અણહિલપુર પાટણમાં પણ ગૌરવપૂર્વક ચલાવવું, એવો નિશ્ચય કર્યો હતો. એણે એક વિશેપતા રાખી હતી કે ભોજે પોતાને નામે ગ્રંથો રચાવ્યા હતા, પરંતુ એવું ન કરતાં તે તે વિદ્વાનને નામે જ પ્રસિદ્ધિમાં મૂકવા. આ સાહિત્યરચનસેવાનું મોટું કાર્ય એણે આચાર્ય હેમચંદ્રને સોંપ્યું. ભોજે 'સરસ્વતીકંઠાભરણ' શીર્ષક નીચે એક કાવ્યશાસ્ત્રનો ગ્રંથ અને એક વ્યાકરણ આપ્યાં હતાં, આ. હેમચંદ્રે પણ 'કાવ્યાનુશાસન' એ કાવ્યશાસ્ત્રની અને 'સિદ્ધહૈમ' સં. પ્રા. વ્યાકરણની રચના કરી. માળવાના પરમારોને અણહિલ્લ-વાડ પાટણના ચાલુક્યો સાથે ભારે શત્રુતા હતી. ભોજે 'સરસ્વતીકંઠાભરણ'માં એ વિશે એક મીઠી ચીમકી પણ આપી છે કે–

> शृण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
> अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥२–१३॥

"લાટના વતનીઓ સંસ્કૃત ભાષાના શત્રુઓ છે અને સુંદર પ્રાકૃત સાંભળવું પસંદ કરે છે, જ્યારે ગુર્જર લોકો તો પોતાના અપભ્રંશથી જ સંતોષ લે છે, બીજાના અપભ્રંશને પણ પસંદ કરતા નથી."

એવું લાગે છે કે 'લાટ'થી એ ઉત્તર ગુજરાત–મધ્ય ગુજરાત–દક્ષિણ ગુજરાત–સૌરાષ્ટ્રના જૈનધર્મીઓ ઉપર પણ આક્ષેપ કરે છે, તો 'ગુર્જર'થી ઉત્તર ગુજરાતના ચાલુક્યો અને પશ્ચિમ મારવાડના ગુર્જર પ્રતીહારો ઉપર આક્ષેપ કરે છે. આચાર્ય હેમચંદ્રે જાણે કે એ ટકોરને વિશિષ્ટ રીતે સાર્થક કરી આપવાને ૭ અધ્યાયોમાં સંસ્કૃત વ્યાકરણ આપી ૮ મા અધ્યાયમાં પ્રાકૃતો–જૈનમહારાષ્ટ્રી વગેરે પાંચ અને પોતાના છઠ્ઠા અપભ્રંશનું વ્યાકરણ રચી આપ્યું. જેમ "જૈન મહારાષ્ટ્રી"ને બદલે "પ્રાકૃત" એવી વ્યાપક સંજ્ઞા જ આપી તે પ્રમાણે "ગૌર્જર અપભ્રંશ" ન કહેતાં વ્યાપક "અપભ્રંશ" સંજ્ઞા જ આપી. અને એના અપભ્રંશમાં, ડૉ. ભાયાણી કહે છે તેમ, "ભિન્ન ભિન્ન દેશકાળની વિવિધ સામગ્રીનો શંભુમેળો"

છે એ આ અપભ્રંશના, લોકમાં એક વખતના ઉત્તર ગુજરાત અને પશ્ચિમ મારવાડમાં તરતા સાહિત્યમાંથી ઉપાડીને સંગ્રહેલાં, પદ્યાત્મક ઉદાહરણોથી પણ સ્પષ્ટ છે. ડૉ. ભાયાણી આને 'નાગર અપભ્રંશ' કહી એ 'ગુર્જર દેશની બોલીની છાંટથી મુક્ત નથી' એવો જે અભિપ્રાય આપે છે તેમાંની 'ગુર્જર છાંટ' એ જ "ગૌર્જર અપભ્રંશ." મારવાડમાં સર્વત્ર વ્યાપી રહેલા ગુર્જરોની વ્યવહારની ભાષામાં આસપાસના પ્રદેશોમાં અન્યાન્ય પ્રાંતીય અપભ્રંશોનું સંમિશ્રણ આ. હેમચંદ્રના અપભ્રંશમાં જે છે તેણે જ ઓ–સમૂહ અને આ–સમૂહનાં રૂપો એકી સાથે રજૂ કરી આપ્યાં છે; જેમકે

"ભલ્લા હુઆ જુ મારિયા બહિણિ મહારા કન્તુ.
લજ્જેજં તુ વયંસિઅહુ જઇ ભગ્ગા ઘરુ એન્તુ." (૩૫૧–૧)

આમાં છેક પૂર્વીય હિંદીનાં ૧ લી વિ., એ. વ. નાં છે 'ભલ્લા હુઆ મારિયા મહારા ભગ્ગા' રૂપો, તો પશ્ચિમ પ્રદેશનાં 'જુ કન્તુ ઘરુ એન્તુ' રૂપો. વ્રજ પંજાબી રાજસ્થાની ગુજરાતી વગેરે ઓ-સમૂહની ભાષાઓ છે તેઓનું તેમજ ખડી બોલી હિંદી આ-સમૂહની છે તે વગેરેનું મૂળ આચાર્ય હેમચંદ્રે નિરૂપેલા અપભ્રંશમાં મળે તેથી એની કોઈ પ્રાંતીયતાને બાધ નથી આવતો. હિંદી વિદ્વાનો પણ સ્પષ્ટ અભિપ્રાય ધરાવે છે કે આ. હેમચંદ્રના અપભ્રંશને રાજસ્થાની અને ગુજરાતીને ઘનિષ્ઠ સંબંધ છે, આચાર્ય સીતારામ ચતુર્વેદી જેવા તો એવો પણ અભિપ્રાય ધરાવે છે કે રાજસ્થાની–ગુજરાતી અપભ્રંશોત્થ ભાષાઓ છે, જ્યારે હિંદી અપભ્રંશમાંથી નહિ કિંતુ સંસ્કૃતમાંથી પ્રાકૃત દ્વારા સીધી જ ઊતરી આવી છે.

હકીકતે આચાર્ય હેમચંદ્રે લોકભાષાને જ સંગૃહીત કરી એને જીવન આપ્યું તેજ સમયે એક બાજુ સાહિત્યિક અપભ્રંશમાં રચનાઓ થતી જતી હતી, તો બીજી બાજુ વિકાસને પંથે પણ લોકભાષાસ્વરૂપે એ આગળ વધ્યે જતી હતી. ખાસ કરીને સં. તત્સમ શબ્દો તરફનું વલણ, ઋકાર જેવા, છેક પતંજલિના સમયથી તો ચોક્કસ નષ્ટ થઈ ચૂકેલા, ઉચ્ચારણને સાચવી રાખતા સં. તત્સમ શબ્દોનો પણ લેખનમાં સ્વીકાર, સંયુક્ત વ્યંજનોના મૃદુકરણ સાથે પૂર્વના સ્વરનું દીર્ઘીકરણ–છતાં હ્રસ્વતા સુધીની પણ અસર, પ્રત્યયોના લોપે નામયોગી જેવા અનુગોનો પણ ધીમે ધીમે વધતો પ્રયોગ,—આ બધું આપણને આચાર્ય હેમચંદ્રે નિરૂપેલા

લે છે. આ વસ્તુસ્થિતિમાં આ. હેમચંદ્રની 'પ્રાકૃત' ભાષા તે સ્પષ્ટ રીતે 'જૈન મહારાષ્ટ્રી' જ છે. આપણે એ પણ સારી રીતે જાણિયે છિયે કે સિદ્ધરાજ જયસિંહે માળવા ઉપર વિજય મેળવ્યા પછી, પૂર્વે ભોજે વિદ્વાનોનો ભારે સમાદર કરી સંસ્કૃત ભાષાની વિવિધ શાખાઓને વિકસાવવાનું પ્રબળ કાર્ય કર્યું હતું, પોતે રચી કે પોતાના નામે રચાવી અનેક ગ્રંથો પોતાને નામે કે અન્યોને નામે વ્યાપક કર્યા હતા એ પવિત્ર કાર્ય અણહિલપુર પાટણમાં પણ ગૌરવપૂર્વક ચલાવવું, એવો નિશ્ચય કર્યો હતો. એણે એક વિશેષતા રાખી હતી કે ભોજે પોતાને નામે ગ્રંથો રચાવ્યા હતા, પરંતુ એવું ન કરતાં તે તે વિદ્વાનને નામે જ પ્રસિદ્ધિમાં મૂકવા. આ સાહિત્યરચનસેવાનું મોટું કાર્ય એણે આચાર્ય હેમચંદ્રને સોંપ્યું. ભોજે 'સરસ્વતીકંઠાભરણ' શીર્ષક નીચે એક કાવ્યશાસ્ત્રનો ગ્રંથ અને એક વ્યાકરણ આપ્યાં હતાં, આ. હેમચંદ્રે પણ 'કાવ્યાનુશાસન' એ કાવ્યશાસ્ત્રની અને 'સિદ્ધહેમ' સં. પ્રા. વ્યાકરણની રચના કરી. માળવાના પરમારોને અણહિલ્લ-વાડ પાટણના ચાલુક્યો સાથે ભારે શત્રુતા હતી. ભોજે 'સરસ્વતીકંઠાભરણ'માં એ વિશે એક મીઠી ચીમકી પણ આપી છે કે—

शृण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥२-१३॥

"લાટના વતનીઓ સંસ્કૃત ભાષાના શત્રુઓ છે અને સુંદર પ્રાકૃત સાંભળવું પસંદ કરે છે, જ્યારે ગુર્જર લોકો તો પોતાના અપભ્રંશથી જ સંતોષ લે છે, બીજાના અપભ્રંશને પણ પસંદ કરતા નથી."

એવું લાગે છે કે 'લાટ'થી એ ઉત્તર ગુજરાત-મધ્ય ગુજરાત-દક્ષિણ ગુજરાત-સૌરાષ્ટ્રના જૈનધર્મીઓ ઉપર પણ આક્ષેપ કરે છે, તો 'ગુર્જર'થી ઉત્તર ગુજરાતના ચાલુક્યો અને પશ્ચિમ મારવાડના ગુર્જર પ્રતીહારો ઉપર આક્ષેપ કરે છે. આચાર્ય હેમચંદ્રે જાણે કે એ ટકોરને વિશિષ્ટ રીતે સાર્થક કરી આપવાને ૭ અધ્યાયોમાં સંસ્કૃત વ્યાકરણ આપી ૮ મા અધ્યાયમાં પ્રાકૃતો-જૈનમહારાષ્ટ્રી વગેરે પાંચ અને પોતાના છઠ્ઠા અપભ્રંશનું વ્યાકરણ રચી આપ્યું. જેમ "જૈન મહારાષ્ટ્રી"ને બદલે "પ્રાકૃત" એવી વ્યાપક સંજ્ઞા જ આપી તે પ્રમાણે "ગૌર્જર અપભ્રંશ" ન કહેતાં વ્યાપક "અપભ્રંશ" સંજ્ઞા જ આપી. અને એના અપભ્રંશમાં, ડૉ. ભાયાણી કહે છે તેમ, "ભિન્ન ભિન્ન દેશકાળની વિવિધ સામગ્રીનો શંભુમેળો"

છે એ આ અપભ્રંશનાં, લોકમાં એક વખતના ઉત્તર ગુજરાત અને પશ્ચિમ મારવાડમાં તરતા સાહિત્યમાંથી ઉપાડીને સંગ્રહેલાં, પદ્યાત્મક ઉદાહરણોથી પણ સ્પષ્ટ છે. ડૉ. ભાયાણી આને 'નાગર અપભ્રંશ' કહી એ 'ગુર્જર દેશની બોલીની છાંટથી મુક્ત નથી' એવો જે અભિપ્રાય આપે છે તેમાંની 'ગુર્જર છાંટ' એ જ "ગૌર્જર અપભ્રંશ." મારવાડમાં સર્વત્ર વ્યાપી રહેલા ગુર્જરોની વ્યવહારની ભાષામાં આસપાસના પ્રદેશોમાં અન્યાન્ય પ્રાંતીય અપભ્રંશોનું સંમિશ્રણ આ. હેમચંદ્રના અપભ્રંશમાં જે છે તેણે જ ઓ-સમૂહ અને આ-સમૂહનાં રૂપો એકી સાથે રજૂ કરી આપ્યાં છે; જેમકે

"ભલ્લા હુઆ જુ મારિયા બહિણિ મહારા કન્તુ.
લજ્જેજં તુ વયંસિઅહુ જઇ ભગ્ગા ઘરુ એન્તુ." (૩૫૧-૧)

આમાં છેક પૂર્વીય હિંદીનાં ૧ લી વિ., એ. વ. નાં છે 'ભલ્લા હુઆ મારિયા મહારા ભગ્ગા' રૂપો, તો પશ્ચિમ પ્રદેશનાં 'જુ કન્તુ ઘરુ એન્તુ' રૂપો. વ્રજ પંજાબી રાજસ્થાની ગુજરાતી વગેરે ઓ-સમૂહની ભાષાઓ છે તેઓનું તેમજ ખડી બોલી હિંદી આ-સમૂહની છે તે વગેરેનું મૂળ આચાર્ય હેમચંદ્રે નિરૂપેલા અપભ્રંશમાં મળે તેથી એની કોઈ પ્રાંતીયતાને બાધ નથી આવતો. હિંદી વિદ્વાનો પણ સ્પષ્ટ અભિપ્રાય ધરાવે છે કે આ. હેમચંદ્રના અપભ્રંશને રાજસ્થાની અને ગુજરાતીને ઘનિષ્ઠ સંબંધ છે, આચાર્ય સીતારામ ચતુર્વેદી જેવા તો એવો પણ અભિપ્રાય ધરાવે છે કે રાજસ્થાની-ગુજરાતી અપભ્રંશોત્થ ભાષાઓ છે, જ્યારે હિંદી અપભ્રંશમાંથી નહિ કિંતુ સંસ્કૃતમાંથી પ્રાકૃત દ્વારા સીધી જ ઊતરી આવી છે.

હકીકતે આચાર્ય હેમચંદ્રે લોકભાષાને જ સંગૃહીત કરી એને જીવન આપ્યું તે જ સમયે એક બાજુ સાહિત્યિક અપભ્રંશમાં રચનાઓ થતી જતી હતી, તો બીજી બાજુ વિકાસને પંથે પણ લોકભાષાસ્વરૂપે એ આગળ વધ્યે જતી હતી. ખાસ કરીને સં. તત્સમ શબ્દો તરફનું વલણ, ઋકાર જેવા, છેક પતંજલિના સમયથી તો ચોક્કસ નષ્ટ થઈ ચૂકેલા, ઉચ્ચારણને સાચવી રાખતા સં. તત્સમ શબ્દોનો પણ લેખનમાં સ્વીકાર, સંયુક્ત વ્યંજનોના મૃદૂકરણ સાથે પૂર્વના સ્વરનું દીર્ઘીકરણ-છતાં હ્રસ્વતા સુધીની પણ અસર, પ્રત્યયોના લોપે નામયોગી જેવા અનુગોનો પણ ધીમે ધીમે વધતો પ્રયોગ,—આ બધું આપણને આચાર્ય હેમચંદ્રે નિરૂપેલા

લે છે. આ વસ્તુસ્થિતિમાં આ. હેમચંદ્રની 'પ્રાકૃત' ભાષા તે સ્પષ્ટ રીતે 'જૈન મહારાષ્ટ્રી' જ છે. આપણે એ પણ સારી રીતે જાણિયે છિયે કે સિદ્ધરાજ જયસિંહે માળવા ઉપર વિજય મેળવ્યા પછી, પૂર્વે ભોજે વિદ્વાનોનો ભારે સમાદર કરી સંસ્કૃત ભાષાની વિવિધ શાખાઓને વિકસાવવાનું પ્રબળ કાર્ય કર્યું હતું, પોતે રચી કે પોતાના નામે રચાવી અનેક ગ્રંથો પોતાને નામે કે અન્યોને નામે વ્યાપક કર્યા હતા એ પવિત્ર કાર્ય અણહિલપુર પાટણમાં પણ ગૌરવપૂર્વક ચલાવવું, એવો નિશ્ચય કર્યો હતો. એણે એક વિશેષતા રાખી હતી કે ભોજે પોતાને નામે ગ્રંથો રચાવ્યા હતા, પરંતુ એવું ન કરતાં તે તે વિદ્વાનને નામે જ પ્રસિદ્ધિમાં મૂકવા. આ સાહિત્યરચનસેવાનું મોટું કાર્ય એણે આચાર્ય હેમચંદ્રને સોંપ્યું. ભોજે 'સરસ્વતીકંઠાભરણ' શીર્ષક નીચે એક કાવ્યશાસ્ત્રનો ગ્રંથ અને એક વ્યાકરણ આપ્યાં હતાં, આ. હેમચંદ્રે પણ 'કાવ્યાનુશાસન' એ કાવ્યશાસ્ત્રની અને 'સિદ્ધહેમ' સં. પ્રા. વ્યાકરણની રચના કરી. માળવાના પરમારોને અણહિલ્લ-વાડ પાટણના ચાલુક્યો સાથે ભારે શત્રુતા હતી. ભોજે 'સરસ્વતીકંઠાભરણ'માં એ વિશે એક મીઠી ચીમકી પણ આપી છે કે–

> शृण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
> अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥२-१३॥

"લાટના વતનીઓ સંસ્કૃત ભાષાના શત્રુઓ છે અને સુંદર પ્રાકૃત સાંભળવું પસંદ કરે છે, જ્યારે ગુર્જર લોકો તો પોતાના અપભ્રંશથી જ સંતોષ લે છે, બીજાના અપભ્રંશને પણ પસંદ કરતા નથી."

એવું લાગે છે કે 'લાટ'થી એ ઉત્તર ગુજરાત–મધ્ય ગુજરાત–દક્ષિણ ગુજરાત–સૌરાષ્ટ્રના જૈનધર્મીઓ ઉપર પણ આક્ષેપ કરે છે, તો 'ગુર્જર'થી ઉત્તર ગુજરાતના ચાલુક્યો અને પશ્ચિમ મારવાડના ગુર્જર પ્રતીહારો ઉપર આક્ષેપ કરે છે. આચાર્ય હેમચંદ્રે જાણે કે એ ટકોરને વિશિષ્ટ રીતે સાર્થક કરી આપવાને ૭ અધ્યાયોમાં સંસ્કૃત વ્યાકરણ આપી ૮ મા અધ્યાયમાં પ્રાકૃતો–જૈનમહારાષ્ટ્રી વગેરે પાંચ અને પોતાના છઠ્ઠા અપભ્રંશનું વ્યાકરણ રચી આપ્યું. જેમ "જૈન મહારાષ્ટ્રી"ને બદલે "પ્રાકૃત" એવી વ્યાપક સંજ્ઞા જ આપી તે પ્રમાણે "ગૌર્જર અપભ્રંશ" ન કહેતાં વ્યાપક "અપભ્રંશ" સંજ્ઞા જ આપી. અને એના અપભ્રંશમાં, ડૉ. ભાયાણી કહે છે તેમ, "ભિન્ન ભિન્ન દેશકાળની વિવિધ સામગ્રીનો શંભુમેળો"

છે એ આ અપભ્રંશના, લોકમાં એક વખતના ઉત્તર ગુજરાત અને પશ્ચિમ મારવાડમાં તરતા સાહિત્યમાંથી ઉપાડીને સંગ્રહેલાં, પદ્યાત્મક ઉદાહરણોથી પણ સ્પષ્ટ છે. ડૉ. ભાયાણી આને 'નાગર અપભ્રંશ' કહી એ 'ગુર્જર દેશની બોલીની છાંટથી મુક્ત નથી' એવો જે અભિપ્રાય આપે છે તેમાંની 'ગુર્જર છાંટ' એ જ "ગૌર્જર અપભ્રંશ." મારવાડમાં સર્વત્ર વ્યાપી રહેલા ગુર્જરોની વ્યવહારની ભાષામાં આસપાસના પ્રદેશોમાં અન્યાન્ય પ્રાંતીય અપભ્રંશોનું સંમિશ્રણ આ. હેમચંદ્રના અપભ્રંશમાં જે છે તેણે જ ઓ-સમૂહ અને આ-સમૂહનાં રૂપો એકી સાથે રજૂ કરી આપ્યાં છે; જેમકે

"ભલ્લા હુઆ જુ મારિઆ બહિણિ મહારા કન્તુ.
લજ્જેજં તુ વયંસિઅહુ જઇ ભગ્ગા ઘરુ એન્તુ." (૩૫૧-૧)

આમાં છેક પૂર્વીય હિંદીનાં ૧ લી વિ., એ. વ. નાં છે 'ભલ્લા હુઆ મારિયા મહારા ભગ્ગા' રૂપો, તો પશ્ચિમ પ્રદેશનાં 'જુ કન્તુ ઘરુ એન્તુ' રૂપો. વ્રજ પંજાબી રાજસ્થાની ગુજરાતી વગેરે ઓ-સમૂહની ભાષાઓ છે તેઓનું તેમજ ખડી બોલી હિંદી આ-સમૂહની છે તે વગેરેનું મૂળ આચાર્ય હેમચંદ્રે નિરૂપેલા અપભ્રંશમાં મળે તેથી એની કોઈ પ્રાંતીયતાને બાધ નથી આવતો. હિંદી વિદ્વાનો પણ સ્પષ્ટ અભિપ્રાય ધરાવે છે કે આ. હેમચંદ્રના અપભ્રંશને રાજસ્થાની અને ગુજરાતીને ઘનિષ્ઠ સંબંધ છે, આચાર્ય સીતારામ ચતુર્વેદી જેવા તો એવો પણ અભિપ્રાય ધરાવે છે કે રાજસ્થાની-ગુજરાતી અપભ્રંશોત્થ ભાષાઓ છે, જ્યારે હિંદી અપભ્રંશમાંથી નહિ કિંતુ સંસ્કૃતમાંથી પ્રાકૃત દ્વારા સીધી જ ઊતરી આવી છે.

હકીકતે આચાર્ય હેમચંદ્રે લોકભાષાને જ સંગૃહીત કરી એને જીવન આપ્યું તે જ સમયે એક બાજુ સાહિત્યિક અપભ્રંશમાં રચનાઓ થતી જતી હતી, તો બીજી બાજુ વિકાસને પંથે પણ લોકભાષાસ્વરૂપે એ આગળ વધ્યે જતી હતી. ખાસ કરીને સં. તત્સમ શબ્દો તરફનું વલણ, ઋકાર જેવા, છેક પતંજલિના સમયથી તો ચોક્કસ નષ્ટ થઈ ચૂકેલા, ઉચ્ચારણને સાચવી રાખતા સં. તત્સમ શબ્દોનો પણ લેખનમાં સ્વીકાર, સંયુક્ત વ્યંજનોના મૃદૂકરણ સાથે પૂર્વના સ્વરનું દીર્ઘીકરણ-છતાં હ્રસ્વતા સુધીની પણ અસર, પ્રત્યયોના લોપે નામયોગી જેવા અનુગોનો પણ ધીમે ધીમે વધતો પ્રયોગ,—આ બધું આપણને આચાર્ય હેમચંદ્રે નિરૂપેલા

લે છે. આ વસ્તુસ્થિતિમાં આ. હેમચંદ્રની 'પ્રાકૃત' ભાષા તે સ્પષ્ટ રીતે 'જૈન મહારાષ્ટ્રી' જ છે. આપણે એ પણ સારી રીતે જાણિયે છિયે કે સિદ્ધરાજ જયસિંહે માળવા ઉપર વિજય મેળવ્યા પછી, પૂર્વે ભોજે વિદ્વાનોનો ભારે સમાદર કરી સંસ્કૃત ભાષાની વિવિધ શાખાઓને વિકસાવવાનું પ્રબળ કાર્ય કર્યું હતું, પોતે રચી કે પોતાના નામે રચાવી અનેક ગ્રંથો પોતાને નામે કે અન્યોને નામે વ્યાપક કર્યા હતા એ પવિત્ર કાર્ય અણહિલપુર પાટણમાં પણ ગૌરવપૂર્વક ચલાવવું, એવો નિશ્ચય કર્યો હતો. એણે એક વિશેષતા રાખી હતી કે ભોજે પોતાને નામે ગ્રંથો રચાવ્યા હતા, પરંતુ એવું ન કરતાં તે તે વિદ્વાનને નામે જ પ્રસિદ્ધિમાં મૂકવા. આ સાહિત્યરચનસેવાનું મોટું કાર્ય એણે આચાર્ય હેમચંદ્રને સોંપ્યું. ભોજે 'સરસ્વતીકંઠાભરણ' શીર્ષક નીચે એક કાવ્યશાસ્ત્રનો ગ્રંથ અને એક વ્યાકરણ આપ્યાં હતાં, આ. હેમચંદ્રે પણ 'કાવ્યાનુશાસન' એ કાવ્યશાસ્ત્રની અને 'સિદ્ધહેમ' સં. પ્રા. વ્યાકરણની રચના કરી. માળવાના પરમારોને અણહિલ્લ-વાડ પાટણના ચાલુક્યો સાથે ભારે શત્રુતા હતી. ભોજે 'સરસ્વતીકંઠાભરણ'માં એ વિશે એક મીઠી ચીમકી પણ આપી છે કે–

शृण्वन्ति लटभ लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥२–१३॥

"લાટના વતનીઓ સંસ્કૃત ભાષાના શત્રુઓ છે અને સુંદર પ્રાકૃત સાંભળવું પસંદ કરે છે, જ્યારે ગુર્જર લોકો તો પોતાના અપભ્રંશથી જ સંતોષ લે છે, બીજાના અપભ્રંશને પણ પસંદ કરતા નથી."

એવું લાગે છે કે 'લાટ'થી એ ઉત્તર ગુજરાત–મધ્ય ગુજરાત–દક્ષિણ ગુજરાત–સૌરાષ્ટ્રના જૈનધર્મીઓ ઉપર પણ આક્ષેપ કરે છે, તો 'ગુર્જર'થી ઉત્તર ગુજરાતના ચાલુક્યો અને પશ્ચિમ મારવાડના ગુર્જર પ્રતીહારો ઉપર આક્ષેપ કરે છે. આચાર્ય હેમચંદ્રે જાણે કે એ ટકોરને વિશિષ્ટ રીતે સાર્થક કરી આપવાને ૭ અધ્યાયોમાં સંસ્કૃત વ્યાકરણ આપી ૮ મા અધ્યાયમાં પ્રાકૃતો–જૈનમહારાષ્ટ્રી વગેરે પાંચ અને પોતાના છઠ્ઠા અપભ્રંશનું વ્યાકરણ રચી આપ્યું. જેમ "જૈન મહારાષ્ટ્રી"ને બદલે "પ્રાકૃત" એવી વ્યાપક સંજ્ઞા જ આપી તે પ્રમાણે "ગૌર્જર અપભ્રંશ" ન કહેતાં વ્યાપક "અપભ્રંશ" સંજ્ઞા જ આપી. અને એના અપભ્રંશમાં, ડૉ. ભાયાણી કહે છે તેમ, "ભિન્ન ભિન્ન દેશકાળની વિવિધ સામગ્રીનો શંભુમેળો"

છે એ આ અપભ્રંશનાં, લોકમાં એક વખતના ઉત્તર ગુજરાત અને પશ્ચિમ મારવાડમાં તરતા સાહિત્યમાંથી ઉપાડીને સંગ્રહેલાં, પદ્યાત્મક ઉદાહરણોથી પણ સ્પષ્ટ છે. ડૉ. ભાયાણી આને 'નાગર અપભ્રંશ' કહી એ 'ગુર્જર દેશની બોલીની છાંટથી મુક્ત નથી' એવો જે અભિપ્રાય આપે છે તેમાંની 'ગુર્જર છાંટ' એ જ "ગૌર્જર અપભ્રંશ." મારવાડમાં સર્વત્ર વ્યાપી રહેલા ગુર્જરોની વ્યવહારની ભાષામાં આસપાસના પ્રદેશોમાં અન્યાન્ય પ્રાંતીય અપભ્રંશોનું સંમિશ્રણ આ. હેમચંદ્રના અપભ્રંશમાં જે છે તેણે જ ઓ-સમૂહ અને આ-સમૂહનાં રૂપો એકી સાથે રજૂ કરી આપ્યાં છે; જેમકે

"**ભલ્લા હુઆ** જુ **મારિયા** બહિણિ **મહારા** કન્તુ.
લજ્જેજં તુ વયંસિઅહુ જઇ **ભગ્ગા** ઘરુ એન્તુ." (૩૫૧-૧)

આમાં છેક પૂર્વીય હિંદીનાં ૧ લી વિ., એ. વ. નાં છે 'ભલ્લા હુઆ મારિયા મહારા ભગ્ગા' રૂપો, તો પશ્ચિમ પ્રદેશનાં 'જુ કન્તુ ઘરુ એન્તુ' રૂપો. વ્રજ પંજાબી રાજસ્થાની ગુજરાતી વગેરે ઓ-સમૂહની ભાષાઓ છે તેઓનું તેમજ ખડી બોલી હિંદી આ-સમૂહની છે તે વગેરેનું મૂળ આચાર્ય હેમચંદ્રે નિરૂપેલા અપભ્રંશમાં મળે તેથી એની કોઈ પ્રાંતીયતાને બાધ નથી આવતો. હિંદી વિદ્વાનો પણ સ્પષ્ટ અભિપ્રાય ધરાવે છે કે આ. હેમચંદ્રના અપભ્રંશને રાજસ્થાની અને ગુજરાતીને ઘનિષ્ઠ સંબંધ છે, આચાર્ય સીતારામ ચતુર્વેદી જેવા તો એવો પણ અભિપ્રાય ધરાવે છે કે રાજસ્થાની–ગુજરાતી અપભ્રંશોત્થ ભાષાઓ છે, જ્યારે હિંદી અપભ્રંશમાંથી નહિ કિંતુ સંસ્કૃતમાંથી પ્રાકૃત દ્વારા સીધી જ ઊતરી આવી છે.

હકીકતે આચાર્ય હેમચંદ્રે લોકભાષાને જ સંગૃહીત કરી એને જીવન આપ્યું તે જ સમયે એક બાજુ સાહિત્યિક અપભ્રંશમાં રચનાઓ થતી જતી હતી, તો બીજી બાજુ વિકાસને પંથે પણ લોકભાષાસ્વરૂપે એ આગળ વધ્યે જતી હતી. ખાસ કરીને સં. તત્સમ શબ્દો તરફનું વલણ, ઋકાર જેવા, છેક પતંજલિના સમયથી તો ચોક્કસ નષ્ટ થઈ ચૂકેલા, ઉચ્ચારણને સાચવી રાખતા સં. તત્સમ શબ્દોનો પણ લેખનમાં સ્વીકાર, સંયુક્ત વ્યંજનોના મૃદુકરણ સાથે પૂર્વના સ્વરનું દીર્ઘીકરણ–છતાં હ્રસ્વતા સુધીની પણ અસર, પ્રત્યયોના લોપે નામયોગી જેવા અનુગોનો પણ ધીમે ધીમે વધતો પ્રયોગ,—આ બધું આપણને આચાર્ય હેમચંદ્રે નિરૂપેલા

અપભ્રંશમાં સાંપડવા લાગે છે. ત્રણેક સૈકા પછી પ્રાંતીય અપભ્રંશોનાં લક્ષણ આપતાં ટાક્ક અપભ્રંશ (પંજાબના)નું લક્ષણ આપ્યા પછી संस्कृताढ्या च गौर्जरी, चकारात् टाक्कभाषाग्रहणम् એમ કહીને તત્સમ સંસ્કૃત શબ્દો તરફનો ગૌર્જર અપભ્રંશનો સમાદર અને બંધારણની દૃષ્ટિએ ટાક્કી–પંજાબી સાથેનો મેળ માર્કંડેયે એના 'પ્રાકૃત–સર્વસ્વ'માં બતાવ્યાં છે, એ ભારે સૂચક વસ્તુ છે.

આચાર્ય હેમચંદ્રે નિરૂપિત આ અપભ્રંશમાંથી એની ઉત્તરકાલીન ભૂમિકાનો ભારે સબળ વિકાસ થયો છે; એ હવે જોઇયે.

**ઉત્તરકાલીન ગૌર્જર અપભ્રંશ (ઈ. સ. ૧૨૦૦ થી ૧૪૦૦):**

આચાર્ય હેમચંદ્રની સાહિત્યપ્રવૃત્તિના અનુસંધાનમાં એ વિકસતી ભાષામાં સાહિત્યિક દૃષ્ટિએ પ્રધાનપણે 'રાસસાહિત્ય'નો વિકાસ થયો એ 'રાસયુગ'નાં પોણા ત્રણસેં વર્ષોમાંનાં બસ્સેં વર્ષ તો "ગૌર્જર અપભ્રંશ"ની વિકાસ પામતી સ્વાભાવિક અને જીવંત દ્વિતીય ભૂમિકાનાં છે, જેમાં નીચેની વિશિષ્ટતાઓ માર્ગસૂચક સ્તંભો જેવી છે:

**૧. સંસ્કૃત તત્સમ શબ્દોનો વધતો જતો વાપર:** આ. હેમચંદ્રના અપભ્રંશમાં શુદ્ધ તત્સમ સંસ્કૃત શબ્દોનો સીધો સૂચક પ્રયોગ ન કહેવાય; સંસ્કૃત શબ્દો પ્રાકૃત રૂપાંતરમાં પ્રયુક્ત થયેલા જ મુખ્યત્વે મળી આવે છે; જ્યારે આ દ્વિતીય ભૂમિકામાં તત્સમ શબ્દો ઠીક ઠીક વેગે પ્રયોજાવા લાગે છે ને જૂનાં રૂપ છોડી દેવાતાં જોવામાં આવે છે; જેમકે–

"વેગિ સુવેગસુ બુલ્લઇ સંભલિ બાહુબલિ:
રાઉત કોઇ તુહ તુલ્લઇ, ઇણિઇં અછઇ રવિતલિ ।।૭૯।।"

(ભરત બા॰ રાસ)

આમાં **વેગિ**=વેઇ, **સુવેગ**=સુવેઉ અને **રવિતલિ**=રવિયલિ, આવાં પાછલાં રૂપ અપભ્રંશમાં પ્રયુક્ત થાય, ત્યાં શુદ્ધ તત્સમ રૂપ પ્રયોજાયાં છે.

બીજું ઉદાહરણ જોઇયે:

"તેજપાલિ નિમ્મવિઉ તત્થ તિહુયણ–જણ–રંજણુ ।
કલ્યાણઉ તઉ તુંગ ભુયણુ લંઘિઉ ગયણંગણુ ।। ૧૭ ।।

દીસઇ દિસિ દિસિ કુંડિ કુંડિ નીઝરણુ-ઉમાલો ।
ઇંદ્રમંડપુ દેપાલિ મંત્રિ ઉદ્ધરિઉ વિસાલો ॥ ૧૮ ॥

( રેવંતગિરિ રાસો, કડવું ૩ જું )

આમાં તેજપાલિ = તેયવાલિ, તેમની કલ્યાણઉ = કલ્લાણઉ ઇંદ્રમંડપુ = ઇંદમંડવું, દેપાલિ = દેવાલિ, મંત્રિ = મંતિ આવાં પાછલાં રૂપ અપભ્રંશમાં પ્રયુક્ત થાય, ત્યાં શુદ્ધ તત્સમ રૂપ પ્રયોજાયાં છે.

ગદ્યલેખનમાં આની વ્યાપકતા જ્યારે જોવામાં આવે છે ત્યારે આશ્ચર્ય જ થયા વિના રહેતું નથી. વિ. સં. ૧૩૩૦ એટલે કે 'રાસયુગ'ની ૧ લી સદીના અંતમાં લખેલા એક તાડપત્રમાં ગદ્યખંડ આપવામાં આવ્યો છે; આમાંનો મહત્ત્વનો ભાગ જોઈયે :

"(૧) જ્ઞાનાચારિ પુસ્તક-પુસ્તિકા-સંપુટ-સંપુટિકા-ટીપણાં-કવલી-ઊતરી-ઠવણી-પાટા-દોરી-પ્રભૃતિ-જ્ઞાનોપકરણુ-અવજ્ઞા, અકાલિ પઠન અતિચાર વિપરિત-કથંનુ ઉત્સૂત્રપ્રરૂપણુ અશ્રદ્ધધાન-પ્રભૃતિકુ આલોયણુ । દર્શનાચારિ દેવદ્રવ્ય ભક્ષિતુ ઉપેક્ષિતુ પ્રજ્ઞાહીનત્વું જિનભુવન-આશાતના અધોયતિ દેવપૂજા ગુરુદ્રવ્યગ્રહણુ ગુરુનિંદા દ્રવ્યલિંગિ એસઉ સંસગું બિંબ-આશાતના સ્થાપનાચાર્ય-આશાતના શંકા આકાંક્ષી વિચિકિત્સા મિથ્યાદૃષ્ટિપ્રશંસા મિથ્યાદૃષ્ટિ-પરિચઉ એ પાંચ અતિચાર આલોયઉ ।

(૨) દૃષ્ટ અદૃષ્ટ જ્ઞાત અજ્ઞાત શ્રુત અશ્રુત સ્વજન પરજન મિત્રુ શત્રુ પ્રત્યક્ષિ પરોક્ષિ જે કોઇ જીવ ચતુરાસી લક્ષયોનિ ઊપના ચતુર્ગતિક સંસારિ ભ્રમંતા મઇં હુમિયા વંચિયા સેહિયા સીરીવિયા હસિયા નિંદિયા કિલામિયા દામિયા પાડિયા ચૂકિયા ભવિ ભવાંતરિ ભવસતિ ભવ-સહસ્રિ ભવલક્ષિ ભવકોટિ મનિ વચનિ કાંઇ તીહ સર્વહઇં મિચ્છા મિ દુક્કડં ॥

(૩) પંચપરમેષ્ઠિ-નમસ્કારુ જિનશાસનિ સારુ ચતુર્દશપૂર્વ-સમુદ્ધારુ સંપાદિત-સકલકલ્યાણસંભારુ વિહિતદુરિતાપહારુ ક્ષુદ્રોપદ્રવપર્વતવજ્રપ્રહારુ લીલાદલિત-સંસારુ સુ તુમ્હિ અનુસરહુ, જિણિ કારણિ ચતુર્દશ-પૂર્વધર ચતુર્દશ-પૂર્વસંબંધિઉ ધ્યાનુ પરિત્યજિઉ । પંચપરમેષ્ઠિ-નમસ્કારુ સ્મરહિ, તઉ તુમ્હિ વિશેષ સ્મરેવઉ અનઇ પરમેશ્વરિ તીર્થંકરદેવિ ઇસઉ અર્થુ ભણિયઉ અચ્છઇ, અનઇં સંસાર

તણઉ પ્રતિભઉ મ કરિસઉ, અનઇ રુદ્ધિ-નમસ્કારુ ઇહલોકિ પરલોકિ સંપાદિયઇ ॥"[1]

આ આરાધના સં. ૧૩૩૦ ના આસો સુદિ ૯ ગુરુવારે આશાપલ્લી-આશાવલ (અમદાવાદ જેના ઉપર ઈ.સ. ૧૪૧૧—સં. ૧૪૬૭માં વસ્યું તે)માં લખાયેલી છે. આમાં 'ઉં' જ્યાં જ્યાં શબ્દોને અંતે છે તે બધાં પહેલી વિભક્તિ-એકવચનનાં રૂપ છે. પ્રાયઃ સંસ્કૃત શબ્દો તત્સમ રૂપમાં છેડે 'અપભ્રંશ"ના માત્ર આ 'ઉ' પ્રત્યયે અપાયા છે. (તત્સમ ઉપરાંતનાં રૂપોમાં જે અર્વાચીનતા આવી ગઈ છે તેવી અર્વાચીનતા વિશે આ નીચે સૂચન આવે જ છે.)

**૨. બેવડા વ્યંજનોનો હ્રાસ અને પૂર્વના સ્વરની પ્રાયઃ દીર્ઘતા :** બેવડા વ્યંજન ઘસાઈ જઈ એકવડા રૂપમાં આવે અને સ્વરભાર જીવંત ભાષામાં જરૂરી લાગતો હોય ત્યાં પૂર્વનો સ્વર હ્રસ્વ હોય તો એ દીર્ઘ થઈ જાય : અર્વાચીન ભાષાસ્વરૂપમાં આવવાનું આ પ્રધાન લક્ષણ છે. માત્ર ગુજરાતી-મારવાડી-મેવાડીમાં નહિ, પણ હિંદની અન્ય આર્યકુલની વ્રજ મરાઠી બંગાળી પંજાબી હિંદી વગેરે ભાષાઓમાં પણ આ લક્ષણ સૂચક રીતે આધિપત્ય ભોગવે છે. दिस्सइ=दीसइ, दिज्जइ=दीजइ, अण्ण=आण, रण्णिआ=राणी, तस्सु=तास, जस्सु=जास વગેરે રૂપ લક્ષ્યમાં લેવાં. સ્વરભાર ન માગતો હોય તો પૂર્વનો સ્વર હ્રસ્વ રહી શકતો હતો; પણ બેવડો વ્યંજન તો એકવડો જ થઈ જતો હતો :

> 'ચઉક્કીય માણિક થંભ માંહિ બઇઠઉ બાહુબલિ ॥'
>
> (ભરતે. બાહુ. ૬૯)

ચઉક્કીય, માણિક્ક, બઇટ્ઠઉ એ રૂપો (चतुष्क–माणिक्य–उपविष्ट, પ્રા. बइट्ठ) અપભ્રંશમાં પ્રયુક્ત થાય ત્યાં પૂર્વના સ્વર હ્રસ્વ જ રહ્યા છે. એવાં જ ઉદાહરણ तसु जसु વગેરે વૈકલ્પિક રૂપોનાં છે. ઉપર (૧) પ્રકારમાં राउत, अछइ, अनइ, इसउ, करिसउ વગેરે આનાં ઉદાહરણ છે. राउत्त, अच्छइ, अन्नइ, इस्सिउ, करिस्सउને બદલે,

---

૧. પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ (ગા. પ્રાચ્યમાળા)નાં પૃ. ૮૬-૮૭

તો दिसइ, नीझरण, टीपणां, पाठा, पाछिया, चक्किया એ વગેરે દીર્ઘતાનાં ઉદાહરણ છે. વિશેષ ઉદાહરણ જુઓ:

"સમરંગણિ તિણિ સિઉં કુણ કાછઇ
જીહ બંધવ મઇં સરિસઉ પાછઈ
જાવંત જાંબુદીવિ તસુ આણ
નાં અમ્હ કહીઇ કવણ એ રાણ ॥" (ભરતે. બાહુ. ૮૬)

આ પ્રક્રિયા એમ તો છેક વેદકાળ જેટલી જૂની છે.—दूर्नाश—दूणाश, दुर्लभ—दूडभ, અને સંસ્કૃતમાં ઢ ર એવડા આવે ત્યાં એકનો લોપે પૂર્વ સ્વર દીર્ઘ થવાનું જાણીતું છે; પાલિમાં પણ दीर्घ ઉપર-થી दीघ વગેરે સ્વલ્પ રૂપો મળે પણ છે; પ્રાકૃતમાં પણ विश्वास—वीसास, निःश्वास—नीसास વગેરે રૂપો છે; પણ આ પ્રક્રિયા કદી વ્યાપક સાર્વત્રિક નિયમ તરીકે નહોતી; એ વ્યાપકતા "અપભ્રંશ" માંથી શરૂ થઈ મધ્યકાલીન ભૂમિકામાં વ્યાપક બની. આ. હેમચંદ્રના "અપભ્રંશ-" માં આની શરૂઆત પકડી શકાય છે: रूसइ [ सं. रुष्यति ], जासु, तासु, कासु (यस्य, तस्य, कस्यનાં પ્રા. जस्स तस्स कस्स ને પછી અપભ્રંશનાં શુદ્ધ जस्मु तस्सु कस्सु થયા પછી ) વગેર રૂપો પકડાઈ આવે છે.

પૂર્ણ અનુસ્વારને સ્થાને ઉચ્ચારણ લાંપડું પડી અનુનાસિક (યા કહેવાતો અનુસ્વારનો કોમળ ઉચ્ચાર ) થવાનું ને પૂર્વસ્વર દીર્ઘ થવાનું વલણ હજી "ગૌર્જર અપભ્રંશ" ની ભૂમિકાઓમાં વિશેષ વ્યાપક નથી. આ. હેમચંદ્રના આપેલા અવતરણમાં 'जा चप्पीकी मूँहडी चम्पिज्जइ अवरेण 'માં મૂંહડી માં 'मू' નો અનુનાસિક ઉચ્ચાર આનું એક આછું-પાછું ઉદાહરણ છે. ઉપર પછી 'જાંબુદીવિ'માં એ વરતાય છે. આ લક્ષણ 'ગુજર ભાખા' યાને મધ્યકાલીન ગુજરાનીની પ્રથમ ભૂમિકામાં વ્યાપક બની રહે છે.

પણ પ્રાકૃત ભાષામાંના શબ્દને અંતે આવેલા અનુસ્વારનું ઉચ્ચારણ પ્રાકૃતમાં અનુનાસિક શરૂ થઈ ચૂક્યું હતું તે "અપભ્રંશ" માં ખૂબ વ્યાપક બની જાય છે. नहिं तहिं તેમજ તૃતીયા—સપ્તમીના પ્રત્યયો વગેરેમાં ને નાન્યતર અંગ તેમજ ક્રિયાપદોમાં वसउं वसहिं, करिस्सउं करिस्सहिं વગેરેમાં એ સર્વસામાન્ય હતું, તે "અપભ્રંશ"થી માંડી આજ પર્યંત ચાલુ રહ્યું છે. આ ઉચ્ચારણે પૂર્વસ્વરને મધ્યકાલીન ગુજરાતીમાં ને અર્વાચીન ગુજ-

રાતીમાં છેક દયારામ પર્યંત લેખનમાં દીર્ઘતા આપી હતી, જે ઉચ્ચારમાં હ્રસ્વતા વ્યાપક બનવાને કારણે એ અંત્ય સ્વર આપણે ત્યાં હવે હ્રસ્વરૂપે આવી ચૂકયો છે.

૩. **વિભક્તિ-પ્રત્યયોને સ્થાને નામયોગી :** 'ગૌર્જર અપભ્રંશ'ની આચાર્ય હેમચંદ્રની પ્રથમ ભૂમિકામાં નામયોગીઓ વપરાવા લાગ્યાં હતાં. कहिं रेसि रेसिं तणण એ ચાર નામયોગી આ. હેમચંદ્ર પોતાના વ્યાકરણમાં નોંધ્યાં છે; केरउ અને होंतउ વપરાયેલાં મળ્યાં છે. પછી तणउ केरउ माहिं वरि सिउ એ નામયોગીઓ વ્યાપક બને છે. છઠ્ઠી વિભક્તિમાં 'અપભ્રંશ'માં स्सु કે सु પ્રત્યય (સં. स्य < પ્રા. स्स થઈ) હતો તેનું સ્થાન હ લે છે; ને મોડેથી એ ઘસાઈ જાય છે. આમાંનાં કેટલાંકનાં ઉદાહરણ જોઈયે :

"આવાસિ તડિ ગંગ **તણઇ** પામઇ નવંહ નિવાણ ॥ ૮૧ ॥"
"ચઉકીય માણિક થંભ **માહિ** બઇઠઉ બાહુબલિ ॥ ૬૯ ॥"
"ઉરે **વરી** મોતીયહાર ... ... ॥ ૭૩ ॥"
"છત્રીસ સહસ મઉડુધ **સિઉ** ... ... ॥ ૪૨ ॥ ભરતે. બાહુ.)"

रेसि–रेहिं માંથી रहइ–हूइ રૂપ વપરાતું હતું, તો અજાણ્યું नइ–नउ એ રૂપ પણ વપરાવા લાગ્યું હતું, તો रहइ નું रो–री થઈ મારવાડીમાં ગયું, અજાણ્યું नइ–नउ ગુજરાતીમાં ને–ના–નું–નો માં આવી રહ્યું.

આમ ઉપર સૂચવેલાં ત્રણ મુખ્ય લક્ષણ "ગૌર્જર અપભ્રંશ"ની પ્રથમ ભૂમિકાથી દ્વિતીય ભૂમિકાને અલગ કરી આપે છે; શરૂમાં થોડાં રૂપોમાં અને પછી વ્યાપક સ્વરૂપમાં એ વિસ્તરે છે.

વૈકલ્પિક ફેરફાર કેવી રીતે અસ્તિત્વમાં આવે છે એનો ખ્યાલ નીચે તારવી આપેલા વ્યાકરણથી આવશે :

**નામ :** સંસ્કૃત પ્રાકૃત અને અપભ્રંશની જેમ જ આ ઉત્તરકાલીન ભૂમિકામાં પણ ત્રણે જાત અને બંને વચન છે. તે તે શબ્દના સ્વરૂપ ઉપરથી મોટે ભાગે એ સમઝાઈ જાય છે, યા પરંપરા અને આસપાસના સંજોગો ઉપરથી સ્પષ્ટ થાય છે. બ. વ.ના વિષયમાં પણ આસપાસના સંજોગો ઉપરથી જ સમઝવાનું હોય છે. અકારાંત નામોનાં નર–નાન્ય.નાં સબળ રૂપોનાં ૧ લી

વિ., બ. વ. નાં રૂપ માત્ર નર.નાં ઓકારાંત તો નાન્ય.નાં આકારાંત હોવાથી ઓળખી લેવાય છે.

| વિભક્તિ | | એકવચન | બહુવચન |
|---|---|---|---|
| ૧. | (નર.) | મુણીસરુ, અલતઉ, મુણીસ, બાપ, હારો, સારો, ધાઉ | મેહા, મેહ, સાહૂ કામીય |
| ૨. | (નારી.) | વીણ, લાસ, રમણિ, વેણીય, દાસડિય, ચૂનડલી, વેસ–વેસા | ગોરડીય, રમણિ, ધાધરિય, કપોલપાલિ |
| | (નાન્ય.) | ભાણુ, ચિત્ત, નીણું | કુસુમબાણ |
| ૨. | (નર.) | ધર્મલાભુ, પરિમલ, સંચઉ, વસંતો | ભોગ, હંસલા |
| | (નારી.) | સંજમસિરિ, સોહ | મૃગનયણી |
| | (નાન્ય.) | ચીરુ, લૂણ | |
| ૩. | | વેગિ, ઊલટિ, લોહિહિ, આણંદિહિ, સરેણ, વયણિ, લીલાં (કરિ), ("સુ'વાળાં પણ શરૂ થયેલાં) | હાથિહિ, સુરનરહિં, બંધવિહિ |
| ૪. | | પંથીય–નઈ ( અનુગ ઉમેરાયે ) | |
| ૬. | | ગુર–હ, જગ–હ, પરમેસરહ, કંતિહિ, વાસર-નઉ (અનુગ), કોડી-રૂ (અનુગ), નરિંદહ-તણુ (અનુગ), પીયણપુર કેરઉ | આભરણહ, ભદ્રહ |
| ૭. | | વરિસાલઇ, ગયણંગણિ, ભુવણતલે, બારવએ, સંસારી, ચિત્રસાલી, તિરીહિં, ('માઝિ–માહિ'વાળાં પણ શરૂ થયેલાં), ભજાં | કાનિહિં, ચરણિ, અંગોઅંગિઈ |
| સંબો. | | નેહિ, વેસ, કોસ ("વેસા–કોસા"નાં) | |

**સર્વનામ :**

| | | |
|---|---|---|
| ૧. | હઉં, હુ, હૂં, હૂંય; તૂ, તૂંય, તુહ; | અમ્હ, અમ્હિ; |
| | સુ, સો, સોઇ; તે, તં; જો, જિ; | તુમ્હ, તુમ્હિ; |
| | જિસી; એઉ; એવડુ; એરીસ; | તિ; સહૂ, સવિ |
| | કુણ, કવણ–ણુ; ઇહિલુ–પહિલઉ–પહિલૂ; | |
| | કોઇ, કાંઇ, તેય, સિઉ | |

૨. મૂં, તુહ, ઇસ્યઉં, કેથ્યઉં ...

૩. મઇં; તઇં; જિણિ, જેણ, જેહિં; ...
તેણ, તેણિ, તિણિ; ઇણ, ઇણઇં;
કિણ્ઇ, કિણિં; 'સિઉ'; સાથે; 'મૂ- સિઉં'

૪. કાસુ

૬. મહ, મજ્ઝ, મઝ, મુઝ, મૂંય; તુહ, ...
તુઝ, તૂંય; જાસુ, જસુ, જસ;
તસુ, તસ, તાસ, તીહ; તીહં, તાય

૭. ઇણિ; તહિં, તિહાં; જહિં, ...

'આપણૂં' 'પોતાના' અર્થમાં વપરાતું હતું.

**સર્વનામાત્મક અવ્યયો**: ઇમ્હઇ, કિમઇ, જીમ, હવડાં, જુ, તુ–તઉ–તો, આજ, તઉપુણ. 'કિ' આશ્ચર્યવાચક કે અથવા–વાચક

**વિશેષણો**: આ પ્રયોગો: ઊતાવલિય, મોટ, અતિ–આછઉ, સરલઉ–તરલઉ–સામલઉ, ચપલ–ચંચલ, કોમલ–વિમલ, ચંપાવન્રી, નયણસલૂણી, નવ–નવિય, નિઠુર, તુલ્લ, સયલુ, સાચઉ, નવલ, અઇ–બલવંતુ, આગલઉ, નયણ–સણૂલઉ, રૂડઉ, નવરંગીય, સિરસઉ, સરસઉ, સમાણી

'ઘણું' અને એનું તુલનાત્મક રૂપ 'ઘણેરું'

**સંખ્યાવાચક વિશેષણો**: તિહુ–ત્રિહુ, ચહૂ, અહ્ઠ (=ઊંઠ ૩॥), ચઉદતીસ, દોઇતીસ, પાંચસઇ; અનિશ્ચિત સંખ્યા માટે 'અનેકિ'; 'બાવીસમઉ' વગેરે સંખ્યાવૃત્તિવાચક

**ક્રિયાપદ**: ક્રિયાપદોના વિષયમાં એટલું નોંધપાત્ર છે કે વર્તમાનકાળનાં ૩ જા પુરુષનાં રૂપ ખૂબ વપરાયેલાં છે, વળી વિધેય તરીકે ભૂતકૃદંતો પણ ભૂતકાળનો અર્થ આપવા વપરાયાં છે;—આ 'કૃદંત' મથાળે નીચે અલગ આપ્યાં છે. આજ્ઞાર્થનાં રૂપ પણ મળે છે, તો ભવિષ્યકાળનાં પણ

## વર્તમાનકાળ-કર્તરિ

| પુરુષ | એકવચન | બહુવચન |
| --- | --- | --- |
| ૧ | અચ્છઉં (=છું), બોલું,<br>પરણું, અણુસરઉં, કહુઁ-હું,<br>ભંજઉં, તારઉં | ... |
| ૨ | પૂરઇ | |
| ૩ | દિયઇ-દિયએ-દિઇં-દેઇ-આવઇ,<br>વીનવઇ, કરેઇ, મરેઇ, મનાવે,<br>અચ્છઇ-અછઇ,જાઇ,માઇ, હોઇ,થાઇ,<br>આહણએ, પંપંપયં (= પ્રજલ્પે),<br>જોઅઇ-જોઇ, રોઅઇ, ભણિ, ધરહિ,<br>ચાલહિ, સિણગારંતિ, ખેલઇં, રણુરણઇં | કરઇ, વસંતિ, લિયઇં,<br>નાચ્યઇં-ઇં, લહઇં, ગાયહિં,<br>બહકંતિ,ગાજંતે-સાજંતે |

છેક પ્રાકૃત સમયનાં 'વસંતિ, ગાજંતે' જેવાં રૂપો પણ તત્સમ લેખે આવતાં. નકારાર્થે 'ન' અને 'મ' મળે છે, અને ક્રિયારૂપ 'નાવઇ' (ન+આવઇ)

## આજ્ઞાર્થ-કર્તરિ

| | | |
| --- | --- | --- |
| ૨. | કરિ, હણિ, જણાવે, ચલાવે | સંભલેઉ, કરઉ, જાણઉ-જાણુ |
| ૩. | નિસુણઉ, નંદઉ | ... |

## ભવિષ્યકાળ-કર્તરિ

| | | |
| --- | --- | --- |
| ૧. | પભણિસુ, ભણિસુ, લેસુ, પણમેસો, લેસો,<br>ગાઇસુ, ગાએસઉં | મિલિસિઉં |
| ૨. | લાઇસિ, જંખિસિ, સહેસિ, વહેસિ | ... |
| ૩. | મિલસિઇં, કરેસિઇ, ધરેસિઇ, હુસ્યઇ | ... |

## વર્તમાન-કર્મણિ

વર્ત. ૩ જો પુ., એ. વ.નાં કીજઇ, ભીજઇ, લીજઇ, રમીજઇ, ભિજજઇ, દીસઇ, દાઝઇ, કહીજઇ-ગહીજઇ, થુણીજઇ-રમીજઇ, ધરીજઇ, માણીજઇ, ભાવઇ, છાજઇ, બૂઝઇ-સૂઝઇ, સેવીઇ

**'કર્મણિ'ના કર્તરિ ૧ લા પુ. બ. વ. ના પ્રયોગ:** 'ભરતેશ્વર બાહુબલિ રાસ', (ઈ. સ. ૧૧૮૫–સં. ૧૨૪૧) જેટલા જૂના સમયમાં 'અમ્હિ સેવ કિજ્જઈ' (૧૩૮) એમ રચના શરૂ થાય છે. વિવિધ ફાગુઓમાં પણ આ વિકસતો જતો પ્રયોગ છે.

**પ્રેરકનાં રૂપ:** બોલાવઇ, ડોલાવઇ, બૂઝવઈ, દિવરાવઇ, જણાવઇ, પલણાવઇ, દિવારઇ, જણાવીઇ (કર્મણિ), મનાવીય–ચડાવીય (બંને ભૂ. કૃ.), વિહસાવઇ, સંતાવઇ, મોહઇ, પાડિઉ, પોષઇ, ભમાડઇ, ખલકાવઇ, ભાવઇ, ઠવીય, ઉતારઇ, મોકલાવઇ, મનાવઇ, હરાવઇ, કરાવઇ, ભરાવિઉ, મેલ્હાવઇ, પાલઇ, પરણાવિઉ

'સુહાવઇ' જેવો 'સુહ' (સં. સુખ) ઉપરથી નામધાતુ પણ મળે છે.

**કૃદંતો:**

**ભૂતકૃદંત:** ઊઠીઉ, ઊપન્નૂ, સંતૂઠઉ, કીધા, લીધા, હણિઉ, દાખીઉ, હવું, દીઠઉં, માંડિઉ, પ્રહુતઉ, ગહગહિયા, આવીયઉ, ચમકિય, આવીય, સંપુન્ની, રાતઉ, હુઇ, જીતઉ, બધઠી વગેરે,– 'ઇલ્લ' પ્રત્યયવાળાં 'હરખીયલા–આઇલા' જેવાં રૂપો આ ભૂમિકામાં જ મળે છે. એના ઉપરથી 'પસરીયલઇ' જેવો નામધાતુનો પ્રયોગ.

**હેત્વર્થક અને સામાન્ય:** મારિવુ, જીવિવા, રહવા, રમેવઉ–ગાવેવઉ, ભણેવઉ, પરણેવું, જોએવા, પરણેવા–રમેવા

**સંબંધક ભૂતકૃદંત:** દેખી, જાઈ, થાપીય, આપીય, ભિડિય, પણમેવી, નમિવિ, સમરેવી, પિક્ખેવી, લગ્ગિ, અંજિવિ, કરેવિ, પામીય, સિણગારિ—આ છેલ્લું 'સિણગાર' નામધાતુ ઉપરથી.

સં. ભૂ. કૃ. ને 'નેં' લગાડવાનો આરંભ હજી પકડાતો નથી.

**વર્તમાન કૃદંત:** દેતુ, ઝૂઝંત, ઝાલંતઉ, પઇસંતુ, બોહંતઉ, લહકંતી, મહમહંત (સ્ત્રી), મલપતિ ચાલતિ (સ્ત્રી), ગહગહતઉ વગેરે

**કર્મણિ:** વદીતો, સાહીતા, વિદીતઉ વગેરે

**અવ્યયો:**

**ક્રિયાવિશેષણ:** અતિહિ, ફિર, ઇય, અહ, ન, હિવડા, જ, તહ, અણંતરુ, ત્તિ, તુહીય, માંડ, ફિરિ, કાંઇ (= શા માટે?), કાં, મ, સહીય, આગલિ વગેરે

**નામયોગી** 'અનુગ'ની સ્થિતિનાં : માઝિ–માહિ, પાસિ, તણા, તણઉ, કેરઉ, ઉવરિ, વરિ, મઝારિ, સાથિં, સિઉં, સું વગેરે

**ઉભયાન્વયી** : અંતુ (='અને'), જિમ, જામ, તિમ, પુણ, જવ, તહવિ, જઉ, તઉ, નય(=ને), તામ, ઇ વગેરે

ગુજરાની સંસ્કારો 'પ્રયોગ'માં દાખલ થવા માંડે છે અને ગતિવાચક ક્રિયાપદોને યોગે ૭મી વિ. વપરાવા લાગે છે. 'ગિરિવરિ ગિઉ દ્વેભારિ' જેવાં વાક્ય.

**સમાસમાં** મોટે ભાગે તત્પુરુષ વ્યાપક થતો જાય છે: 'કડક્ખ–તરંગિહિં, સોહમગણહર–હાથિ, રતિ–ભરતાર' વગેરે

ઉપર આપેલાં ઉદાહરણો ઉપરથી સ્પષ્ટ થઈ જશે કે (૧) પ્રાકૃતોપજીવ્ય અપભ્રંશની લાક્ષણિકતા લગભગ ઘસાવા આવી છે, (૨) તત્સમ સં. શબ્દોનો પ્રયોગ ઉત્તરોત્તર વધતો ચાલે છે, અને (૩) મૃદૂકરણનો આશ્રય વધતો જ ચાલે છે તેમાં પૂર્વસ્વરને દીર્ઘ કરવો જ જોઇયે એવું પણ નહિ: છેલ્લાનાં 'ભણિસુ, સોહગ, પહુતઉ, ચઉમાસ, ચમકિયા, વાહલા, જસુ, તિઠુરપણઉ, પહિલઉ' વગેરે

'ભરતેશ્વર બાહુબલિ રાસ'માં સૌથી પ્રથમ 'સાબાણુ' (૧૩૪) (–તંબુ) અરબી શબ્દનો પ્રયોગ મળે છે. એ પછી તો ઈ. સ. ૧૩૧૬ (સં. ૧૩૭૧)-ના 'સમરારાસુ' માં 'પતીસાહ, સુરતાણુ, અલપખાનુ, ખાનુ, મીરમલિકિ, ખાનુખાનુ, અડદાસિ, દુનિય, હજ, ફુરમાણુ, અહિદર, મલિક, ખજમત, સલ્લાર એ અરબીમૂળના શબ્દો પ્રયોજાયા છે. ('આપણા કવિઓ' મા 'રાસયુગના કવિઓ' જોવા.)

અહીં એ ખાસ લક્ષ્યમાં રાખવાનું છે કે આ "ઉત્તરકાલીન ગૌર્જર અપભ્રશ" કાંઈ આજના ઉત્તર ગુજરાત, "નીચેના" ગુજરાત અને સૌરાષ્ટ્ર પૂરતો જ મર્યાદિત નહોતો, એ વિશાળ મારવાડ પ્રદેશને જ નહિ છેક માળવા અને પૂર્વ દક્ષિણે આવેલા નિમાડ પ્રદેશ સુધીમાં પોતાની પાંખો પ્રસારીને રહેલો હતો અને પ્રાંતીય રૂપો ધીમે ધીમે ઊપસતાં આવતાં હતાં. [અજમેરના નાલ્હ કવિનો 'વીસલદેરાસો' (ઈ. સ. ૧૨૧૬–સં. ૧૨૭૨) એ આ ગાળાની કૃતિ છે; બેશક, એની ભાષા અર્વાચીનતા તરફ લહિયાઓ-ને હાથે ઢળી ગઇ છે] ૧૪ મી સદીના અંત સુધીમાં તો આનાં સંખ્યાબંધ

રૂપ સ્થાપિત થવા આવ્યાં હતાં. ગ્રિયર્સને ભાષા–મોજણી માટે જે વિશાળ પ્રદેશના ભાષાયૂથને 'રાજસ્થાની' એવું સગવડિયું નામ આપ્યું અને ડૉ. તેસ્સિતોરીએ જેમાંના પશ્ચિમ વિભાગની ભાષાને 'જૂની પશ્ચિમી રાજસ્થાની' નિર્દિષ્ટ કરી, તે રાજસ્થાનીની પ્રાંતીય બોલીઓ મારવાડી–મેવાડી ઢૂંઢાડી –જૈપુરી હાડૌતી અહીરવટી માળવી નિમાડી અને ગુજરાતીનાં બીજ આ ભૂમિકામાં વવાઈ ગયાં હતાં. આમાંથી માત્ર ગુજરાતી અને મારવાડીની વિકસિત ભૂમિકાને કેંદ્રમાં રાખી ડૉ. તેસ્સિતોરીએ 'જૂની પશ્ચિમી રાજસ્થાની'નું વ્યાકરણ બાંધી આપ્યું, જેને સામાન્ય રીતે આપણે ત્યાં 'મધ્યકાલીન ગુજરાતી ભાષા' કહેવામાં આવે છે, જેને શ્રી.ઉમાશંકર જોશીએ 'મારુ ગુજર' નામથી નિર્દિષ્ટ કરી, પરંતુ જેનું પ્રામાણિક નામ તો, ભાલણે પોતાની કૃતિઓમાં બતાવ્યું છે તે, **ગુજર ભાખા** જ હતું. તેસ્સિતોરીએ બધી મળી ૨૨ હાથપ્રતોનો ઉપયોગ કર્યો હતો તેમાંની પાંચ પ્રતોમાં મારવાડી ભાષાની છાંટ હતી, જેમાંની છેલ્લી બેમાં સમયની દૃષ્ટિએ આધુનિકતા તરફની હોવાને લઈ મારવાડીની ઘેરી છાંટ છે. અત્યારે તો 'ગુજર ભાખા' સાચવતી, મારવાડી ભાષા સાચવતી અને ઢૂઢાડી–જૈપુરી ભાષા સાચવતી મધ્યયુગની અનેક હાથપ્રતો મળે છે. એનાથી સ્પષ્ટ તો એ થાય છે કે તેસ્સિતોરીએ આપેલું નામ ભ્રામક છે. 'ગુજર ભાખા' કે 'જૂની ગુજરાતી' 'જૂની મારવાડી' 'જૂની ઢૂંઢાડી' એવાં નામ વધુ સ્વાભાવિક છે અને તે તે સમયની પ્રાંતીય બોલીનાં એ સૂચક છે.

'મારુ ગુજર' પણ નવી આપેલી સંજ્ઞા છે. શ્રી. ઉમાશંકર જોશી એ 'જૂની પશ્ચિમી રાજસ્થાની'ના વિકલ્પમાં સૂચવે છે. પ્રામાણિક તો એ જ છે કે 'ઉત્તરકાલીન ગૌર્જર અપભ્રંશ'ને માટે એ સંજ્ઞાનો ઉપયોગ કરવામાં આવે. વ્યાપક મારવાડ અને ગુજરાતની ભૂમિની ભાષા એક હતી ત્યારની ભૂમિકાને માટે શ્રી. ઉમાશંકરે આ નામ સૂચવ્યું, એ શુભ આશય આ જાતના સ્વીકારથી જ બર આવે એમ છે.

## ૫. ગુજર ભાખા (ઈ.સ. ૧૪૦૦—૧૬૫૦)

હવે ગુજરાતને મળેલી એની 'ગુજર ભાખા' નો વિકાસ વિચારિયે.

ગૌર્જર 'અપભ્રંશ'નાં સંખ્યાબંધ રૂપ ઘસાતાં ઘસાતાં, વિક્રમ સં. ની ૧૪ મી સદીના આરંભમાં અદૃશ્ય થતાં થતાં ૧૪ મી સદીના અંત સુધીમાં

અદૃશ્ય થઈ જાય છે અને આજે સમઝવામાં લેશ પણ તકલીફ ન પડે તેવી ભાષા-ભૂમિકા રજૂ થઈ જાય છે; જેમકે

(૧) "કાલવેલા પઢ્યૂં, વિનયહીણુ બહુમાનહીણુ ઉપધાનહીણુ ગુરુ-નિણ્હવ અનેરા-કણ્હઇં પઢ્યૂં, અનેરઇં કહઇં વ્યંજન-કૂડુ અર્થ-કૂડુ તદુભકૂડુ કૂડઉ અખ્ખરુ કાનઇ માત્રિ આગલઉ ઓછઉ દેવંદણ-વાંદણઇ પડિક્કમણઇ સઝાઉ કરતાં પઢતાં ગુણતાં હુઇ હુયઇ, અર્થકૂડુ કૂડઇં હુઇ, સૂત્રુ અર્થું બેઉ કૂડાં કહ્યાં હુઇ, જ્ઞાનોપકરણુ પાટી પોથી કમલી સાંપુડૂં સાંપુડી આશાતન પગુ લાગઉ થુંકું લાગઉં પઢતાં પ્રદ્વેષ મચ્છરુ અંતરાઇઉ હઉં કીધઉ હુઇ, તથા જ્ઞાનદ્રવ્ય ભક્ષિતુ ઉપેક્ષિતુ પ્રજ્ઞાપવધિ વિણાસ્ય વિણાસિતઉ ઊવેખ્યૂં હુંતી સક્તિ સારસંભાલ ન કીધિયઇ, અનેરઇ જ્ઞાનાચારિઉ કોઈ અતિચારુ હુઉ સૂક્ષ્મબાદરુ મનિ વંચનિ કાંઇ પક્ષદિવસમાંહિ સવહિ મિચ્છામિ દુક્કડું ॥"

(સં. ૧૩૪૦ ના એક 'અતિચાર'-કાગળના પુસ્તકમાંથી)[૧]

(૨) "ગુર વીનવિઉ અવસરિ રાઉ સવિહું એહા કરઉ પસાઉ ।
તુમ્હિ મંડાવઉ નવઉ અખાડઉ નવ નવ ભંગિ પુત્ર રમાડઉ ॥ ૧ ॥
આઇસુ વિદુરઇ દીધઉં રાઇ દહદિસિ જણવઇ જોવા ધાઈ ।
સોવન-થંભે મંચ ચડાવઇ રાણોરાણિ તે સહૂય આવઇ ॥ ૨ ॥
પહિલઉં આવઇ ગુરુ ગંગેઉ ધાયરઠ્ઠ ધરિ બઇસઇ રાઉ ।
વિદુર કૃપા ગુરુ અવર નરિંદ મંચિ ચડયા સોહઇ જિમ ચંદ ॥ ૩ ॥
કેવિ દેખાડઇ ખાંડા-સરમુ કેવિ તુરંગમ જાણઇ મરમુ ।
ચક્ર છુરી કિવિ સાબલ-ભાલઇ કિવિ હથિયાર પડંતા ઝાલઇ ॥ ૪ ॥"

(સં. ૧૪૧૦: શાલિભદ્રસૂરિ: પંચપંડવચરિત્ર, ઠવણિ ૪ થી)[૨]

(૩) મહારાજ! અનેક અનેક દેશ અનેકિ અનેકિ આશ્ચર્ય દીઠાં । × × × એક નક્ષત્ર-શ્રેણિ-સહોદરુ એકાવલી હારુ મહારાજ મઇં લાધઉ । × × × તદા કાલિ હઉં પુરુ હૂંતઉં નીસરિઉ પ્રભૂત દેશાંતર ભમતઉ હૂંતઉ દ્રુપદિકાટવી માહિ ગયઉ । તૃપાક્રાંતુ તેહ માહિ ઓરહઉં પરહઉં ઘણઉં ભમિઉ । તિહાં ફિરતઇ હૂંતઇ ગુણધરસૂરિ

૧. પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ, પૃ. ૮૭—૮૮
૨. જુઓ આપણા કવિઓ, ખંડ ૧, પૃ. ૨૬૮—૯

નામ આચાર્ય ભેટિઉ । તેહ મહાત્મા આગઇ એકાવલી હાર સારાલંકારધારકુ દેવુ એકુ દેવી સહિતુ, મહાત્મા તણા મુખ હૂંતઉ ધર્મ જિનપ્રણીતું સાંભલતઉ દીઠઉ । હઉં પુણિ વાંદી કરી તિહાં બઇઠઉ । મૂ-રહઇં પુણિ ધર્મું સાંભલતાં તૃસ સર્વથા નાઠી । આપણા બાંધવ જિમ મૂં દેખતાં હૂતાં તેહ દેવ-રહઇં મૂં ઉપરિ મહાંત પ્રીતિ ઉલ્લસી । તઉ પાછઇ તિણિ દેવિ મહાત્મા પૂછિઉ-'ભગવન ! મૂં-રહઇ એહ ઊપરિ કિસા કારણ લગી સ્નેહ તણઉ અતિશઉ' । મહાત્મા ભણઇ-'એહ ભવતઉ પૂર્વભવિ કૌશાંબી નગરી માહિં જયરાજેંદ્ર તણા તુમ્હે વિજય વૈજયંત નામહં કરી પ્રસિદ્ધ પુત્ર હૂતા । તુમ્હારી માતા દૈવજોગઇ તઉ પરલોકિ ગઈ । × × × × × તુમ્હ માહિ જયેષ્ઠુ મરી કરી પ્રથમ દેવલોકિ વિદ્યુત્પ્રભાભિધાનુ દેવ હૂયઉ । તઉ લહુડઉ વિદ્યુત્સુંદરુ નામિ તિહાંઇ જિ દેવ હૂયઉ તિહાંહૂંતઉ વડઉ ભાઇ ચવી કરી વિજયવતી નગરી માહિ મદનદત્તુ નામિ નરવર્મ રાજેંદ્ર નઉ મિત્રુ વાણિયા નઉ પુત્રુ હૂયઉ । સુ પુણિ હૂઇઉ ધનકારણિ ફિરતઉ હૂંતઉ હવડાં તઈં દીઠઉ । તિણિ કારણિ તૂ રહઇં એક વિષઇ સ્નેહાતિસઉ । ઇસઉં તિણિ દેવિ એઉ એકાવલી હાર મૂ-રહઇં દીધઉ ॥"

(સં. ૧૪૧૧ : તરુણપ્રભસૂરિની ગદ્યકૃતિ-પ્રાચીન ગુજ. ગદ્ય સંદર્ભ, ૧-૧-૩)

આ અવતરણો જોતાં અર્વાચીન ગુજરાતી સમઝનારાને કાંઈ ખાસ અઘરું ન પડે તેવું ભાષાસ્વરૂપ આમાં આવી મળ્યું છે. જ્યાં "રાસયુગ' પૂરો થવા આવે છે તે સમયનું આ એક નીચેનું અવતરણ એનાથી પણ પછીના સમયનો બોધ કરી આપે છે :

(૪) કાદંબરી અટવીઇ વટવૃક્ષ ૨ સૂડા સગા ભાઇ હૂતા । એક સૂડઓ ભીલે લીધઓ । પર્વત-પાલિ માંહિ વાધિઓ તેહ ભણી ગિરિ-શુક કહીવરાઈ । બીજઓ સૂડઓ તાપસે લીધઓ તેહના તપોવન માંહિ વાધિઓ તેહ ભણી તે પુષ્પ-શુક કહીઇં । એક વાર વસંતપુરનુ સ્વામી વિપરીત-શિક્ષિત ઘોડઇં અપહારિઓ । અટવી માંહિ આવિઓ । ગિરિ-શુક રાય-હૂઇં કહઇં-ભો । ધાઓ, ઘોડા આભરણ સહિત રાજા જાઈ છઈ; તુમ્હે લીઓ । તે વાત સાંભલી રાજા ગાઢઓ બીહનુ । રાજા ચાલી ઊતાવલુ તાપસનઇં આશ્રમિ ગિઓ । તિહાં પુષ્પ-શુક કહઇં-ભો તાપસો । ઊઠઓ, તુમ્હારઇં અતિથિ રાજા આવિઓ; આસન માંડઓ. પરહુણાઇ કરઓ । તાપસે આસન માંડિઉં, વનફલ ભોજન કરાવિઉં । રાજા સુસ્થિઓ થિકુ

પૂછઇ-તુમ્હે ખિ સૂડા સરિષા જ દેખું છું; અનઇ એવડઉં બોલવાનૂં આંતરું કાંઇ। પુષ્પશુક કહિવા લાગિઓ-રાજન! સંસર્ગનું વિશેષ। નહી તુ અમ્હે બેહૂ સગા ભાઇ।

[વિ. સં. ૧૪૫૫-૬૦ આસપાસની સોમસુંદરસૂરિની ગદ્ય કથાઓ][1]

આ છેલ્લું સ્વરૂપ તો ભાષા અર્વાચીનતાની કેટલી નજીક છે એનો ખ્યાલ આપે છે. ઉચ્ચારણગત તત્ત્વ અર્વાચીનતાની કેટલી હદ સુધી પહોંચ્યું હતું એ આમાં 'બીલે, વાધિઓ, આવિઓ, ધાઓ, ગિઓ, માંડિઉં, દેખું છું, બોલવાનૂં, અમ્હારૂં, સૂડાનૂં' વગેરે રૂપોમાં સ્પષ્ટ છે.

ઉપરનાં અવતરણોમાં બાકી સામાન્ય રીતે अउ अउं अइ अइं જુદા મળે છે, છતાં ત્રીજી તેમજ સાતમી વિભક્તિમાં તિણિ જેવામાં છે તેમ અંતર્ગત પણ થઈ ગયા છે. આમાંનો વિકાસ अउ=ओ, अउं=ॐ કે उं, अइ=इ કે ए, अइं-एं આ સ્થિતિ પણ પ્રચુરતા પામતી હતી. આમ મધ્યકાલીન ગુજરાતીનો આરંભ સં.૧૪૦૦ આસપાસથી સુસ્પષ્ટ થઈ ચૂકયો હતો.

આ યુગના અંતભાગમાં એક વિશિષ્ટતા દાખલ થાય છે તે छइ વગેરેનો વર્તમાનકાળમાં સાહાય્યકારક જેવી દશામાં પ્રયોગ. આની આછી શરૂઆત ઉપર (૧) માંની સં. ૧૩૩૮ ની આરાધનામાં "ભણિયઉ અચ્છઇ"માં[2] છે; પણ ત્યાં ભૂતકૃદંત સાથે છે, જ્યારે સોમસુંદરસૂરિના ગદ્યમાં તો વ્યાપકતા થઈ ગઈ જ છે, એ ઉપરના છેલ્લા અવતરણમાં 'દેખું છું' 'જાઇ છઇ'માં સ્પષ્ટ છે.

'રાસયુગ' ઈ. સ. ૧૨૦૦ આસપાસ ('ભરતેશ્વર બાહુબલિ-રાસ' ની રચના ઈ. સ. ૧૧૮૫-સં. ૧૨૪૧-પહેલી 'ઉત્તરકાલીન ગૌર્જર અપભ્રંશ'ની) થી અપભ્રંશની લાક્ષણિકતાઓ ઓસરવા લાગી અને

---

૧. પ્રાચીન ગુજ. ગદ્યસંદર્ભ, પૃ. ૯૦

૨. વિ. સં. ૧૨૭૨ના 'વીસલદે રાસો'માં ભૂતકૃદંત સાથે આવો अछइ વગેરેનો પ્રયોગ તો બહુ સામાન્ય છે; ઉપરાંત છૂં छइ छू ના અર્થમાં 'हू' એવાં વર્તમાન કાળનાં ચાલુ રૂપો સાથે પણ મળે છે: 'જાણે ઉદયાચલ ઉગઇ છઇ ભાણ ॥ ૬-૨૪' વગેરે. સ્વરૂપ ઉપરથી જોતાં આ કાંઈક મોડેનાં ઉમેરણ લાગે છે; એટલે કે ૧૫મી સદીમાં આ પ્રયોગ દાખલ થયો ત્યારથી ઉમેરાયાં જણાય છે. છંદમાં પ્રાય: हूं छइ વધી પડતાં જણાય છે.

ઈ. સ. ૧૪૦૦ આસપાસ આવતાં ગુજરાતની તળપદી લાક્ષણિકતાઓ સ્થાપિત થઈ જાય છે. અજ્ઞાત કવિનો 'વસંતવિલાસ ફાગુ' આ સંધિકાળની કૃતિ છે, તો ઈ. સ. ૧૩૯૪ ( સં. ૧૪૫૦ )ના સં. વ્યાકરણ 'મુગ્ધાવબોધ ઔક્તિક'ના માધ્યમ-રૂપે નિરૂપાયેલી સ્થાનિક ભાષામાં વિકસિત જૂની ગુજરાતી જ દર્શન આપે છે. આનું આપણે સામાન્ય નામ 'મધ્યકાલીન ગુજરાતી' આપ્યું છે. 'રાસયુગ' આ નવી ભૂમિકામાં પણ થોડાં વર્ષ લંબાય છે અને નરસિંહ મહેતાની સાહિત્યસેવા (ઈ. સ. ૧૪૩૫–સં. ૧૪૯૧ લગભગ )થી 'આદિભક્તિયુગ' આરંભાઈને અંદાજે બીજાં ૭૫ વર્ષમાં ભાલણ–મીરાંની સાહિત્યસેવાના અનુસંધાનમાં નાકરથી તો સિદ્ધ સ્વરૂપમાં 'આખ્યાન–યુગ' સ્થાપિત થાય છે, જે પ્રેમાનંદની સાહિત્યસેવા ( ઈ. સ. ૧૬૭૦–૧૭૧૦ લગભગ) સુધી લંબાય છે; પરંતુ મધ્યકાલીન ગુજરાતી ભૂમિકા તો ઈ. સ. ૧૬૨૫ આસપાસ પૂર્ણ થઈ અર્વાચીન ભૂમિકામાં પ્રવેશ કરે છે, જેમાં અવિચલદાસ વૈકુંઠ અખો નરહરિ ગોપાળ પ્રેમાનંદ વગેરેની સાહિત્યસેવા ફાલે છે. પ્રેમાનંદે તો 'દશમસ્કંધ' માં "બાંધું નાગદમણ **ગુજરાતી ભાષા**" ( ૧૬–૫૪ ) એમ સ્પષ્ટ નામોલ્લેખ કર્યો છે. પ્રેમાનંદનો જન્મ ઈ. સ. ૧૬૪૫–સં. ૧૭૦૧ આસપાસ નિશ્ચિત જેવો છે; તો ઈ. સ. ૧૭૩૧માં લા ક્રોશે નામના બર્લિન ( જર્મની ) ના એક ગ્રંથસંગ્રાહકે પોતાના એક પત્રમાં હિંદની જુદી જુદી ભાષાઓને ગણાવતાં गुत्सरातिका લિંગ્વાનો નિર્દેશ કર્યો છે. પ્રેમાનંદનો પૂર્વકાલીન અખો તો પોતાની ભાષાને 'પ્રાકૃત' જ કહી સંતોષ લે છે. નરસિંહ મહેતાને નામે ચડેલા 'સુરત-સંગ્રામ' (૭૨–૨) માં 'અપભ્રષ્ટ ગિરા' શબ્દ નોંધાયો છે, પરંતુ એ કાવ્ય નરસિંહનું સર્વથા નથી અને છેક ઓગણીસમી સદીની છેલ્લી પચીશીની બનાવટી રચના છે; પ્રામાણિક નિર્દેશ તો ભાલણનો છે. એ પણ 'કથામાત્ર એ નૈષધ રાની **અપભ્રંશ** એ દાખી' (૧–૧૧) એમ 'નલાખ્યાન'માં કહે છે, કાદંબરીમાં 'ભાષાબંધ' ( ૧–૫ ) થી માત્ર 'ભાષા' કહે છે, પરંતુ '**ગુજર ભાખા**એ નલરાજાના ગુણ મનોહર ગાઉં" (નલા. ૧–૧) એમ પણ 'નલાખ્યાન' માં અને પછી 'દશમસ્કંધ'માંનાં 'રુક્મિણીહરણ' અને 'સત્યભામાવિવાહ'માં પણ 'ગુજર ભાખા' જ કહે છે, એટલે 'મધ્યકાલીન ગુજરાતી' 'જૂની ગુજરાતી' એ કૃત્રિમ નામોને બદલે ભાલણે સ્વીકારેલું '**ગુજર ભાખા**' નામ સ્પષ્ટ રીતે પ્રામાણિક છે. આનું જ નામ શ્રી. ઉમાશંકર જોશીએ આપેલું 'મારુ-ગુર્જર' તો 'ઉત્તરકાલીન ગૌર્જર અપભ્રંશ'-

તે માટે છેં એ ઉપર સ્પષ્ટ કર્યું છે, અને 'જૂની પશ્ચિમી રાજસ્થાની' તો સ્પષ્ટ રીતે ભ્રામક નામ છે એ ફરી કહેવાની જરૂર નથી. આ 'ગુર્જર ભાખા'ની ચાર ભૂમિકાઓ અગાઉ મારા તરફથી 'મધ્યકાલીન ગુજરાતી' ની ચાર ભૂમિકાઓ તરીકે બતાવવામાં આવી છે: ૧. પહેલી શુદ્ધ ભૂમિકા, ૨. બીજી મિશ્રભૂમિકા, ૩. ત્રીજી શુદ્ધ ભૂમિકા, ૪. ચોથી મિશ્રભૂમિકા. બીજી મિશ્રભૂમિકામાં ૧લી–૩જી ના સંસ્કારોનું મિશ્રણ, તો ચોથી મિશ્રભૂમિકામાં ૩જી–અને અર્વાચીન ગુજ. ભૂમિકાના સંસ્કારોનું મિશ્રણ એવો આશય છે. અંદાજે ૭૫–૭૫ વર્ષનો આ ગાળો તે તે સમયમાં લખાયેલી હાથ-પ્રતોને આધારે બતાવવામાં આવ્યો છે. ઉપર આપેલા વિકસિત નમૂના **પહેલી શુદ્ધ ભૂમિકાના** છે. આપણે અહીં નીચે ચારે ભૂમિકા એનાં લક્ષણો સાથે વિચારિયે:

**પહેલી શુદ્ધભૂમિકા:**

(૧) જેહનઇ કારણિ ક્રિયા કર્ત્તા કર્મ્મ હુઇ અનઇ જેહ–રહઇં દાન દીજઇ, કોપ કીજઇ તિહાં સમ્પ્રદાનિ ચતુર્થી। વિવેકિઉ મોક્ષનઇ કારણિ ખપઇ......કઉણનઇ કારણિ, મોક્ષનઇ...... ।

જેહતઉ હુંતઉ થઉ થકઉ ઇત્યાદિ બોલિવઇ જેહ વસ્તુનઇં પરિત્યાગ સૂચીઇ તે અપાદાન।......

એહનઉ તણઉ એહ–રહઇં કિહિં ઇત્યાદિ બોલિવઇ ઉક્તિ-માંહિ જેહ વસ્તુ–રહઇં કારક-સિઉં અથવા સંબન્ધ–સિઉં સ્વ–સ્વામિત્વવાચક સંબન્ધ સૂચીયઇ। ......

......જે કર્ત્તાનઉ અથવા જે કર્મ્મનઉ આધાર હુઇ.... ।
(મુગ્ધાવબોધ ઔક્તિક, પૃ. ૩–૪)

(૨) હિવ આગલિ દીઠઉ રાજા પૃથ્વીચંદ્ર, નિહાલિઉ તેહ તણઉ મુખચંદ્ર, ઊલટિઉ આનન્દસાગર, મનિ ચીંતવઇ એઉ સહી ગુણ તણઉ આગર। તિવારઇં પ્રતીહારીયઇં કહિઉં હે કુમારિ, સાંભલિ, પુરા પૂર્વઇં સગર ચક્રવર્તિ હૂઉ વિખ્યાત વસુધાતલિ। જેહ સગર ચક્રવર્તિ તણઇ ચઉરાસી લાખ હસ્તી.....ગામ થોડઉં કાઢતાં છન્નૂ કોડિ સાહણુ મિલઇં। (પૃ. ૧૧૩)

રાજા કુમારિ અનઇ પૃથ્વીચન્દ્ર સહિત આવાસિ પહુતા। રાય ઉતારે હૂયા।. ભોજનમંડપ ઊપરિ ધ્વજ લહલહિયા......। હિવ ભોજન તણી માંડણી। બઇઠી પાંતિ, જિમણહાર પરીસણહાર બિહુ–રહઇં ખાંતિ। પહિલઉં પરીસ્યા ફલાવલી ખંડખાદ્ય પકવાન્ન, પછઇ પરીસ્યાં ઉણ્હા અન્ન। તાં વિશાલ સ્થાલિ, પરીસી શાલિ દાલિ, ઘૃત તણી નાલિ, પાખલિ શાક તણી પાલિ, ઊપરિ કૂર કરમ્બા દહીં વાપરઇં। ઇણિ પરિ લોક ભોજન કરઇં। (પૃ. ૧૧૭).

એ ચતુર્દશ સ્વપ્ન દેખી રાણી જાગી, નિદ્રા ભાગી, મનિ વિમાસવા લાગિ। મઇં તાં એ ચઊદ સુમિણાં દીઠાં, ઇહિ તણાં ફલ હુસિઇ અત્યન્ત મીઠાં। તઉ સ્વામી કન્હઇ જાઇસુ, નિઃસંદેહ થાઇસુ।

('પૃથ્વીચંદ્રચરિત, પૃ. ૧૨૧, ગાયક. પ્રાચ્ય વિદ્યામંદિર)

**પહેલી શુદ્ધ ભૂમિકાનું વ્યાકરણ**: 'મુગ્ધાવબોધ ઔક્તિક' માં ચોકકસાઇપૂર્વક વ્યાકરણ તારવી આપવામાં આવ્યું છે. એ અને એ સમયના અન્ય નમૂનાઓમાંથી નીચે પ્રમાણે વ્યાકરણ તારવી શકાય છે:

### નામ

| વિભક્તિ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧–૨ | (નર.) પ્રાહુણઉ, કુશલીઉ, હાથીઉ, પાઉ, રાઉ, વિદ્વાંસ, બાલક, સારથી, જિનવરુ, બોકડુ, | (નર.) ઘોડા, પંખીઆ, વાણિઆ, બિન્દૂઆ, ચોર, વેરી |
| | (નારી) માલા, પીઠ, સાપિણિ, | (નારી.) કીડી, માલા, રિદ્ધિ |
| | (નાન્ય.) આઊખું, આરોગપણઉં, (૨ જીમાં 'નઇ 'પ્રતિ' 'રહઇં' અનુગો) | (નાન્ય.) મોટકાં, ઈંડાં |
| ૩. | (નર-નાન્ય.) પસાઇં, રાઇં, નિશ્ચઇં, લોભિ, સુખિં, પાપીઇ, ગુરિં, મહાત્માં, રાજાં, દેહઇં, શોકઇં, રાજાઅઇં, મંત્રીયઇં, | (નર-નાન્ય.) વ્યાધિઇં, વિવેકીઇ, પાણીઇં, સાધુઇ, હેતુઇ; ગુણિહિં |
| | (નારી) માક્ષાઇં, મહિમાઇં, ગાઇ, સ્ત્રીઇ; બુદ્ધિઇં; અવસિઇં (૩ જીમાં 'કરી' 'પાહિ' 'સાથિ' 'સિઉ' અનુગોથી) | (નારી) દોરીઇં, સ્ત્રીઇ રિદ્ધિઇહિં |

૪. આ વિભક્તિ 'નઇ' અનુગથી અને છે. એ. વ. પ્રમાણે.
( ઉપરાંત 'માટઇ' 'ભણી' ,,
'રહઇ' 'રઇ' 'કન્હઇ' અનુગોથી )

૫. કોપાં, ભગવન્ત-કન્હાં ( 'આં' પ્રત્યય ) એ. વ. પ્રમાણે
(ઉપરાંત 'તઉ' 'થઉ' 'થકઉ'
'થકી' 'થી' 'પાહિ' 'લગઇ-લગી'
'હુંતઉ' 'હુતી' વગેરે અનુગોથી

૬. વનહ, મનહ; 'નુ' 'અનગ'થી—કરહાં; વાલ્હાંના, ચારિત્રિયાના
તાલૂઆનુ, હાથીયાની (ઉપરાંત
તણઉં 'કેરઉ' 'રેસિ' 'રહઇં' 'ચઉ'
અનુગોથી )

૭. વિદ્યાઇ, શિબિકાઇ, રૂપાઇ, રાત્રઇ; દિવસિ
સૂરિ, ગોઆલિ, સમઇ, કૂઇ,
હીઇ, નગરીઅઇ, નગરીયઇં,
( 'તાંઇ' પાસઇ' 'મઝારિ'
'માઝિ' 'માંહિ' 'માં' અનુગોથી )

સંબો. ગોરંભા, માંમા બાપડા, કરહા જીવ લોકો, જીવો; સાધો; નરે, નાર

વિશેષણોને 'નામ' જેમ જ પ્રત્યયો લાગવાનું વલણ ચાલુ હતું: વિવેક-રૂપીઉ હાથીઉ, ધૂયડ-તણઉ શિશુ; ઘણઇ આડમ્બરિ, સ્નેહ-નઇં રાગિઇ, નામની સરખાઇઇ વગેરે

તુલનાત્મક રૂપો: 'એર' પ્રત્યય ( સં.તરમાંથી ): ગાઢેરઉં, ગાઢેરડઉં. 'પાહિ' 'પાહન્તિ' 'ચકઉ—ચકી—થી' અનુગોથી ભાવ બતાવતા: 'એક એક પાંહિ અધિક' વગેરે. આવે સમયે સાદું વિશેષણ જ મુકાતું.

સંખ્યાવાચક વિશેષણોએ જનવાણીપણું છોડવા માંડ્યું હતું: બિ, તિન્ન, ચ્યારિ, ઇગ્યાર, —હ, ચઉદહ—ચઉદ, પન્નરહ—પનર, સતરહ—સતર, અઢારહ-અઢાર, નવર (૧૯), ચઉવીસ, પાણુવીસ—પણવીસ, ચઉત્રીસ, પણત્રીસ-પઇત્રીસ—પટતીસ—પાંત્રીસ, અટ્ઠાત્રીસ, એગુણચાલીસ, ચ્યાલીસ, બિતાલીસ—અઇતાલીસ, ત્રયાલીસ, પંચિતાલીસ, છઇંહઇતાલીસ, સતતાલીસ, અડતાલીસ, ઉગણપંચાસ, પંચાસ, સાઠિ, ત્રેસઠિ, ચઉસઠિ, છાસઠિ, સત્તરિ

(૭૦), એકોતરઇ, બહત્તરિ–બહતરિ–બહુતરિ–બુહતરિ–બુહુતરિ, સોલોતર, સત્તોત્તર, અઠ્ઠોત્તરિ–અટ્ઠોત્તર, અઇસિ (૮૦), ઇક્યાસી, ચઉરાસી, છ્યાણૂ (૯૬), સઉ (૧૦૦),—આ સિવાયની સંખ્યાઓ અર્વાચીન કોટિએ પહોંચેલી જોવા મળે છે.

**સંખ્યાવૃત્તિમાં** 'મ' પ્રત્યય વ્યાપક હતો જ, પણ પહિલઉ, બીજઉ, ત્રીજઉ, ચઉથઉ, છઠ્ઠઉ એ સંસ્કૃતોત્થ રીતે હતાં. એગુણવીસમઉ, ત્રેવીસમઉ, તો 'અનન્તમઉ' પણ.

### સર્વનામ: હૂં

| વિ. | એ.વ. | બ. વ. |
|---|---|---|
| ૧ | હૂં, હું, હૂંઅ–હૂંય | અમ્હે, અમ્હિ |
| ૨ | ... | ... |
| ૩ | મઇં | [ અમ્હે, અમ્હઇં ] |
| ૪ | મુહિ; માહરઇ–ઇં; મઝનઇ, મુઝ-નઇ; મઝ-રહઇં; મૂં-નંઇ, મૂંહ-નઇ, મો-નઇ | અમ્હારઇ,–ઇં; અંમ્હ-નઇ |
| ૫ | ... | ... |
| ૬ | મુઝ, મઝ; મૂં–મૂંહ, મો; માહરઉ–માહારાઉ | અમ્હહ; અમ્હારઉ |
| ૭ | [ માહરઇ–માહારઇ ] | [ અમ્હારઇ ] |

૧ લા–૨ જા પુરુષનું 'આપાં' (આપણે) અને ૪ વિ.માં 'આપણઇં' પણ

### તૂં

| વિ. | એ. વ. | બ. વ, |
|---|---|---|
| ૧ | તઉં, તૂં, તૂંઅ, તૂંહ | તુમ્હે, તુમ્હિ, તમ્હે, તમ્હિ, તુહે |
| ૨ | ... | ... |
| ૩ | તઇં, તિં | ... |
| ૪ | તાહરઇ, તુઝનઇ, તઝ-રહઇં, તૂં-નઇ, તૂં-નઇ, તૂંહ-નઇ | તુમ્હારઇ, તમ્હારઇ |
| ૫ | ... | ... |
| ૬ | તુઝ, તઝ, તૂંહ, તુહ; તાહરઉ, | તુમ્હારઉ, તમ્હારઉ |
| ૭ | [ તાહરઇ–તાહારઇ ] | [ તુમ્હારઇ, તમ્હારઇ ] |

**બીજાં સર્વનામો : દર્શક**

| વિ. | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧–૨ | એહ-એ; આ; જો, જુ, જં, જેહ–જે; સોઇ, સોય, સુ, સા (નારી.) | એ–એહ; જે, જેઅ, જેહ; તે, તેઅ, તેહ |
| ૩ | એણઇં, ઇણિઇં; તેહ, તે; એણી (નારી.); જેણઇં, જીણઇં, જેણિઇં, જિણઇ, જેણીયઇ (નારી.), તેણઇ, તીણઇ, તેણિઇં, તિણઇ, તેણીયઇ ( નારી. ) | એહે, એણે; જેહે, જેણઇં, જીણઇં, જેઉણોઇં; તેહે, તીએ, તીયે, તેણે, તીણે, તેણઇ, તીણઇં, તેઉણોઇ |
| ૪ | [ 'નઇ' અનુગ લાગીને ] | [ એ. વ. પ્રમાણે ] |
| ૫ | ઇહાં, ઇહ; આહાં-અહાં; જાં, જિહાં, જુ, જઉ; તાં, તિહાં, તઉ, તુ | ... |
| ૬ | એહનુ, એંનુ; જાસ–જસ, જેહનુ, જેનું; તાસ, તસ–તહે-તેહ-તીહ -તેનુ | ઇયાં, એહ-નુ; જેહ-જીહ-નુ, જેહં, જેનુ; તેહ-તીહ-તેનુ, તેહં |
| ૭ | એહીં, એણઇ–એણઇં, ઇણિઇ; અહીં, આણઇ; જહીં, જિહિં, જેણઇ, જીણઇ; તહીં, તાહિં, તેણઇ, તીણઇ. | [ એહે, એણે ] [એ. વ. પ્રમાણે ] |

નીચેનાં 'પ્રશ્નાર્થ' અને 'અનિશ્ચિત' સર્વનામોનાં રૂપ :

| વિ. | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧–૧ | કવણ, કઉણ, કો; કોઇ-ઈ, કોવિ, કોય; કાંઇ–ઈં | ...; કેઈ, કેઇ, કેવિ, કેહ |
| ૩ | કઉણઇં, કઉણિઇં, કુણઇં; કિણઇં, કણઇ, કીયઇ | કેહે; કુણે, કીયે |
| ૫ | કાં, કિહાં ... | ... |
| ૬ | કહ; કુણહ, કિણ–કેહ–કહિનુ | કેહં, કેહ-નુ |
| ૭ | કુણઇં, કુણહઇં, કહીં, કહીંઇ, કેણઇં, કેહઇં;... | [ એ. વ. પ્રમાણે ] |

૫ મીના પ્રત્યયવાળાં અવ્યયાત્મક : ઇહાં-ઇહિાં અહાં-આંહાં જિહાં તિહાં કિહાં

૭ મીના પ્રત્યયવાળાં અવ્યયાત્મક : અહીં જહીં જિહીં તહીં કહીં

રૂપાખ્યાન ન પામેલાં અવ્યયાત્મક : ઇમ જિમ તિમ કિમ, ઇમિં જીમ વગેરે પણ

સમયવાચક : અવ જવ તવે કવ ; જિવારઇ તિવારઇ કિવારઇ, જિહિવારઇ-જિહારઇ, કિહિવારઇ-કિહારઇ, તિહિવારઇ-તિહારઇ :

**સ્વવાચક સર્વનામ** : ૧. આપ; ૨. આપણઉ, આપણપૂ; ૩. આપણપઈં પોતં; ૬. આપણઉ, આપઆપણઉ, આપણપાનંઉ; ૪–૭. આપણપઇં,–ઇ

**સાર્વનામિક વિશેષણો** : ૧. સમૂહવાચક : એતઉ જેતઉ તેતઉ કેતઉ, એતલઉ જેતલઉ તેતલઉ કેતલઉ, એવડઉ જેવડઉ તેવડઉ કેવડઉ; ૨. ગુણવાચક : ઇસઉ જિસઉ તિસઉ કિસઉ, એહઉ જેહઉ તેહઉ કેહઉ, એહવઉ જેહવઉ તેહવઉ કેહવઉ (એહ્વઉ વગેરેના રૂપમાં પણ); ૩ સ્થળવાચક : જૈથઉ તૈથઉ કૈથઉ

**સામાન્ય સર્વનામ** : સહૂ, સવિ

**અનિશ્ચિત સંયુક્ત સર્વનામો** : કોઈ એક કોએક કોઈક, કાંઇએક, બ.વ.માં કે–એક કે-ઇક કેઈક; વિશેષણાત્મક: કેતલઉએક, કેતલાએક

**અવ્યયો** :

**ક્રિયાવિશેષણો** : ૩ જી વિભક્તિનાં : આડઇં કષ્ટઇં જોડિલઇ દોહિલઇં નિશ્ચઇં પ્રાહઇં–પ્રાહિઇં મઉડઇં રૂડઇં, વેગિ સહજિ સાચઇં સાથઇં પરિઇં; ૭ મી વિભક્તિનાં : અરઇપરઇ આસપાસઇ કેડઇ દૂરિ–દૂરઇં પાખલિ (=ફરતે) બાહરિ માંહઇં વિચિ હેઠલિં; કાલ્હિ–કાલિ (=કાલે) પરમઇં (= પરમ દિવસે); આગઇ આગલિ પાછઇ–પછઇ પાછલિ; ધણઉં વલતૂં નીચું; અજી (=હજી), સહી નહીં નવિ મમ મન(=મા)–મત; ઇ (= ય) જિ (=જ) ઉ–ઊ (= પણ) હી (= જ)

**નામયોગીઓ** : ઉપર વિભક્તિનાં રૂપાખ્યાનોમાં વપરાતા 'અનુગો' એ બધાં નામયોગીઓ જ.

**ઉભયાન્વયી** : ૧. સમુચ્ચયવાચક : અનઇ,–ઇં નઇ પિણ–પિણિ–પણિ વલી; ૨. વિરોધવાચક : પુણ–પણિ–પિણ–પિણિ; ૩. વિકલ્પવાચક કઇ–કઇ;

૪. શરતવાચક : નહીંતઉ નહીંતરિ જઇ–જઉ તઉ; ૫. સંમતિસૂચક : તુહઇ –તઉહી; ૬. હેતુવાચક : તઉ જિમ–તિમ વગેરે; ૭. નિષેધાર્થભાવ : રાખે –રખે; ૮. અપેક્ષાપૂરક : જં–જે (=કે); ૯. ઉત્પ્રેક્ષાવાચક : જાણે (સં. જ્ઞાનેમાંથી તત્સમ પ્રાકૃત)

## ક્રિયાપદ

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧ | કરઉં, કહઉં, પીઉં, છઉં–અછઉં, દાઝઉં, બઇસઉં | કરઉં વગેરે એ.વ. પ્રમાણે |
| ૨ | કરઇ, પડઇં, ભરઇ, છઇ | કરઉ, લહઉ, જાણઉ, કહેઉ; જૂઉ |
| ૩ | કરઇ, થાઅઇ,–થાઇ, જૂઇ, હોઇ, ધાઇ, અછઇ–છઇ | કરઇં,–ઇં, મિહિલઇં |

૧ લા પુ.,બ.વ.માં કર્મણિ ૩ જા પુ.,એ.વ.નાં પાલીઇ—ટાલીઇ કહીઇ કીજીઇ વગેરે રૂપો કર્તરિ–અર્થે વપરાવાનું પણ જાણવામાં આવ્યું છે.

એ.વ.માં ‘કરઉ’ છે તે અપ. ‘કરઉ’ જ છે, પરંતુ બ.વ.માં ‘કરઉ’ છે તે તો અપ.ના ‘કરહુ’ના વિકાસમાં છે. આ રૂપ ઘસાતું જાય છે અને કર્મણિ રૂપો, ઉપર સૂચવ્યા પ્રમાણે, વ્યાપક બનતાં જાય છે.

વળી ‘અછ–છ’ અંગનાં રૂપ સહાયકારક તરીકે આવીને વર્તમાન અર્થ બતાવવા વ્યાપક બનતાં જાય છે : જાઉં છઉં, ઉધ્રાડઉં છઉં, કહઇ છઇ, જોઇ છઇ; ભમઇ છઇ.

## આજ્ઞાર્થ

| | | |
|---|---|---|
| ૨. | કરિ–કરુ–કરે વગેરે | કરઉ વગેરે |
| | થા, જા, જો વગેરે | થાઉ, જાઉ; જોઉ, દિઉ |
| ૩ | છઉ, હઉ વગેરે | પડઇ, પડઉ વગેરે |

તેસ્સિતોરી જેને આશીર્વાદાર્થ કહે છે તે ભવિષ્ય-અર્થનાં રૂપ આ ભૂમિકામાં વિપુલતાથી પ્રયોજાયાં છે:

૨ કરિજે, જાણિજે, હોઇજે — સુણજો–સુણિજયો, કરજયો, જાજયો, સાંભલજયો, પડજયો, હોજયો–હજયો વ.

૩ હુજયે, જોઇજે …

## ભવિષ્યકાળ

૧ જાઇસુ, બોલિસુ, કરિસિ, ધરિસિઉં, થુણસિઉં, કરેસિઉં — બોલિસિઉં, પામિસિઉં, કરિસ્યઉં, મરિસ્યઉં

૨ જાઇસિ, હુઇસિઇ, કહિસિ — થાઇસિઉ, જીપિસ્યઉ, કરિસિઉ

૩ કહિસિઇ, દેસિઇ, મિલિસ્યઇ, કરિસઇ, લહસિઇ, પૂછેસઇ, કરેસિઇ — કહિસઇં, ધરસ્યઇં, આવીસઇં

સહાયકારક 'અછ-છ' 'હૂતઉં' ઉપરાંત 'જોઇયિઇ'(=જોઇયે) પણ મળે છે.

## વર્તમાન–કર્મણિ

(૧) ઇજઇ: કીજઇ, દીજઇ, લીજઇ, પીજઇ, કહીજઇ, પામીજઇ, ભોગવીજઇ, મૂકીજઇ (સં. યના इय થયા પછી इज्जના વિકાસમાં)

૨. ઇયિઇ: દીયઇ, લીયઇ, કરીયઇ, કુહીયઇ, જઇયિઇ, જોઇયિઇ, ગણીયઇ, રમીયઇ ('ઇજઇ'નો 'ઇયિઇ' થયેલો છે.)

(૩) ઇઇ: ('ઇયિઇ'નું લાઘવ થતાં) કરીઇ, ધરીઇં, કહીઇ, જાણીઇં, વાવીઇ, કરાવીઇ, જીવીઇ

ભવિષ્યકાળમાં 'ઇજ' અને 'ઇ' અંગને સ્થાન આપી રૂપ બને: કીજિસઇ, લીજિસ્યઇ, કહીસ્યઇ, કહીસિઇ વગેરે.

## કર્મણિનાં નવાં રૂપ

તેસ્સિતોરી જેને શકયાર્થ કર્મણિ કહે છે તે રૂપો ધાતુને આ લગાડી મેળવવામાં આવતાં અને પછી અકારાંત ધાતુની જેમ રૂપ થતાં; જેમકે છેતરાઇ, પૂરાઇં, મુકાઇં, કહિવાઇ, હણાઇ; પચાઇસિ.

## પ્રેરક રૂપો

પ્રેરક રૂપો આ ભૂમિકામાં ચાર રૂપમાં મળે છે:

૧. અકર્મકનો કર્મક પ્રયોગ: ઊતરઇ'નું 'ઊતારઇ,' એ પ્રમાણે 'પડઇ'નું 'પાડઇ', 'મરઇ' નું 'મારઇ', 'તપઇ' નું 'તાપઇ' (–આ વૃદ્ધિરૂપો સં. પરંપરાનાં છે.)

૨. 'આવ્' લગાડ્યે (સં. પ્રત્યય આપય્‌ના વિકાસમાં): અપાવઇ, બોલાવઇ, ભોલવઇ, મેલવઇ, શીખવઇ, સોસવઇ.

૩. 'આડ' 'આર' લગાડીને: ઊડાડઇ, જગાડઇ, નસાડઇ, દેખાડઇ, બઇસાડઇ, પમાડઇ, લગાડઇ, ઘટારઇ, દિવારઇ, બઇસારઇ, દિવારઇ, સૂઆ-રઇ, ગવારઇ

૪. બેવડાં પ્રેરક: મેલવાડઇ કહવારઇ, ખવરાવઇ, જોવરાવઇ, લિવરા-વઇ, સહવરાવઇ.

**વર્તમાન કૃદંત:** 'અન્ત' 'અત' પ્રત્યય: ચાલંતઉ, ધરંતુઉ, બીહં-તિઇ (નારી. ૩ જી વિ.), ફિરંતા, કરંતી (નારી.), થાકતઉં (નાન્ય.), છાંડતા (બ.વ.), ઊગતઇ (૭ મી વિ.)

આ કૃદંતે દીર્ઘકાલીન ભૂતકાળનો સાતત્ય અર્થ સાચવતાં રૂપ કરી આપ્યાં છે; જેમકે 'જિ-વારઇ ઋષભ કુલાગારપણઇ **વર્તતા** તદા જુગ-લિયા......ફલાહાર કરતા'.

ક્રિયાતિપત્તિનો અર્થ આપવા નિર્બળ અંગ પણ ઉપયોગમાં આવ્યું છે; જેમકે 'જઉ એવડુ તપ **કરત** તઉ મોક્ષિ-ઇ-જ **પામત**' વગેરે. ક્વચિત્ સબળ અંગ પણ વપરાયું છે: 'જઉ......સંયોગ ન-**હુતઉ** તઉ નરગિ-ઇ જિ **જાતઉ**.'

ક્રિયાવિશેષણાત્મક વર્તમાન કૃદંત 'આં' પ્રત્યયથી મળ્યું છે: 'છતાં, બોલતાં, હૂંતાં, પામતાં, આવતાં' વગેરે.

આણે મિશ્રકાળનાં રૂપ પણ આપ્યાં છે: જોતઉ હૂંતઉ, શોધતઉ, હૂંતઉ. સતિ સપ્તમીના પ્રયોગે—ભમતઇ હૂંતઇ.

વળી 'નાસતાં છઇં' 'કરિતઉ છઇ' 'નાચતઉ ગયઉ' 'જોતો હુતો' 'જાતી હૂંતી' 'ઊપાર્જિઉં હૂંતઉં' વગેરે

**કર્મણિ વર્તમાન કૃદંત:** આમાં 'તઉ' પૂર્વે દીર્ઘ 'ઈ' આવે છે: અવલોકીતું, જાણીતઉ, નાંખીતઉ, પીડીતઉ, મારીતઉ, સુણીતઉ. પાછળથી આ વધુ મર્યાદિત બન્યો છે અને અર્વા. ગુજ.માં 'ફેમીતુ' 'વખણીતુ' 'શોભીતુ' જેવા ત્રણ-ચાર શબ્દોમાં જ બચ્યો છે.

**ભૂતકૃદંત**: ૧. 'ઇઉ' : કરિઉ, કહિઉ, ઊડિઉ, આપિઉ, ધ્યાયઉ, જોયઉ, થયઉ, હુયઉ; દિઉ, લિઉ, કિઉ, ગિઉ, થિઉ; દીર્ઘ ઈ : આવીઉ, ડરીઉ, કીઉ, આથમીઉ; જાણિઅઉ, પૂજિઅઉ, ગઇઉ; ચૂઉ, મૂઉ, હૂઉ. ૨. આણઉ : અર્વાચીન ગુજરાતીમાં તો માત્ર કર્મણ્યર્થે સૌરાષ્ટ્રમાં જ મર્યાદિત આ કૃદંત મધ્યકાલીન ભૂમિકામાં ખૂબ વ્યાપક હતું; ત્યાં ક્યાંય 'આયઉ' અંગાત્મક પ્રત્યય જાણવામાં નથી : ઉલ્હાણઉ, ક્રિયાણઉ, ક્ષોભાણઉ, ચંપાણઉ, છેતરાણઉ, મૂકાણઉ, મૂર્છાણી (નારી.), રંગાણઉ, રીસાણઉ, વંચાણી (નારી.=છેતરાઈ), વિલખાણી (નારી.), સંધાણઉ વગેરે. ૩. 'ધઉ' પ્રત્યયાંગ મળતાં : કીધઉ, ખાધઉ, દીધઉ, લીધઉ, 'બીધઉ' પણ. ૪. સં.ના. 'ત' અને 'ન' લાગ્યા પછી બનેલાં ભૂ કૃ નો સ્વતંત્ર અવતાર : ભાગઉ, લાગઉ, છૂટઉ, ત્રૂટઉ, દીઠઉ, નાઠઉ, પઇઠઉ–પઇઠઉ, બઇટઉ, રૂઠઉં, બૂડઉં; ખૂતઉં, જીતઇ, પહુતઉ–પુહુતઉ, માતઉ, સૂતઉ, પ્રતિબૂધઉ, બાધઉ, લાધઉ, સીધઉ, ઊપનઉ, નીપનઉ, વગેરે. ૫. દ્રવિડી इल्ल ના વિકાસમાં મળેલાં દ્વિ.ભૂ કૃ. તરીકે આપણે સ્વીકારેલાંનો મર્યાદિત પ્રયોગ : કીધલઉ.–આ મરાઠી સંપર્કનું કારણ છે. નરસિંહ મહેતાએ આનો ઠીક ઠીક ઉપયોગ કર્યો છે : કીધલા, ઊભલો, પડીલા, કિઉલ્ના–કિયુલ, વેધીલ્ના, હરીલા, જાગીલા, આવીલા, પિયુલા હોઇલા, ગેલા વગેરે.

ભૂતકૃદંતનો પ્રયોગ વાક્યમાં મુખ્ય ક્રિયાપદ તરીકે શરૂ થઈ ગયો હતો; કર્તરિ અર્થે : હઉં બોલિઉ, કરિઉ, ભણિઉ, બ્રહ્મદત્ત રાજ્ય પામિઉ, કૃષ્ણ મુઝને લાવ્યો છે; ભાવે જેવા અર્થે : લોક હર્ષિત થકે શ્રેયાંસ–નઇ પૂછ્યઉ, વનપાલકે જાઇ બાહુબલિ–નઇ વીનવ્યઉ, વગેરે. આ પાછલાં બેઉ ઉદાહરણમાં કર્મને 'નઇ' લાગ્યા છતાં કૃદંત એના પ્રમાણે ફરે છે. આ અર્વાચીન ભૂમિકાનો ખ્યાલ આપે છે : બાપે દીકરાને માર્યો–બોલાવ્યો વગેરે.

મિશ્રકાળ બનાવવામાં : 'ઇહા આવિઉ છઉ, આવ્યા છઉં અમ્હે, મૂક્યાં છઇ, થયા છઇ' વગેરે.

**સંબંધક ભૂતકૃદંત** : 'એવિ–એવી'નો પ્રયોગ મર્યાદિત થતો જાય છે અને 'ઇઅ>ઈ' વ્યાપક બને છે : નમી, લેઈ, વિસ્તારી, જઈ, પાલીઅ, મારીય, છાંડીઅ, પણમીય (છેલ્લાં ચાર ઉદાહરણોમાં ભારવાચક 'અ' ઉમેરાયો છે.

આ ભૂમિકામાં હવે 'નઇ' પણ ઉમેરાવા લાગે છે: કરીનઇ, મેહલ્લીનઇ, વાંચીનઇ, મિત્રીઅનઇ, ઉપરાંત 'નઇ'ને સ્થાને 'કરી': તેડાવી કરી, દેખી કરી, ભોગવી કરી,–અર્વાચીન ગુજ.માં આજે આ બેઉ રૂઢ છે.

'સક'ની સાથેનો સંયુક્ત ક્રિયાત્મક પ્રયોગ પણ: નીસરી સકઇ, જઈ સકઉં, બોલી સકઇ, નિવારી સકઇ; 'જાઇ' સાથે: ત્રૂટી જાઇ, વહી ગયાં, મિલ્લી ગયઉ; 'નાખ' સાથે: 'ઊડાડી નાંખ્યઉ'; 'રહ' સાથે: 'જોઇ રહિઉ, વ્યાપી રહ્યા' વગેરે.

**સામાન્ય કૃદંત**: 'ઈવઉ' 'અવઉ' અને 'અણુ' પ્રત્યયથી: વલિવઉ, ધોઇવઉ, લાગવઉ, દેવઉ, પામવઉ, વાંછવઉ; તેડણુ ગયા, ફાટણ લાગિઉં.—આ 'અણુ' પ્રત્યયનો પ્રયોગ મારવાડીમાં જઈ રહ્યો છે.

હેત્વર્થ કૃદંત તરીકે 'ઇવા' 'અવા' ઉપરાંત 'નઇ' અનુગ ઉમેરીને પણ: કરિવા લાગા, ચીંતવવા લાગઉ, ચાલવા ન લહિ, મિલવા આવિઉ, કહિવાનઇ ગયઉ; આગળ વધતાં 'એવા' પ્રત્યય વિકસેલો જે અર્વા-ગુજ.માં નથી રહ્યો.

**કર્તૃવાચક કૃદંત**: 'અણ'વાળા ક્રિયાવાચક કૃદંત નામને છઠ્ઠીના 'હ' પ્રત્યય સાથે કારના વિકાસનું આર લગાડી આ રૂપ સધાવા લાગ્યું હતું: સં. करणस्य कार: > અપ. કરણહ–આર = કરણહાર. પછી 'અણહાર' જેવો પ્રત્યય થઇ ગયો, જેમાં માત્ર અણ જ પ્રત્યય છે: કરણહાર, દેણહાર, જોવણહારી (નારી.), હુણાહરઉ–હુણારઉ એમ 'હ'નો લોપ પણ દેખાય છે, જે અર્વા.ગુજ.માં લુપ્ત જ છે.

બીજા कृत् અને तद्धित પ્રત્યયોમાં આપણી પાસે અપભ્રંશની જ પ્રણાલી પડી છે; એટલું જ કે એનું ભૂમિકા પ્રમાણે સરલીકરણ થયું છે.

**બીજી મિશ્રભૂમિકા**: આ ભૂમિકામાં પ્રથમ શુદ્ધ ભૂમિકાનાં લાક્ષણિક રૂપો સાથે તેનાં તે સંકોચ પામેલાં રૂપો પણ વપરાયે જાય છે. 'કાન્હડદે પ્રબંધ'નો નમૂનો:

'તિણિ અવસરિ ગૂજરધર રાય સારંગદે નામઇ બોલાઇ.
તિણિ અવગુણિઉ માધવ બંભ, તડ્ડી લગઇ વિગ્રહ–આરંભ. ૧૩
રીસાવ્યુ મૂલગુ પ્રધાન, કરી પ્રતન્યા નીમ્યઉ ધાન.
ગૂજરાતિ તઉ ભોજન કરૂં જઉ તુરકાણઉ આણૂં અરહું.' ૧૪

માધવ મહુતઇ કરયઉ અધર્મ, નવિ છૂટીઇ આગિલાં કર્મ.
જિહાં પૂજિજ્જઇ સાલિગ્રામ, જિહાં જપિજ્જઇ હરિનઉં નામ.' ૧૫.

(ખંડ ૧ લો)

'તે ભૂમિ પરી આસાઇ રવાઇ વિણહુઇ જાદવ[ઇ] લાખઇ સારણઇ આપણઇ કવજી[ ? જિ ] કરી દ્રામ એક **મૂઠિં** ગિણિ આપ્યા સહી। તે દ્રામ સો૦ લહૂઇ લાડણઇ શંધઇ આપણઇ જમગુઇ **હાથિં** સંભાલી લીધા સહી। પૂર્વ પશ્ચિમ શ્રે૦ કસા અમા વનાના કહર લગઇ ગજ ૧૬ ૧૬ તથા ઉત્તર દક્ષિણ દાલીયા લાડણ જીવા (ગાંગા) મહિરાજની એકઢાલી પછીત**થી** વાટ સુધા ગજ ૩૫। એવં જમલઇ સર્વ **થૈ** ગજ ૫૬૦ અંકે પાંચસઇ સાઠિ પૂરા। અથાઘાટા:। પૂર્વે શ્રે૦ કસા અમા **વનાનૂં** ફલીહ। દક્ષણ દાલીયા લાડણ જીવા ગાંગા મહિરાજ। પશ્ચિમ પરી. દમા આસા **સૂદાનૂં** ફલીહ। ઉત્તર **હીંડવાનુ** માર્ગ **શેરીનુ**।..... એ ભૂમિનઇ કીધઇ કો **દાવુ** કરઇ તેહનઇ લહુઆ લાડણ શંધા કાશી પ્રીછવઇ।' (લેખપદ્ધતિ, વડોદરા, પરિ.૧)

ઉપરનાં બેઉ અવતરણો જોતાં વધારે મોટા અક્ષરોમાં છપાયેલા શબ્દો વગેરેમાંથી નીચેની પ્રક્રિયા આગળ વધે છે:

૧. પહેલી ભૂમિકાની માફક અન્ઇ ક્રિયાપદોમાં તેમજ અંતે સ્વર-ભારવાળા શબ્દોમાં જુદા છતાં 'તિણિ કવજિ મૂઠિં હાથિ' એમ પણ પ્રગતિ સાધે છે; તો અઉ ને સ્થાને ઉ અને અન્ઉં ને સ્થાને ઊં (ક્વચિત્ ઉં) પણ ચાલુ થઇ જાય છે: 'રીસાવ્યુ મૂલગુ હીંડવાનુ શેરીનુ દાવુ, આણૂં અરહૂં વનાનૂં વગેરે. તો 'થી' અને 'થૈ' પણ દાખલ થઇ જાય છે, થઇ અને થઈ ને માટે.

બીજી લાક્ષણિકતાઓમાં: ૨. તાલવ્ય સ્વરો તેમજ યકારની પૂર્વે દંત્ય સકારનું તાલવ્યમાં પરિવર્તન: સિઉં > શૂં અને ભવિષ્યકાળનાં રૂપોમાં કરિશ–કરીશ કરિશૂં–કરીશૂં કરશિ વગેરે. ૩. બહુવચનમાં 'આ' ઉપરાંત 'ઓ' પ્રત્યય નાકરે તેમજ બીજાઓએ પણ અપનાવ્યો છે: 'ભાઇઓ'

ભાષાનું લિખિત સ્વરૂપ આમ ધીમે ધીમે આપણી આજની ભાષા-ભૂમિકા તરફ ઢળવાનો આરંભ કરે છે; સંસ્કાર બીજી રીતે પહેલી ભૂમિકાના ચાલુ રહે છે.

**ત્રીજી શુદ્ધ ભૂમિકા :** આમાં મુખ્યત્વે अ+इ अ+उ હવે છૂટા નથી રહી શકતા; એ 'इ' 'उ' ના રૂપમાં જ મળે છે :

(૧) 'હે કૃષ્ણ તે માહારી સખી તાહારિ વિરહિં કરીનિ હરિણીની પિરિ બંધન માંહિ પડી છિ. તે કિમ. તેહનિ આવાસ જે વસવાનૂં સ્થલ તે વિપિન સૂનૂં ઘોર વન સરખૂં લાગિ છિ. અનિ પ્રિય સખિઇં આણી યે(=જે) માલા તે જવાલા સરખી લાગિ છિ. અનિ તાપ જે પરિતાપ તે શ્વસિત નિસાસા તેણિ કરી દાવાનલની જ્વાલા સરખૂં લાગિ છિ અનિ કંદર્પ તે જયમ સરખુ લાગિ છિ. કિમ. વાઘની પિરિ ઠેકડા ભરતુ સરખુ યમ(=જયમ) મહાવનનિ વિખિ એક-પાસાં વાગરિયાં જાલ માંડયૂં હુએ અનિ એક-પાસાં દવ લાગિ થકિ અનિ એક-પાસાં વાઘ ખાવા આવી રહિ થકિ. અનિ એક-પાસાં યમનૂં રૂપ ધરતુ એહવુ આહેડી બાણ પૂરી રહિ થકિ યે(=જે)હવુ લાગિ તેહવૂં તાહારિ વિરહિ રાધાનિં લાગિ છિ.' (સં. ૧૬૪૮ની 'ગીતગોવિંદ'ની હાથપ્રત)

[સ્વ. કે. હ. ધ્રુવે 'કાદંબરી'ના સંપાદનમાં હાથપ્રતની ૪ થી મિશ્ર ભૂમિકાને બદલે સર્વત્ર 'ए-ओ' ને સ્થાને હ્રસ્વ 'इ-उ' કરી ને ત્રીજી શુદ્ધ ભૂમિકામાં સંપાદન કરી નાખેલું. એ ખરું છે કે વિશેષ પડતી લાક્ષણિકતા ૩ જી શુદ્ધ ભૂમિકાની છે. આમ છતાં 'કીધો ભાલણિ ભાષાબંધ' (૧-૫), 'કુલભૂષણ કૂંઅર હોઓ' (૧-૧૨), 'જોય' (૧૦-૧૮); ભરે (૮-૪) મળે જ છે; પ્રમાણ ઓછું છે. પ્રત પ્રમાણેની વાચના મારા તરફથી સંપાદિત થઈ પ્રસિદ્ધ થયેલી છે. અહીં સિદ્ધિચંદ્રે 'કાદંબરી'નો ગદ્યસાર કર્યો છે તેનો નમૂનો આ ભૂમિકા સમજવામાં સરળતા આપશે :]

(૨) 'વિદિશા નગરી વેત્રવતી નદીનિ તટિં। ત્યહાં રાજા શૌદ્રક રાજ્ય કરિં। એક સમિં દક્ષિણ દેશથી એક ચાંડાલી પરમ સુંદરી શુક એક લઈ રાજદ્વારિ આવી। પ્રતિહારિં રાજાનિં આવી વિનતી કરી કહ્યું : એક ચાંડાલી દ્વારિ અતિસુરૂપા અતિચતુરા શુક હસ્ત ધરી આવી છિં' વગેરે

આ ભૂમિકામાં (બઇસઇ>) બિસિ, (પઇસઇ>) પિસિ, (ચઉક>) ચુક, (કઉણ>) કુણ (પઇરિ>) પિરિ, (ઘઇરિ>) ઘિરિ વગેરે નીવડી આવે છે.

**ચોથી શુદ્ધ ભૂમિકા :** આ નવી ભૂમિકામાં अइ> इ>ए अउ>उ >ओं સ્થપાયેલા મળે છે, તો इ > ए  उ > ओ  इ > य થવાનું વલણ વિભક્તિપ્રત્યયોમાં અનુભવાય છે. આમ અર્વાચીન ભૂમિકાના સંસ્કારો રૂઢ બનતા જાય છે :

(૧) 'તથા ઉધરાણી જૂની પૂજમૂની;છિ તો જિમ આવિ તિમ અરધે અરધિ લિ। બિજૂં ભોમ દો૦ જનાવાલી રાણા વણા એમના પાસે છે બીજે પાસે પડોસ હવે નાગ જોગીદાસના પાસે છે...એ વેહેચણ દો૦ ૩ બિસીને સમજાવા જોઈને ભાગ જોએ મલકત આવી તે મલકત તેહની। એ લખ્યૂં ફેરવે તે તેહેના બાપનો જણો નહી' ('લેખપદ્ધતિ'માંના એક વિભંગપત્ર-સં. ૧૬૧૮માંથી)

(૨) 'એ ઘરની વગત્ય। એ ઘર માંહિ વસિ વસાવિ ભાડિ આપિ આડગ્રહિણિ મૂંકિ। ભરિ ભરાવિ। ગ્રરનૂં ભાડૂં નહી ગ્રથનૂં વ્યાજ નહી। પડિ આખડિ તે અમિ સમરાવી આપિએ। તથા અમનિ પૂછી ખરચો તે મૂજરા આપીએ । અમિ હાજર ન હોઈએ ત્યારિ માણસ એ હજૂર ખરચો તે મૂજરા આપીએ... બાકી પડા આખડાનૂં જે બેસે તે સરવ એ ઘરની માથે ।' (એજન, સં. ૧૭૧૫ના 'ગૃહાડાણપત્ર' માંથી)

(૩) 'ત્યારિ કર્ણ કિહિ માહારી વિદ્યાનું સકલ કારણ દેખાડું,
કિ પાંડવ મુઝનિ મારિ કિ હુ તેહનિ નાશ પમાડું. ૮

આગિ ઇંદ્રિ ધનુષ સમપ્યૂં ફરશુરામનિ હાથે,
તેહવાય કરિ ગ્રહી યુદ્ધ મિ કરવૂં પાંડવ સાથે. ૯

અર્જુનના શરખી માહારિ બાકી સર્વ સજાઈ હોય,
એહની સારથિ કૃષ્ણ છિ તેહવો માહારિ નથી કોય. ૧૦

તે શરખો આપણિ શલ્ય છિ સત્ય જાણો મનમાંહિ,
તે માહારો સારથિ હોઈ તો યુદ્ધ કરૂં જૈ ત્યાંહિ. ૧૧'

(વિષ્ણુદાસના 'મહાભારત' માંથી)

એકાર અને ઓકારવાળાં રૂપો તેમજ વગત્ય ત્યારિ જેવાં લઘુપ્રયત્ન યકારવાળાં રૂપો, હોય-કોય વગેરે ઉચ્ચરિત રૂપો આપણને અર્વાચીન ભૂમિકાનો ખ્યાલ આપી દે છે. ઇકાર-ઉકારાવાળાં રૂપો જતાં જ પછી અર્વાચીન ગુજરાતીની આદ્યભૂમિકા લહિયાઓને હાથે સ્થાન પામી જાય છે. ઈ. સ.

૧૬૫૦ પછીની હાથપ્રતોમાં પ્રાયઃ અર્વાચીન ભૂમિકા જ સ્થાપિત થયેલી મળે છે; જૈન હાથપ્રતોમાં જૂની પદ્ધતિ આમ છતાં અનુસરાયેલી પણ મળે છે.

**અર્વાચીન ભૂમિકાનું ઉચ્ચરિત સ્વરૂપ કેટલું જૂનું?** આ પ્રશ્ન આપણે ત્યાં ગૂંચવાયા કરે છે. સામાન્ય રીતે હાથપ્રતો જોતાં તો છેક હેમચંદ્રના સમયની હાથપ્રતોથી લઈ ભાષા લિખિત સ્વરૂપે ક્રમિક ભૂમિકાઓમાં, ઉપરના ભિન્ન ભિન્ન કાળના નમૂનાઓ પ્રમાણે, આગળ વધતી ઈ.સ. ૧૬૫૦ આસપાસ આવતાં આર્વાચીન ગુજરાતીના આદ્ય રૂપમાં સ્થાપિત થયેલી મળે છે. ઈ. સ. ૧૪૧૭ (સં. ૧૪૭૪)ના વર્ષનો માંગરોળ (સૌરાષ્ટ્ર) નજીકના નગીચાણા ગામનો નીચેનો પાળિયો નીચેનું રૂપ સાચવી રાખે છે:

> "સંવત ૧૪૭૪ વિરિષ માગસર વદિ નોમિ વાર **સોમે** બાદહ શ્રી૰ **રાયાજે** મહમૂદ-વિજે રાવ પટેલ સોમાસુત આહીર **સાગો** ચાલ **મુઓ** ગામ ચોરાક **વિઢિઓ** **પીઠીઓ** જાગો તલિરા-સુત **પીઠીઓ** રાકની ઠામિ રાખિઆ" (મહાભારત આરણ્યક પર્વ, પ્રસ્તા. પૃ. ૧૪-કે. કા. શાસ્ત્રી)

આમાં 'નોમિ' અને 'ઠામિ' સાથોસાથ 'સોમે' 'રાયાજે' 'સાગો' 'મુઓ' 'વિઢિઓ (=વઢ્યો, લડ્યો)' 'પીઠીઓ' 'જાગો' આ રૂપો તદ્દન અર્વાચીન તરફ ઢળી ગયેલાં છે. આ પાળિયો એવા સમયનો છે કે જે વખતે ભાષાનું લિખિત સ્વરૂપ મધ્યકાલીન ગુજરાતી કે ગુર્જર ભાખાની ૧ લી શુદ્ધભૂમિકાનું હતું; બસ્સેં વર્ષ પછી જે લેખનમાં સ્થાપિત થાય છે તે આટલું જૂનું કેવી રીતે કોતરાઈ ગયું હશે? નીચેનાં પણ જોઈયે:

સં. ૧૩૬૯-ઈ. સ. ૧૩૧૩: 'અતિચાર' (પ્રા. ગુ. કાવ્ય-સંગ્રહ, વડોદરા)-માંથી: 'વ્યંજનકૂટ અક્ષરકૂટ કાનઇ માત્ર આગલઉ ઓછઉ દેવંવંદણઇ પડિક્કમણઇ સંજ્ઝાઓ કરતાં પઢતાં ગુણતાં **હુઓ** હુઈ...જુ ઊજમુ કીધઉ સુ અમ્હારઉ સફલ **હુઓ**...'

સં. ૧૪૧૧-ઈ. સ. ૧૩૫૫ની રચના: (તરુણપ્રભના બાલાવબોધમાંથી, પૃ. ૪૮): 'ગુરે માથઇ હાથુ દેઈ કરી આપણપા આગઇ કીધઉ.'

સં. ૧૪૫૭-ઈ. સ. ૧૪૦૧ ની રચના: (સોમસુંદરસૂરિના બાલાવબોધમાંથી, પૃ. ૭૯): '**બીજે** ભાગ ગોઆસ સ્થલચર-રહઇ દિઈ. **ત્રીજે** ભાગ

કાકાદિક ખેચર–રહઇં દિઇં. ચઉથુ ભાગ ૨૧ વાર પાણીઇં ધોઈ પારણઉં કરઇં.'

સં. ૧૪૭૮–ઈ. સ. ૧૪૨૨ની હાથપ્રત : (માણિક્યચંદ્રસૂરિના 'પૃથ્વીચંદ્ર-ચરિત'માંથી, પૃ. ૧૪૦): 'કઇ **વાણઉત્રે** ગ્રસિઉં, હાટ **ચોરે** મુસિઉં.'

સં. ૧૫૦૦–ઈ. સ. ૧૪૪૪ની રચના—(હેમહંસનો બાલાવબોધ): 'તિસઇં **નગરલોકે** મિલી રાજા–હૂઇ એકાંતિ વીનવઇ...**ગમે ગમે** જોઇવા ધાઇ...એક વાર અરણ્યમાંહિં સૂનઇ દેવકુલિં **સૂતે** કહિએક પુરુષનુ કરુણ સ્વર સાંભલિઉ.'

સં. ૧૫૦૭–ઈ. સ. ૧૪૫૧નું પારસી લખાણ : (નરસિંહરાવે ગુજ. ભાષા અને સાહિત્ય–ખંડ ૨ જો–અંગ્રેજી–પૃ. ૫૧ મેથી): 'મઇ પૂછઇઉં જત ઈહિં સ્ત્રી **તણે** તનઉ શરીરઇં કઇસઉં પાતક કીધઉં...સુંદર તે **ભલો** યિહરહિં કેતલાઇં મનુષ્યનું શુભ કલ્યાણ વર્ત્તઇ.'

સં. ૧૫૦૭–ઈ. સ. ૧૪૫૧ના જૂનાગઢના ઉપરકોટ ઉપરના રા મંડલિકના શિલાલેખમાંની ગુજરાતી ભાષામાંથી : 'બાબર ખાંટ તુરક **એહે દાહડે** જીવ ન વિણાસઇ.'

જૂ. પ. રાજ.નાં કહી તેસ્સિતોરીએ ૩ જી વિ., બ. વ. ના 'હાથે દિણે વયણે વિદ્વાંસે દેવે હથિઆરે ત્રીસે મુહૂર્તે બેટે પાણીએ મહાત્માએ ગુરે ભાઇએ વાયુએ' એ રૂપો નોંધ્યાં છે (ભાષાં.: પૃ. ૫૮), તેવાં જ ૭ મી વિ., બ. વ.નાં 'શ્રવણે કાંને ફૂલડે પાસે દેસે સગલે–હી યુદ્ધે'

માત્રામેળ કે દેશી પદ્યોમાં માત્રામાનથી ખબર ન પડે, પરંતુ અક્ષરમેળ –ગણમેળ વૃત્તો તો, પદના અક્ષરોની ગણતરી સ્પષ્ટ હોઈ, ભારે સૂચક રીતે બાવિક ઉચ્ચારણોને વ્યક્ત કરી આપે :

(૧) ધનદેવગણિકૃત 'સુરંગાભિધ નેમિ–ફાગ' માંથી :

'ખેલું નેમિકુમાર કેલિ નિરતી **ફાગિઇં** કરી રંજતી. ૨'
'તે સોરીપુરમાહિ રાયકુમરી **રંગિઇ રમઇં** સુંદરી. ૯'
'સામિ નેમિકુમાર યાદવ **જિસિઇ જાયઉ** સ સોભાગીઉ,
આધી રાતિ પ્રભાત**નઇં** સમ હુઈ, ભૂમી સમી ઉલ્હસી.
**તીણઇં** કાલિ અકાલિ વૃક્ષ .સિધલા ફૂલ્યા **ફલિયા** પાલુયા,
વાયા શીત સમીર વીર કિરિ એ **ઊગિઉ નવઉ માનવઉ**. ૧૮'

ઉપરનાં અવતરણોમાં 'ફાગેં રંગે રમેં જિસે જાયો નેં તીણેં ફલ્યા ઊગ્યો નવો માનવો' એ પ્રકારનાં ઉચ્ચારણ વૃત્તને જોઇયે છે.

(૨) શાલિસૂરિએ સં. ૧૪૭૮–ઈ. સ. ૧૪૨૨ માં 'વિરાટપર્વ'ની ગણમેળ વૃત્તોમાં રચના કરી છે, જેમાંના નમૂના:

'ભારતી ભગવતી એક માગૂં ચિત્ત પાંડવ તણેં ગુણિ લાગઉં,
આપિ મૂં વચન તૂં રસવાણી હૂં કરઉં જિસિં પ્રાકૃત વાણી.'

'વયરાટ ઉત્તર પખઇં કુરુરાઉ ધાયઉ,
અક્ષોહણી દલ તણી રજ સૂર છાયઉ,
નીસાણને સહસિ અંબર ઘોર ગાજઇ,
એ પાંચ પાંડવ તણઉ કિરિ મેચુ ભાંજઇ'

(ગુર્જર–રાસાવલી, પૃ. ૩૫, ૫૧)

વૃત્તો ઉપરનાં પદ્યોમાં 'લાગૂં કરૂં વૈરાટ પખેં ધાયો છાયો ગાજે તણો ભાંજે' રૂપોની જ અપેક્ષા રાખે છે. અને આશ્ચર્ય થશે કે લહિયાએ 'તણે' અને 'ને' પોતે બોલતો હતો તેવાં જ લેખન-દોષથી લખી પણ નાખ્યાં છે. अ+इ अ+उને સ્થાને 'ए' અને 'ओ' આજે વિવૃત ઉચ્ચરિત થાય છે એનાં મૂળ આટલા જૂના સમયમાં સ્પષ્ટ પકડી શકાય છે.

ગદ્યનો એક સારો નમૂનો 'ગુજર ભાખા' વિશે ઉપક્રમ કરતાં, આ પૂર્વે, સોમસુંદરસૂરિની ગદ્યકથાઓમાંથી લીધો છે તેમાંનાં 'સૂડઓ ભીલે લીધઓ વાધિઓ બીજઓ તાપસે અપહારિઓ આવિઓ ધાઓ લીઓ ગાઢઓ ગિઓ ઊઠઓ માંડઓ કરઓ સુસ્થિઓ હર્ષિઓ' એ શબ્દોથી જુનવાણી છતાં અર્વાચીન ઉચ્ચારણ કેવાં વ્યાપક હતાં એની પ્રતીતિ થશે.

'વિમલપ્રબંધ'ની જૂની વાચનામાં એકારાંત રૂપો ૩ જા પુ. માં વિપુલ પ્રમાણમાં લખાયાં છે, ૩ જી–૭ મી વિભક્તિમાં પણ इનો य થયો હોય તેવાં 'વવરાય–કહિવાય' જેવાં રૂપો પણ કર્મણિમાં 'जा' સાથે.

જે સમયે હાથપ્રતોમાં તો હજી 'ગુજર ભાખા'ની બીજી શુદ્ધભૂમિકામાં ઉમેરણ થવાનો આરંભ માત્ર થયો તેવા સં. ૧૬૬૮–ઈ. સ. ૧૬૧૨–ની એક હાથપ્રતમાં નરસિંહનાં પદો અર્વાચીન ભૂમિકામાં મળે છે; જેમકે

'કોણ પુન્યે કરી નારય હું અવતરી, શ્રીહરિ દીન થઈ માંન માગે.
અમર અવિગતિ કહે, અકલ કો નવિ લહે, તે કમલાવર કંઠ લાગે. ૧

યજ્ઞ યાગે યજી, યોગ ધ્યાને ધરી, બહુ વ્રત આદરી દેહ કષ્ટે.
તોહૂ તે હરિ સ્વપને ન પેખીએ, એ‍ા તે હરિ નિરિખીએ પ્રેમદ્રિષ્ટે. ૨

શેષ સુખાસન શેજ સદા સહી, ભુવન જશૂં વૈકુંઠ કાહાવે,
તે-પેં અધિક જે મંદિર માહરૂં, પ્રેમ પીતાંબર પલંગ આવે. ૩

ભગતવછ્છલ તણું બિરદ પોતે વહે, વેદ પુરાંણ યમ સ્મૃત વાંણી,
નારસહિંઆચે' સ્વાંમી ભલે મલીઆ, કીધી કૃપા મૂને દીન જાણી. ૪'

(નરસૈં મહેતાનાં પદ, પૃ-૧)

આ હાથપ્રત નરસિંહ મહેતાના સમય કરતાં સવાસો-દોઢસો વર્ષ આ બાજુની છે, છતાં પદ્યની સ્વાભાવિકતા જોતાં ભાષાની પ્રામાણિકતા વિશે શંકાનું કારણ હવે રહેતું નથી. સિદ્ધાંત તરીકે એ સ્પષ્ટ છે કે અર્વાચીન ગુજરાતી ભૂમિકાનાં મૂળ ઈ. સ. ૧૪ મી સદી જેટલાં જૂનાં છે, પ્રયોગ જૂના ખરા જ, પરંતુ ક્રમિક ભૂમિકાઓમાં લિખિત સ્વરૂપ તો, લહિયાઓની રૂઢિ પ્રમાણે, વિકસતું આવતું હતું, અને ખુદ સાહિત્યકારો પણ એનો પોતાની કૃતિઓમાં ઉચ્ચારણની દષ્ટિએ વૈકલ્પિક લાભ લેતા હતા એ ઉપર ગણ-મેળ વૃત્તોમાં વપરાયેલાં 'કાલિ સકાલિ ગુગુ આપિ(=આપ્ય) જિસિં' એ રૂપોથી સ્પષ્ટ થશે.

# ખંડ ૨ : અર્વાચીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ

## ૧. અર્વાચીન ગુજરાતી ધ્વનિઓ :

ગુજરાતી ભાષાના મધ્યકાલીન ભૂમિકા સુધીના, આ પૂર્વે બતાવવામાં આવેલા, વિકાસથી એ સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે એના મથાળમાં ભારત–યુરોપીય ભાષાભૂમિકા છે, જેના એક વિકાસમાં આદિમ ભારત–આર્ય (ઋગ્વેદની ભારતી) ભાષાભૂમિકાનો વિકાસ, અને એના ઉત્તરોત્તર થયેલા વિકાસમાં નવ્ય ભારત–આર્ય વર્તમાન ભાષાઓ અને બોલીઓની સમાંતર અર્વાચીન ગુજરાતી ભાષાની આપણને સંપ્રાપ્તિ થઈ છે. એ રીતે આદિમ ભારત–આર્ય ભાષા–ભૂમિકાને ઉચ્ચારણમાં જે વર્ણ–ધ્વનિમાળા હતી તેના જ વિકાસમાં આજની ઉચ્ચરિત ગુજરાતી વર્ણ–ધ્વનિમાળા આપણને મળી છે. સ્વર હોય કે વ્યંજન હોય, જે કોઈ અવ્યભિચરિત ઉચ્ચારણ હોય છે તેને **ધ્વનિ** (phoneme) કહેવામાં આવે છે. આદિમ ભારત–આર્ય ભાષાભૂમિકાના મૂળ ધ્વનિઓ નીચે પ્રમાણેના હતા :

૧. સાદા સ્વર : હ્રસ્વ : अ इ उ ऋ ऌ — ૫
દીર્ઘ : आ ई ऊ ॠ — ૪
સંધિસ્વર : ए ऐ ओ औ — ૪

૨. સ્પર્શ વ્યંજનો :

| | અઘોષ અલ્પપ્રમાણ | અઘોષ મહાપ્રાણ | ઘોષ અલ્પપ્રાણ | ઘોષ મહાપ્રાણ | ઘોષ નાસિક્ય | |
|---|---|---|---|---|---|---|
| કંઠ્ય : | क | ख | ग | घ | ङ | ૫ |
| તાલવ્ય : | च | छ | ज | झ | ञ | ૫ |
| મૂર્ધન્ય : | ट | ठ | ड | ढ | ... | ૪ |
| અર્ધતાલવ્ય : | ... | ... | ड़ | ढ़ | ण | ૩ |
| જિહ્વામૂલીય : | ... | ... | ळ | ... | ... | ૧ |
| દંત્ય : | त | थ | द | ध | न | ૫ |
| ઓષ્ઠ્ય : | प | फ | ब | भ | म | |

| | | | | |
|---|---|---|---|---|
| અર્ધસ્વર : તાલવ્ય : य | મૂર્ધન્ય : र | | } | ૪ |
| દંત્યૌષ્ઠ્ય : व | દંત્ય : ल | | } | |
| ઉષ્માક્ષર : તાલવ્ય : श, | મૂર્ધન્ય : ष, | દંત્ય स | | ૩ |
| મહાપ્રાણ : કંઠ્ય : ह | | | | ૧ |
| અલ્પપ્રાણ : વિસર્ગ, જિહ્વામૂલીય, ઉપધ્માનીય | | | | ૩ |
| અનુસ્વાર : ꣳ | | | | ૧ |
| | | | | ૫૩ |

આમાં ઋગ્વેદમાં દ્વિસ્વરમધ્યગત ड़ અને જિહ્વામૂલીય ळ વચ્ચે લેખનમાં ભેદ ન હોવાને કારણે એને એક જ ધ્વનિ ગણવામાં આવેલો હોઈ બાવન વર્ણ આપણી રૂઢ પરંપરામાં સ્વીકારાયા છે. વિસર્ગના ત્રણ પ્રકારમાં એક શુદ્ધ વિસર્ગ, બીજો કંઠ્ય क-ख ની પૂર્વે ઉચ્ચરિત થતો 'જિહ્વામૂલીય' વિસર્ગ, અને ત્રીજો ઓષ્ઠ્ય प-फ ની પૂર્વે ઉચ્ચરિત થતો 'ઉપધ્માનીય' વિસર્ગ છે. અનુસ્વાર માત્ર र श ष स ह ની પૂર્વે સંસ્કૃત ભાષામાં સ્વીકારાયેલો છે; વર્ગીય વ્યંજનો અને य ल व પૂર્વે તે તે વર્ગનો નાસિક્ય કે અનુનાસિક વ્યંજન અને અનુનાસિક यँ् लँ् वँ् ઉચ્ચરિત થાય છે.

અનુસ્વારનું श ष स ह પૂર્વે વેદસંહિતાઓના પાઠમાં એક गूँ કે ग्वम् ઉચ્ચારણ કરવામાં આવે છે; જેમકે तस्थिवांसः નું तस्थिवां-गूँ-सः। ગાથા-અવેસ્તાની ભાષામાં આ ઉચ્ચારણ ङ् થી નિર્દેશાયેલું છે, એટલે સ્પષ્ટ છે કે આ ङ् જ છે.

આદિમ ભારત-આર્ય ભાષાભૂમિકામાં લિપિમાં ङ ञ ण न म એ પાંચ વર્ગીય અનુનાસિક વ્યંજનો સ્વીકારવામાં આવ્યા છે. વિશિષ્ટતા એ છે કે આ પાંચે વ્યંજનોની પૂર્વનો સ્વર નાસિક્ય થાય છે—અને એ પોતે તો મૂળમાં વર્ગીય ત્રીજા વર્ણ હોય છે.

એ ભૂમિકામાં 'રંગ' કે અનુનાસિક ઉચ્ચારણ પણ છે, જે સ્વતંત્ર નહોતાં સ્વર જ સાનુનાસિક ઉચ્ચરિત થતો હોય છે. આ જ કારણ છે કે સાનુનાસિક સ્વર હ્રસ્વ હોય તો હ્રસ્વ જ રહે છે, દીર્ઘ હોય તો એ દીર્ઘ રહે જ છે.

ઉપર વર્ગીય વ્યંજનોમાંનાં અર્ધતાલવ્ય ड़ ढ़ ण એ ત્રણ ઉચ્ચારણો કદી શબ્દારંભે આવતાં નથી અને એ વર્ણો હમેશાં દ્વિસ્વરમધ્યગત એકલા જ હોય છેઃ ईड़े અને दृढ़म्—સામાન્ય રીતે ईळे અને दृळ्हम् એમ લખાય

છે. બીજું શુદ્ધ જિહ્વામૂલીય ळ ઉચ્ચારણ છે અને એ એક માત્ર इला શબ્દ અને એના ઉપરથી થયેલા શબ્દોમાં જ છે. લેખનમાં ळના રૂપે ड़ અને ळ પ્રયોજાતા છતાં એ સ્પષ્ટ જુદાં ઉચ્ચારણ હતાં અને છે. સરખાવો ગુજરાતી વગેરે ઘોડ઼ો અને कढ़ी તથા નળ. લકારને સ્થાને ગુજરાતી–મારવાડી–પંજાબી–મરાઠી અને દ્રવિડી ભાષાઓમાં ळ ઉચ્ચરિત થાય છે તે આ 'જિહ્વામૂલીય' સ્પર્શ ઘોષ ઉચ્ચારણ છે. ड़ ढ़ને સ્વ નરસિંહરાવ દિવેટિયાએ 'મૂર્ધન્યતર' કહ્યા છે; 'ઋક્પ્રાતિશાખ્ય'માં એને 'તાલવ્ય' ઉચ્ચારણ કહ્યાં છે: जिह्वामूलं तालु चाचार्य आह स्थानं ड्कारस्य तु वेदमित्रः એ રીતે વેદમિત્ર નામના પ્રાચીન આચાર્યનો મત નોંધી ડકારનાં 'જિહ્વામૂલ' અને 'તાલુ' બે સ્થાન કહ્યાં છે. આમાં ड़ એ એમનું 'તાલુ'નું અને લકારને માટે આવતું તે ळ 'જિહ્વામૂલ'નું ઉચ્ચારણ છે.

વૈદિકી અને ઉત્તરકાલીન સંસ્કૃત ભૂમિકામાં ण શબ્દારંભે આવતો જ નથી; એનું ઉચ્ચારણ સ્પષ્ટ રીતે અર્ધતાલવ્ય કે મૂર્ધન્યતર જ છે. પ્રાકૃત ભૂમિકાઓમાં શબ્દારંભે સાહિત્યિક મહારાષ્ટ્રીમાં ण આવતો તે, સંભવ છે કે, શુદ્ધ મૂર્ધન્ય હોય.

ए ओ ऐ औને પ્રાતિશાખ્યો સંધિસ્વર કહે છે; પરંતુ ઉચ્ચારણમાં તો ए–ओ મૌલિક સ્વરના રૂપમાં હશે એમ સમઝાય છે. સંધિમાં अ+इ અને अ+उના અનુક્રમે ए અને ओ તથા अ+ए અને अ+ओ ના ऐ અને औ અનુક્રમે બન્યા છે એ ખરું, પરંતુ ઉચ્ચારણની દૃષ્ટિએ તો ऐ અને औ જ સંધિસ્વર સ્પષ્ટ છે. વૈદિકી અને ઉત્તરકાલીન સંસ્કૃત ભૂમિકામાં ए અને ओ હ્રસ્વ સ્વીકારવામાં આવ્યા નથી, પરંતુ પ્રાકૃતોમાં છેક પાલિથી અત્યાર સુધીની નવ્ય ભારત–આર્ય ભાષાઓ અને બોલીઓમાં હ્રસ્વ ઉચ્ચારણ ઊતરી આવ્યાં છે; જ્યારે ऋ–ॠ–ऌ સ્વરોચ્ચારણ સર્વથા લુપ્ત થઈ ગયાં છે. ऌનું ઉચ્ચારણ મહાભાષ્યકાર પતંજલિના સમયમાં પણ અસ્તિત્વમાં નહોતું. સંસ્કૃતમાં માત્ર क्लृप्નાં क्लृप्ति વગેરે રૂપોમાં એ લખાય છે અને ऋ સાથે કાત્યાયને ऌનું સાવર્ણ્ય–સમાનવર્ણતા કહેલ છે. ॠ દીર્ઘોચ્ચારણ પણ પુંલ્લિંગ–સ્ત્રીલિંગ–નપુંસકલિંગ શબ્દોનાં पितॄन्–पितॄणाम्–मातॄः–मातॄणाम् कर्तॄणि જેવાં રૂપોમાં જ સચવાયેલું છે. સંસ્કૃત ભૂમિકા સુધી ऋ હ્રસ્વ સચવાયેલો, પણ પ્રાકૃત ભૂમિકામાં તો એના इ–अ–उ જેવા વિકાર જ થઈ ચૂકેલા. વૈદિક સંહિતાનાં ઉચ્ચારણોમાં ઋગ્વેદીઓ એનું વ્યંજનાત્મક रि

ઉચ્ચારણ કરતા, જેનું અનુકરણ ઉત્તર ભારતમાં તત્સમ શબ્દોમાં કરવામાં આવે છે, તો યજુર્વેદીઓ રે ઉચ્ચારણ કરતા ગુજરાતીઓ તત્સમ શબ્દમાં ऋषि–ऋण જેવામાં रु ઉચ્ચારણ કરે છે તો અનારંભે र ઉચ્ચારણ કરવા ટેવાયેલા છે: कृपा=क्रपा, अमृत=अम्रत, स्मृति=स्म्रति.

પ્રાકૃતમાં આ રીતે સ્વરોમાં अ आ इ ई उ ऊ अॅ ए ऑ ओ આટલાં સ્વરોચ્ચારણ બચેલાં, હ્રસ્વ ॲ ऑના પ્રચાર સાથે. વ્યંજનોમાં પાલિથી જ श અને ष ગયા; (માગધીમાં स નથી અને श જ છે.) શબ્દરૂપોને અંતે આવતો વિસર્ગ સંધિજન્ય ઓકાર રૂપે આવ્યો; સરખાવો ગાથા–અવેસ્તાની ભાષાનાં રૂપ પણ; અથવા લુપ્ત પામ્યો. જિહ્વામૂલીય ઉપધ્માનીય પણ ગયા. પ્રાકૃત ભૂમિકામાં य वનાં લઘુપ્રયત્નતર ઉચ્ચારણ યશ્રુતિ વશ્રુતિથી વ્યાપક બન્યાં; બેશક व्योर्लघुप्रयत्नतरः शाकटायनः (અષ્ટા. વ્યા.સૂ. ૮–૩–૧૮) એ સૂત્રમાં પાણિનિ બતાવે છે તે પ્રમાણે સંસ્કૃત ભાષામાં પણ વિકલ્પે હતાં જ. અશોકની ગિરનારની ધમ્મલિપિમાં આવો લઘુપ્રયત્ન હોય તેવો य જોવા મળે છે. જૈનોની અર્ધમાગધી, જૈન મહારાષ્ટ્રી અને જૈન અપભ્રંશમાં તો, આ. હેમચંદ્ર अवर्णो यश्रुतिः (સિ.હે. ૮ ૧-૧૮૦) એ સૂત્રમાં કહે છે તે પ્રમાણે, યકારનું લઘુપ્રયત્ન ઉચ્ચારણ છે. આજની ગુજરાતી હિંદી વગેરે ભાષાઓમાં એ વ્યાપક છે: कडियों, रूपियो, किया, गया, जाओ –जाय, धुए—धुवे વગેરે રૂપો.

## અર્વાચીન ધ્વનિઓ :

અર્વાચીન ગુજરાતી ભાષા અને એની વિવિધ બોલીઓએ મેળવેલા મૌલિક ધ્વનિઓ આ પરંપરામાં આપણને આવી મળ્યા છે; થોડા નવા પણ ઊભા થયા છે કે ઉછીના મળ્યા છે. આ સંપત્તિ :

| | | | |
|---|---|---|---|
| ૧. સાદા સ્વરો : | હ્રસ્વ સંવૃત : | अ इ उ अॅ ऑ | ५ |
| | દીર્ઘ સંવૃત : | ... ई ऊ ए ओ | ५ |
| | હ્રસ્વ વિવૃત : | . . . ॲ ऑ | २ |
| | દીર્ઘ વિવૃત : | आ . . अे ऒ | ३ |

૨. સ્પર્શ વ્યંજનો :

| | | |
|---|---|---|
| કંઠ્ય : | क ख ग घ (ङ) | ५ |
| તાલવ્ય : | च छ ज झ (ञ) | ५ |
| મૂર્ધન્ય : | ट ठ ड ढ . , र | ५ |

| | | |
|---|---|---|
| મૂર્ધન્યતર : | . . ड़ ढ़ ण | ૩ |
| દંત્ય : | त थ द ध न , ल | ૬ |
| ઓષ્ઠ્ય : | प फ ब भ म | ૫ |
| જિહ્વામૂલીય : | . . . . . . ळ | ૧ |
| ૩. અર્ધસ્વર : | य व | ૨ |
| ૪. ઉષ્માક્ષર : | [श] [ष] स | ૩ |
| ૫. મહાપ્રાણ : | ह | ૧ |
| ૬. શુદ્ધ અનુસ્વાર : | ॰ | ૫૨ |

આ ઉપરાંત, આદિમ ભારત–આર્ય ભૂમિકામાં જેની બહુ વ્યાપકતા નહોતી તે 'રંગ' કિંવા અનુનાસિક ઉચ્ચારણ નવ્ય ભારત–આર્ય ભાષાઓમાં પ્રાકૃત દ્વારા ઉત્તરોત્તર વ્યાપકતા ધારણ કરી ગયું છે ને એ માત્ર સ્વરધર્મ છે એ આ પૂર્વે કહ્યું જ છે. એના વળી, સ્વ. નરસિંહરાવ દિવેટિયાએ પાડ્યા છે તેવા કોમલ–કોમલતર-કોમલતમ એવા પ્રાંતીય ત્રણ ભેદ કહેવામાં આવે છે.

ઉચ્ચરિત ભાષાસ્વરૂપમાં अ इ उ ए ओનાં લઘુપ્રયત્ન કે અર્ધમાત્રિક ઉચ્ચારણ, એ રીતે य–वનાં લઘુપ્રયત્ન ઉચ્ચારણ, અને લેખનમાં જુદા હૃથી બતાવાતું હ કારનું, નરસિંહરાવે કહ્યું છે તેવું, 'લઘુપ્રયત્ન—અથવા વધુ સ્વાભાવિક રીતે રીતે તો સ્વરોનું જ મહાપ્રાણિત ઉચ્ચારણ—આ ઉચ્ચારણો જાણીતાં છે. ઉપરાંત, પ્રાંતીયતા લેખે च छ ज झનાં ચરોતીય પ્રાકૃત (મરાઠી સદૃશ) ઉચ્ચારણો, અંગ્રેજી Z જેવું ज–झનું ગ્રામીણ—અને શહેરીઓમાં પણ કેટલેક અંશે વ્યાપક—ज જેવું મહાપ્રાણ ઉચ્ચારણ—આ આપણી ધ્વનિ–મૂડી છે.

સંસ્કૃત અંગ્રેજી વગેરે ભાષાઓના તત્સમ શબ્દોના ઉચ્ચારણમાં વર્ગીય વ્યંજનો પૂર્વે ङ અને ञ એ અનુનાસિકોનું ઉચ્ચારણ—જે હકીકતમાં તો ત્રીજા વર્ગીય ઉચ્ચારણની પૂર્વેના સ્વરનું અનુનાસિક ઉચ્ચારણ મૂર્ત કરી આપે છે,—થોડા શબ્દોમાં મૂર્ધન્ય षकारनुं ઉચ્ચારણ (પ્રાંતીયતા લેખે વિચારતાં પશ્ચિમ સૌરાષ્ટ્રની મેર પ્રજામાં च–छના ગ્રામીણ सने સ્થાને ખાસ જાણીતું), ગુજરાતીને આજે બેશક પ્રાંતીય લેખે જાણીતું તાલવ્ય शकारनुं ઉચ્ચારણ, અંગ્રેજી શબ્દોમાં દંત્યૌષ્ઠ્ય फ़ (જેમકે फ़ोर्म, फ़ार्म)—આ ગુજરાતી કંઠને માટે આયાત કરેલાં ઉચ્ચારણ છે.

## ગુજરાતી ધ્વનિઓનાં ચોક્કસ સ્થાન :

વર્ણોનો ઉચ્ચાર કરતી વેળા ફેફસાં ધમણનું કામ કરે છે. હવા ત્યાંથી શ્વાસનલિકા દ્વારા કંઠમાર્ગમાં પ્રવેશ કરે છે. અહીંથી જ વ્યક્ત ઉચ્ચારણનું બીજ નખાય છે. આ નીચે આપેલી આકૃતિમાં ઉચ્ચારણમાં કારણભૂત તેમજ સહાયક મુખભાગોનો નિર્દેશ મળશે :




આકૃતિ ૧

૧. શ્વાસનલિકા ( wind pipe )
૨. કંઠદ્વાર ( larynx )
૩. ધ્વનિ-તંત્રી ( પતરીઓ–vocal chords )
૪. કાકલ ( glottis )
૫. અભિકાકલ ( epiglottis )
૬. કંઠમાર્ગ ( pharynx )
૭. નાસિકા–વિવર ( nasal cavity )
૮. કંઠસ્થાન ( guttur )
૯. અલિજિહ્વ ( લાળી–uvula )

૧૦. મુખ–વિવર ( mouth cavity )
૧૧. કોમલ તાલુ ( soft palate )
૧૨. મૂર્ધા ( cerebral )
૧૩. કઠોર તાલુ (hard palate )
૧૪. વર્ત્સ્ય ( alveola )
૧૫. દંત ( teeth )
૧૬. ઓષ્ઠ ( હોઠ–lips )
૧૭. જિહ્વામૂલ ( root of the tongue )
૧૮. જિહ્વાપૃષ્ઠ ( back of the tongue )
૧૯. જિહ્વામધ્ય ( middle of the tongue )
૨૦. જિહ્વાફલક ( front of the tongue )
૨૧. જિહ્વાશિખર ( tip of the tongue )

પ્રત્યેક ધ્વનિ વ્યક્ત કરવામાં જરૂરિયાત પ્રમાણે ઉપરનાં એકથી વધુ અંગોનો ઉપયોગ લેવામાં આવે છે.

શ્વાસનલિકા દ્વારા કંઠદ્વારમાં આવી વાયુ કંઠમાર્ગ ઉપર આવે છે. કંઠના બહારના ભાગમાં જે ઘાંટી છે તેનો અંદરનો ભાગ તે જ કંઠદ્વાર. આ જ ધ્વનિયંત્રનું કામ આપે છે; ધ્વનિ વ્યક્ત થવાનું આ પ્રથમ સ્થાન ( larynx ) છે. કંઠદ્વારથી ઉપર આગળ વધતાં બેઉ બાજુ એક એક ધ્વનિતંત્રી ( vocal chord ) છે, જેના વચ્ચેના ખૂલા ભાગને કાકલ ( glottis ) કહેવામાં આવે છે. અહીં આવ્યા બાદ જિહ્વાના પાંચ ભાગોમાંના હરકોઈ એક ભાગની મુખવિવરમાંના તે તે સ્થાન તરફની ગતિથી જુદા જુદા ધ્વનિઓ ઊઠે છે, જે આપણા સ્વર અને વ્યંજનો છે. આનો યથાસ્થાન નીચે વિચાર આવશે.

**સ્વરો :** મુખવિવરનાં અમુક અમુક ચોક્કસ સ્થાનોમાંથી આ ધ્વનિઓ ઉત્પન્ન થાય છે. ઉચ્ચારણ–પ્રયત્ન વખતે, એટલું જ કે, જિહ્વાનો તે તે ભાગ તે તે સ્થાનનો સાક્ષાત સ્પર્શ કરતો નથી, ત્યાં ત્યાંસુધી લંબાઈ પાછો વળી જાય છે. વિદ્વાનોએ વિભિન્ન ભાષાઓમાં ઉચ્ચરિત થતા સ્વરોનું માપ નિશ્ચિત કરવા આઠ મૂલ સ્વરોનો સ્વીકાર કર્યો છે. મુખવિવરમાં કોઈ સ્વરો આગલા ભાગ બાજુથી ઉચ્ચરિત થતા હોય છે, તો કોઈ પાછલા ભાગ તરફથી ઉચ્ચરિત થતા હોય છે; કોઈ સ્વરો તો વચલા ભાગમાંથી

પણ ઉચ્ચરિત થતા હોય છે. નીચે આપવામાં આવેલાં **માનસ્વરો** (cardinal vowels)નાં સ્થાનો તે તે સ્વરનું અસલ સ્થાન સૂચવે છે. ભિન્ન ભિન્ન ભાષાઓ અને બોલીઓમાં તે તે સ્થાનની નજીકના કોઈ અને કોઈ સ્થળેથી તે તે સ્વર ઉચ્ચરિત થતો હોય છે.

આકૃતિ ૨

ઉપર આપેલી 'આકૃતિ ૨'માં આપેલા માનસ્વરોનાં સ્થાન જોતાં સમઝાશે કે આમાં કંઠમાંથી ઊઠતો કંઠદ્વારની નજીકમાંનો નજીક સ્વર आ (પાછળનો, નીચા સ્થાનનો, સૌથી પહોળો સ્વર)છે, જ્યારે એની સમાંતર સપાટીએ આગલા ભાગમાંથી ઊઠતો સ્વર अ (આગળનો, નીચા સ્થાનનો, સામાન્ય પહોળો, હ્રસ્વ) છે. આમ आ **પશ્ચસ્વર** (back vowel) છે, अ **અગ્રસ્વર** (front vowel) છે. હવે પાછલી બાજુએ ઊંચામાં ઊંચે સ્થાનેથી ઉચ્ચારવામાં આવે તે સ્વર ऊ (પાછળનો, ઊંચા સ્થાનનો, તંગ ગોળાકાર હોઠવાળો, સાંકડો, દીર્ઘ) છે, જ્યારે આગલી બાજુએ ઊંચામાં ઊંચે સ્થાનથી ઉચ્ચારવામાં આવે તે સ્વર ई (આગળનો, ઊંચા સ્થાનનો, સાંકડો દીર્ઘ) છે. ચતુષ્કોણના ત્રણ સરખા ભાગ કરવામાં આવે તે રીતે પાછલી ઉપરની બાજુથી બરોબર એક ભાગ નીચે ओ (પાછળનો, પ્રમણામાં ઊંચા સ્થાનનો, ગોળાકાર હોઠવાળો, સાંકડો) સ્વર છે, જ્યારે એની

અને આની બરોબર વચ્ચે આવેલો સ્વર ऑ ( પાછળનો, અર્ધ થોડા ઊંચા સ્થાનનો, ગોળાકાર હોઠવાળો, પહોળો, દીર્ઘ ) છે. આમ ऊ ओ ऑ પણ **પૃષ્ઠસ્વર** છે. ई અને अ વચ્ચેની ત્રાંસી રેખાના સરખા ત્રણ ભાગ કર્યા પછી ઉપરથી બરોબર એક ભાગ નીચે ए ( આગળનો, પ્રમાણમાં ઊંચા સ્થાનનો, અર્ધ સાંકડો, દીર્ઘ ) છે, જ્યારે આ ए અને अनी બરોબર મધ્યમાં સ્વર ऍ ( આગળનો, અર્ધ થોડા ઊંચા સ્થાનનો, સહેજ પાછળ જતો, પહોળો, દીર્ઘ ) છે. આમ આ ई ए અને ऍ પણ **અગ્રસ્વર** છે.

મુખવિવરના કયા કયા સ્થાન તરફ જિહ્વાનો જે તે ભાગ ખેંચાય છે એ દૃષ્ટિએ વિચારતાં अ અને आ કંઠદ્વાર નજીકના કંઠસ્થાનીય છે, ई કઠોર તાળવા નજીકનો તાલવ્યસ્થાનીય છે, ए અને ऍ પોચા તાળવા નજીક કંઠદ્વાર તરફ ખેંચાઈ જુદે જુદે સ્થાનેથી ઉચ્ચારાતા કંઠ-તાલુસ્થાનીય છે, ऊ બેઉ હોઠની મદદથી ઊઠતો ઓષ્ઠસ્થાનીય છે, જ્યારે ओ અને ऑ એવી જ ગોળાકાર સ્થિતિમાં ક્રમે વધુ અંદરના ભાગમાં કંઠદ્વાર તરફ ખેંચાઈને બે હોઠ વચ્ચેથી ઉચ્ચારતા કંઠ-ઓષ્ઠસ્થાનીય છે.

આ આઠેય સ્વર માનસ્થાનીય છે. આજના ગુજરાતી ઉચ્ચારણમાં ઉપરનો તે તે સ્વર એના માનસ્થાનથી ન ઉચ્ચારતાં થોડોઝાઝો આઘો-પાછો ઉચ્ચરિત થાય છે. અને છેક ભારત-યુરોપીય ભાષાભૂમિકાથી ચાલ્યા આવતા इ उ ए ओ એ હ્રસ્વ સ્વરો, તેવા જ નવા જેવા જણાતા છતાં એ પ્રણાલીમાં બીજી ભગિની ભાષાઓમાં પણ ઉચ્ચરિત થતા હ્રસ્વ ऍ ऑ પણ છે. ઉપર ' આકૃતિ ૨ ' માં ચતુષ્કોણમાં ગુજરાતી સ્વરોનાં સ્થાન જોતાં આપણને સરવાળે પંદર સ્વરો મળ્યા છે. આમાં આડી સમાંતર રેખાએ જે ત્રણ ચતુષ્કોણ પડે છે તેમાંના નીચેના ચતુષ્કોણમાં સ્વરિત 'અ' વિવૃત (પહોળા) 'ઓ'ની ઉપરની રેખાથી ડાબી બાજુએ જરા છેટે ઉચ્ચરિત થાય છે. ( એ આમ સહેજ પાછળનો 'આ'ની તુલનાએ એનાથી લગભગ અડધો પહોળો હ્રસ્વ સ્વર છે. ) આ અને આ સ્વરિત અની રેખા લંબાવી વચ્ચેના ચતુષ્કોણના મધ્યમાં મધ્યસ્વર તરીકે એક અ મુખનાં અંગોની સ્વાભાવિકતાથી જિહ્વાની પણ સ્થિરતાથી અસ્વરિત દશામાં ઉચ્ચરિત થાય છે. માનસ્થાનીય વિવૃત अ આપણે ગુમાવ્યો છે.

આપણો હ્રસ્વ ઇ ( આગળનો, જરા નીચો, સાંકડો અને ખેંચાણ વિનાનો ) છે તે ડાબા ઉપરના ત્રિકોણમાંના આપણા એના સ્થાનથી અંદર-

ના ભાગે જરા ઊંચે સ્થાનેથી ઉચ્ચરિત થાય છે, જ્યારે ઉપરના ચતુષ્કોણની નીચલી સપાટીએ એથી જમણી બાજુ થોડે છેટે છતાં સહેજ નીચે રેખાને લગભગ અડીને ( એમ આગળનો મધ્યસ્થાનીય, સહેજ પાછળ પડતો, સાંકડો, હ્રસ્વ ) ઍ ઉચ્ચરિત થાય છે.

ડાબી બાજુ જ્યાં હ્રસ્વ ઍ છે તે જ રીતે જમણી બાજુ એથી અંદરના ભાગમાં ( એમ આગળનો મધ્યસ્થાનીય સહેજ પાછળ પડતો, સાંકડો હ્રસ્વ) ઍા ઉચ્ચરિત થાય છે. [ ડૉ. દવેએ આ સ્વરને સ્વતંત્ર સ્વીકાર્યો નથી, પરંતુ 'કેટલાંક બંધ syllableમાં આ સ્વર ખૂબ સાંકડો તથા સહેજ આગળ અને ઠીક ઠીક હ્રસ્વ બોલાય છે તેવા શબ્દો મારા સાંભળવા પ્રમાણે થોડા છે' એમ કહીને ચીંધી તો દીધો જ છે. ]

હ્રસ્વ ઍથી હ્રસ્વ ઇ જેટલો દૂર છે તેટલો જ એની સમાંતર રેખાએ હ્રસ્વ ઑથી હ્રસ્વ ઉ ( ઉચ્ચ સ્થાનનો, પાછળનો, સાંકડો ) ઉચ્ચરિત થાય છે. જેમ દીર્ઘ વિવૃત ઍ નિશ્ચિત છે તેવો જ હ્રસ્વ વિવૃત ઍ ( આગળનો મધ્યસ્થાનીય, સહેજ પાછળ પડતો અર્ધ પહોળો) ઉચ્ચરિત થાય છે.

જેમ દીર્ઘ વિવૃત ઑ નિશ્ચિત છે તેવો જ હ્રસ્વ વિવૃત ઑ ( પાછળનો, ગોળાકાર હોઠવાળો, અર્ધા નીચેના સ્થાનનો, અર્ધ પહોળો ) ઉચ્ચરિત થાય છે.

ઉચ્ચારણના ક્રમ પ્રમાણે છેક ઊંચેથી લઈ નીચે થઈ, સામી બાજુએ નીચે આવી પાછલી બાજુએ ઊંચે જઈએ ત્યાંસુધીમાં આમ આ સ્વરો આવી રહે છે; એની સામે આપેલાં ઉદાહરણોથી તે તે સ્વર સમઝવો સરળ થશે :

૧. **દીર્ઘ ઈ:** ગુજરાતી જીવંત ભાષામાં તેમજ એની વિવિધ બોલીઓમાં આ દીર્ઘ ઈ વ્યાપક નથી; જ્યારે સંબોધનને અંતે હોય તેમજ ભારવાચક 'જ' અને 'ય'ની પૂર્વે હોય ત્યારે હંમેશાં હ્રસ્વ ઉચ્ચરિત થવાને બદલે દીર્ઘ ઉચ્ચરિત થાય છે; જેમકે અલ્યા મોતી! હરિ જ આવશે. હરિ ય આવે. હોઠનું ખૂબ ખેંચાણ થઈ જિહ્વાનાં બેઉ પડખાં પહેલી દાઢને સ્પર્શ થતાં જિહ્વાશિખર કઠણ તાળવા ભણી ગતિ બતાવે છે.

ખૂબ જ સૂચક વસ્તુ છે કે આજે જોડણીમાં 'ઘી જી બી ફી' જેવા માંના કે એકથી વધુ શ્રુતિવાળા શબ્દોના અંત્ય કે ઉપાંત્ય રીત 'જી જીત ખીજ ખીર ગીધ' જેવા, તો 'ખરીદી ગરીબી કીમિયો ચીપિયો' જેવામાંન અનંત્ય ઈ ગુજરાતી ભાષામાં સહજ રીતે હ્રસ્વ જ ઉચ્ચરિત થાય છે

૨. હ્રસ્વ ઇ : ઉપરના ઈના ઉચ્ચારણ જેટલું જિહ્વાશિખર આગળ સુધી ન વધતાં જરા અંદર રહે છે. એ સ્વરિત હોય તો એના પછી લઘુ પ્રયત્ન સ્વરવાળી શ્રુતિ હોય છે, અને શબ્દાંતે હોય તો વાકયમાંના પછીન શબ્દોના ઉચ્ચારણને લઈ લઘુતા ધારણ કરી લે છે, તદ્દન વાક્યાંતે હોય તે વિરામ પામી રહે છે; બાકી તો અસ્વરિત દશામાં જ હોય છે. એની ત્રણ સ્થિતિમાં : (૧) **રી**ત **જી**ભ ખીજ ખીર ગીધ વકીલ મસીદ; કીમિયે **ચી**પિયો વગેરે; (૨) ઘી જી **બી છી**; વીંછી પીછી, રાખડી પાપડ નાગ**રી**; (૩) વકીલાત ખ**રી**દી ગ**રી**બી અમી**રી**; વગેરે.

ગુજરાતીમાં અર્ધમાત્રિક કે લઘુપ્રયત્ન ઇકાર પણ છે. એનું સ્થા આ હ્રસ્વ ઇના સ્થાનથી પણ જરા અંદરનું, હંમેશાં અસ્વરિત અર્ધમાત્રિ છે; જેમકે કીમિયો રૂપિયો પીએ બીએ પીયો મિયાં છીએ કરીએ વગેરે

૩. **દીર્ઘ એ :** જિહ્વાફલક ઊંચકાઈ કઠણ તાળવા નજીક તાળાઃ રહે છે, હોઠ ઠીક ઠીક ખુલ્લા રહે છે અને બેઉ ગાલ જરા પાછા ખેંચાય છે. ગુજરાતી ભાષાની બધી જ બોલીઓમાં આજે એ લગભગ નાબૂદ થઈ ગયો છે. એનું સ્થાન નીચેના હ્રસ્વ ઍકારે લીધું છે. જ્યારે બે કે નજીકન બેથી વધુ સ્વરિત સ્વરોવાળા શબ્દોમાં પૂર્વ સ્વર તરીકે હોય છે ત્યારે જ ઉચ્ચરિત થાય છે; જેમકે 'એવા રેવા એવાતણ સેવા મેવો.' આમ પણ વલણ હ્રસ્વતા તરફનું જ છે; આગળ વધતાં અસ્વરિત દશામાં તો એ છેક અર્ધમાત્રિક પણ બની રહે છે; જેમકે 'થયેલું ગયેલું સમાયેલું' વગેરે.

૪. **હ્રસ્વ ઍ :** ઉપરના દીર્ઘ એ કરતાં વધુ ત્વરાથી અને વધુ સંકડાશથી બોલાય છે; જેમકે 'દેશ વેશ શેષ કેશ લેશ હમેશ દિનેશ એક છેક જેવડું જેટલું કેટલું' વગેરે. આ હ્રસ્વ સ્વર પ્રાકૃત-ભૂમિકાથી સંયુક્ત વ્યંજનો પૂર્વે વ્યાપક છે.

૫. **વિવૃત દીર્ઘ ઍ :** મુખવિવર ખૂબ પહોળું થાય છે, જિહ્વા-પૃષ્ઠ ઊંચકાઈને કઠણ તાળવાની અંદરની કિનારી તરફ ખેંચાય છે, ગાલ

પાછળ ખેંચાય છે; જેમકે 'બેઠો પેઠો બહેનો(બે:નો) ખેંચાણ જેણે તેણે' વગેરે. હિંદી જોડણીમાં बैठा मैं વગેરેમાંનું ઉચ્ચારણ આ વિવૃત ઍને ખૂબ નજીક છે. અંગ્રેજી તત્સમ શબ્દોમાં આપણે પ્રયોજિયે પણ છિયે : બૅરિસ્ટર મૅજિસ્ટ્રેટ વગેરે

**૬. હ્રસ્વ વિવૃત કે અર્ધવિવૃત ઍ** : આ સ્વર ઉપરના દીર્ઘ વિવૃત કરતાં સહેજ સાંકડો છે એટલું જ. લઘુ-પ્રયત્ન સ્વરવાળી શ્રુતિ પહેલાં તેમજ શબ્દાંતે એ વ્યાપક રીતે ઉચ્ચરિત થાય છે; સૌરાષ્ટ્રની બોલીઓમાં અનંત્ય દશામાં ઉચ્ચાર નથી થઈ શકતો ત્યાં પણ અંત્ય દશામાં તો આ ઉચ્ચાર સહજતાથી થાય છે ; 'કૅર કૅદ ઍર ઝૅર વૅર વૅરાગ નહૅર(નૅ:ર) શહેર(શૅ:ર)' વગેરે અને (સૌરાષ્ટ્રમાં પણ) 'છૅ લૅ દૅ જૅ (=જય) નૅ બૅ શૅ, કરૅ લઉં મરૅ ભરૅ' (વગેરે બધાં વર્તમાનકાલીન રૂપો), કરશે ખાશે વગેરે બવાં ભવિષ્યકાલીન રૂપો), ત્રીજી અને સાતમી વિભક્તિનો 'એ' પ્રત્યય

**૭. આ** : આ સ્વરનું ઉચ્ચારણ કરતી વેળા મુખવિવર વધુમાં વધુ પહોળું થાય છે, જિહ્વામૂલ નજીકનું જિહ્વાપૃષ્ઠ પૂરું ઊંચકાય છે ને કંઠદ્વાર ખેંચાઈ રહે છે. આ સંપૂર્ણ વિવૃત ઉચ્ચારણ છે; એકાક્ષરી આકારાંત બધા શબ્દો તેમજ એકથી વધુ સ્વરોવાળા શબ્દોમાંના બધા **આ**કાર આનાં ઉદાહરણ છે. જ્યારે સ્વરભાર એના ઉપર શિથિલ બને છે ત્યારે કાં તો એનો **અ** થાય છે; જેમકે '**રતાશ અવાય ખવાય મરાય**' જેવા સેંકડો શબ્દો. **અ** નથી થતો ત્યારે દોઢમાત્રિક જેવું ઉચ્ચારણ થાય છે; જેમકે 'કાળાશ **આ**રામ' વગેરે.

**૮. વિવૃત ઑ** : મુખવિવર **આ**ની તુલનાએ જરા સાંકડું થાય છે, જિહ્વાપૃષ્ઠ ઊંચકાય છે, અને હોઠ ગોળાકાર ધારણ કરે છે—ગાલ સહેજ ફૂલે છે. 'ળ' ની પૂર્વે અને મહાપ્રાણિત તેમજ અનુનાસિક સ્થિતિમાં આ ઉચ્ચારણ સહજ છે: 'ગોળો ધોળું મોળું બહોળું(બૉ:ળું) પહોળું(પૉ:ળું) રોંચો ઘોંચે' વગેરે તેમજ 'કોણી દોણી' વગેરે, અને 'પેઠો બેઠો મોડો' વગેરે. અંગ્રેજી શબ્દો 'કૉલેજ સૉનેટ' વગેરે. સૌરાષ્ટ્રની બોલીઓમાં આ ઉચ્ચારણ સાદા **ઓ** તરીકે છે.

**૯. અર્ધવિવૃત ઑ** : જરા વધુ ટૂંકવાય એટલું જ, તેથી આને હ્રસ્વ કે અર્ધ વિવૃત કહેવામાં આવે છે. લઘુપ્રયત્ન શ્રુતિની પૂર્વે તેમજ હમેશાં શબ્દાંતે ઉચ્ચારણ અર્ધવિવૃત હોય છે; જેમકે "તૉ શૉ હૉ હૉ કૉર પહૉર

(પાંઃ૨) આંઠ ઘડૉ દડૉ માર્યો બરૅાલ નૉતરે' વગેરે. અંગ્રેજી તત્સમ શબ્દોનો ઉપાંત્ય ઍા હંમેશાં હ્રસ્વ છે. 'હૉસ્પિટલ બૉલ કૉલ' વગેરે. સૌરાષ્ટ્રની બોલીઓમાં આ કે ઉપરના બેઉ પ્રકારના સ્વર બોલાતા નથી; જેમકે એવા અંત્ય ઍ નું ઉચ્ચારણ વ્યાપકતાથી થાય છે. માત્ર ગોહિલવાડમાં ઉચ્ચારણ કાંઈક કૃત્રિમતાથી હોય એમ, અને ઝાલાવાડમાં વધુ સ્પષ્ટતાથી થાય છે.

**૧૦. ઓ** : આમાં મુખવિવર લગભગ સાંકડું થઈ જાય છે, જિહ્વા-પૃષ્ઠ હોઠ તરફ ખેંચાય છે તેથી કંઠદ્વારથી હોઠ સુધીની સપાટીમાં હવા પથરાઈ જાય છેઃ 'બોલી ખોલી મોચી દોરો' વગેરે શબ્દોનો સ્વરિત ઓ આ છે અસ્વરિત દશામાં તો એ શબ્દાંતે અર્ધમાત્રિક થઈ સંધિસ્વરાત્મક બની રહે છે; જેમકે 'જાઓ ધાઓ કમાઓ' વગરે.

**૧૧. હ્રસ્વ ઑ** : ઉપર કરતાં વધુ ટૂંકો ને ઝડપથી ઉચ્ચરિત થાય છે. લઘુપ્રયત્ન શ્રુતિની પૂર્વે અને બાકી તો સર્વત્ર અસ્વરિત દશામાં એ આવે છે. પ્રાકૃતકાળથી સંયુક્ત વ્યંજનોની પૂર્વે આ સ્વીકારાયો છેઃ 'ઢૉર જૉર ચૉર કૉચવું દૉરવું કઠૉર નકૉર પૉલાણ બૉલાવ કૉચવ દૉરવ' વગેરે.

**૧૨. હ્રસ્વ ઉ** : મુખ વિવર તદ્દન સાંકડું, હોઠ તદ્દન ગોળાકાર, જિહ્વા-શિખરની હોઠ તરફ ગતિ ને તાળવા તરફ સહેજ ઉપસાટ. ગુજરાતી ઉચ્ચારણમાં જોડણીમાં ભલે દીર્ઘ સ્વીકારવામાં આવ્યો હોય, એ હમેશાં હ્રસ્વ છે, પછી એકસ્વરી શબ્દો હોય કે અનેકસ્વરી; જેમકે 'ગૂ લુ રૂ, શું છું હું, કરું ભરું હસું, આવીશું જઈશું રમીશું, ધૂળ થૂળ દૂર નૂર તૂર દૂધ ખૂબ, બરુ શરૂ બાજુ–જૂ હજુ બાબુ ઋતુ વજુ રામુ કાજુ, કાબૂ, રજૂ, અને અસ્વરિત ઉતાવળો 'ઉદાર મૂંઝાય રુઝાય લૂંટાય' વગેરે.

આ ઉકાર અર્ધમાત્રિક દશા સુધી પણ ઉચ્ચરિત થાય છે, જ્યાં એને આપણે લઘુપ્રયત્ન કહિયે ;જેમકે 'ધુએ જુએ રુએ, ધુઓ જુઓ રુઓ, સૂએ સુઓ મૂઓ' વગેરે.

**૧૩. દીર્ઘ ઊ** : ઉપરનું જ ઉચ્ચારણ પૂરી લંબાઈથી થાય છે. ગુજરાતી જોડણીમાં એનો સ્વીકાર થયો હોવા છતાં ઉચ્ચારણમાં આપણે એ સામાન્ય રીતે ગુમાવ્યો છે. સંબોધનને અંતે લંબાવતાં તેમજ માત્ર 'જ' અને 'ય' ની પૂર્વે લંબાવીને સ્વરભાર સાથે એનો ઉચ્ચાર સહજ રીતે કરવામાં આવે છે; જેમકે 'અલ્યા ભાનુ ભાનુ જ આવે, કાકુ ય આવે.'

પાછળ ખેંચાય છે; જેમકે 'બેઠો પેઠો બહેનો(બેઃનો) ખેંચાણ જેણે તેણે' વગેરે. હિંદી જોડણીમાં बैठा मैं વગેરેમાંનું ઉચ્ચારણ આ વિવૃત ઍને ખૂબ નજીક છે. અંગ્રેજી તત્સમ શબ્દોમાં આપણે પ્રયોજિયે પણ છિયે: બૅરિસ્ટર મૅજિસ્ટ્રેટ વગેરે

**૬. હ્રસ્વ વિવૃત કે અર્ધવિવૃત ઍ :** આ સ્વર ઉપરના દીર્ઘ વિવૃત કરતાં સહેજ સાંકડો છે એટલું જ. લઘુ-પ્રયત્ન સ્વરવાળી શ્રુતિ પહેલાં તેમજ શબ્દાંતે એ વ્યાપક રીતે ઉચ્ચરિત થાય છે; સૌરાષ્ટ્રની બોલીઓમાં અનંત્ય દશામાં ઉચ્ચાર નથી થઈ શકતો ત્યાં પણ અંત્ય દશામાં તો આ ઉચ્ચાર સહજતાથી થાય છે ; 'કૅર કૅદ ખૅર ઝૅર વૅર વૅરાગ નહૅર(નૅઃર) શાહૅર(શૅઃર)' વગેરે અને (સૌરાષ્ટ્રમાં પણ) 'છૅ લૅ દૅ જૅ (=જય) નૅ બૅ શૅ, કરૅ લઉં મરૅ ભરૅ' (વગેરે બધાં વર્તમાનકાલીન રૂપો), કરશૅ ખાશૅ વગેરે બધાં ભવિષ્યકાલીન રૂપો), ત્રીજી અને સાતમી વિભક્તિનો ' એ ' પ્રત્યય

**૭. આ :** આ સ્વરનું ઉચ્ચારણ કરતી વેળા મુખવિવર વધુમાં વધુ પહોળું થાય છે, જિહ્વામૂલ નજીકનું જિહ્વાપૃષ્ઠ પૂરું ઊંચકાય છે ને કંઠદ્વાર ખેંચાઈ રહે છે. આ સંપૂર્ણ વિવૃત ઉચ્ચારણ છે; એકાક્ષરી આકારાંત બધા શબ્દો તેમજ એકથી વધુ સ્વરોવાળા શબ્દોમાંના બધા **આ**કાર આનાં ઉદાહરણ છે. જ્યારે સ્વરભાર એના ઉપર શિથિલ બને છે ત્યારે કાં તો એનો **અ** થાય છે; જેમકે 'રતાશ અવાય ખવાય મરાય' જેવા સેંકડો શબ્દો. **અ** નથી થતો ત્યારે દોઢમાત્રિક જેવું ઉચ્ચારણ થાય છે; જેમકે 'કાળાશ **આ**રામ' વગેરે.

**૮. વિવૃત ઑ :** મુખવિવર **આ**ની તુલનાએ જરા સાંકડું થાય છે, જિહ્વાપૃષ્ઠ ઊંચકાય છે, અને હોઠ ગોળાકાર ધારણ કરે છે—ગાલ સહેજ ફૂલે છે. 'ળ' ની પૂર્વે અને મહાપ્રાણિત તેમજ અનુનાસિક સ્થિતિમાં આ ઉચ્ચારણ સહજ છે: 'ગૉળો ધૉળું મૉળું બહૉળું(બૉઃળું) પહૉળું(પૉઃળું) રૉંચો ધૉંચે' વગેરે તેમજ 'કૉણી દૉણી' વગેરે, અને 'પૉઠો બૉઠો મૉડો' વગેરે. અંગ્રેજી શબ્દો 'કૉલેજ સૉનેટ' વગેરે. સૌરાષ્ટ્રની બોલીઓમાં આ ઉચ્ચારણ સાદા **ઓ** તરીકે છે.

**૯. અર્ધવિવૃત ઑ :** જરા વધુ ટૂંકવાય એટલું જ, તેથી આને હ્રસ્વ કે અર્ધ વિવૃત કહેવામાં આવે છે. લઘુપ્રયત્ન શ્રુતિની પૂર્વે તેમજ હમેશાં શબ્દાંતે ઉચ્ચારણ અર્ધવિવૃત હોય છે; જેમકે "તૉ શૉ હૉ હૉ કૉર પહૉર

(પોર) ઑડ ઘડૌ દડૌ માર્યો બરૌંલ નૌતરે' વગેરે. અંગ્રેજી તત્સમ શબ્દોનો ઉપાંત્ય ઑ હંમેશાં હ્રસ્વ છે. 'હૉસ્પિટલ બૉલ કૉલ' વગેરે. સૌરાષ્ટ્રની બોલી-ઓમાં આ કે ઉપરના બેઉ પ્રકારના સ્વર બોલાતા નથી; જેમકે એવા અંત્ય ઑ નું ઉચ્ચારણ વ્યાપકતાથી થાય છે. માત્ર ગોહિલવાડમાં ઉચ્ચારણ કાંઈક કૃત્રિમતાથી હોય એમ, અને ઝાલાવાડમાં વધુ સ્પષ્ટતાથી થાય છે.

**૧૦. ઓ** : આમાં મુખવિવર લગભગ સાંકડું થઈ જાય છે, જિહ્વા-પૃષ્ઠ હોઠ તરફ ખેંચાય છે તેથી કંઠદ્વારથી હોઠ સુધીની સપાટીમાં હવા પથરાઈ જાય છે: 'બોલી ખોલી મોચી દોરો' વગેરે શબ્દોનો સ્વરિત **ઓ** આ છે અસ્વરિત દશામાં તો એ શબ્દાંતે અર્ધમાત્રિક થઈ સંધિસ્વરાત્મક બની રહે છે; જેમકે 'જાઓ ધાઓ કમાઓ' વગેરે.

**૧૧. હ્રસ્વ ઑ** : ઉપર કરતાં વધુ ટૂંકો ને ઝડપથી ઉચ્ચરિત થાય છે. લઘુપ્રયત્ન શ્રુતિની પૂર્વે અને બાકી તો સર્વત્ર અસ્વરિત દશામાં એ આવે છે. પ્રાકૃતકાળથી સંયુક્ત વ્યંજનોની પૂર્વે આ સ્વીકારાયો છે: 'ઢૉર જૉર ચૉર કૉચવું દૉરવું કઠૉર નકૉર પૉલાણ બૉલાવ કૉચવ દૉરવ' વગેરે.

**૧૨. હ્રસ્વ ઉ** : મુખ વિવર તદ્દન સાંકડું, હોઠ તદ્દન ગોળાકાર, જિહ્વા-શિખરની હોઠ તરફ ગતિ ને તાળવા તરફ સહેજ ઉપસાટ. ગુજરાતી ઉચ્ચારણમાં જોડણીમાં ભલે દીર્ઘ સ્વીકારવામાં આવ્યો હોય, એ હમેશાં હ્રસ્વ છે, પછી એકસ્વરી શબ્દો હોય કે અનેકસ્વરી; જેમકે 'ગૂ લુ રૂ, શું છું હું, કરું ભરું હસું, આવીશું જઈશું રમીશું, ધૂળ થૂળ દૂર નૂર તૂર દૂધ ખૂબ, બરું શરૂ બાજુ–જૂ હજુ બાણુ ઋતુ વજુ રામુ કાજુ, કાબૂ, રજૂ, અને અસ્વરિત ઉતાવળો 'ઉદાર મૂંઝાય રુઝાય લૂંટાય' વગેરે.

આ ઉકાર અર્ધમાત્રિક દશા સુધી પણ ઉચ્ચરિત થાય છે, જ્યાં એને આપણે લઘુપ્રયત્ન કહિયે ;જેમકે 'ધુએ જુએ રુએ, ધુઓ જુઓ રુઓ, સૂએ સુઓ મૂઓ' વગેરે.

**૧૩. દીર્ઘ ઊ** : ઉપરનું જ ઉચ્ચારણ પૂરી લંબાઈથી થાય છે. ગુજરાતી જોડણીમાં એનો સ્વીકાર થયો હોવા છતાં ઉચ્ચારણમાં આપણે એ સામાન્ય રીતે ગુમાવ્યો છે. સંબોધનને અંતે લંબાવતાં તેમજ માત્ર 'જ' અને 'ય' ની પૂર્વે લંબાવીને સ્વરભાર સાથે એનો ઉચ્ચાર સહજ રીતે કરવામાં આવે છે; જેમકે 'અલ્યા ભાનુ ભાનુ જ આવે, કાકુ ય આવે.'

૧૪. **સ્વરિત અ:** કંઠદ્વાર આગળનો ભાગ જરા ખૂલે છે અને જિહ્વાપૃષ્ઠ જરા ઊપસે છે. ઉચ્ચારણમાં થોડો આયાસ રહે છે. આ સ્વર સ્વરિત છે, એના ઉપર બલાત્મક સ્વરભાર રહે છે; જેમકે 'કર લખ રજ તજ બળ કળ, સરસ કમળ નયન, કમળો નમણો, ગડબડ તડફડ મધરાત' વગેરે. આ પૂર્ણ સ્વર ઉપરથી સ્વરભાર ખસી જતાં એ તરત લઘુપ્રયત્ન બની જાય છે; જેમકે કમળ, પણ કમળો; નાટક, પણ નાટકો; નયન, પણ નયનો. એથી ઊલટું, લઘુપ્રયત્ન અકાર ઉપર સ્વરભાર આવતાં એ આ અકારનું સ્થાન લે છે; જેમકે 'ચોપડી, પણ ચોપડિયો(=ચોપડીઓ); નગરી, પણ નગરિયો(=નગરીઓ); વાટકી, પણ વાટકિયો(=વાટકીઓ); ઊતરે, પણ ઊતરશે; સાંચવે, પણ સાંચવશે; વગેરે.

૧૫. **અસ્વરિત અ:** ઉપરના અકાર જેવી પરિસ્થિતિ હોવા છતાં ઉચ્ચારણમાં કોઈ આયાસ નથી; જેમકે 'કમળ નયન કઠોર મરાય કબૂલ ગડબડાટ' વગેરે. આ સ્વર ઉપર બલાત્મક ભાર કદી આવતો નથી.

[આપણે ત્યાં લઘુપ્રયત્ન સ્વરો છે એ વિશે ઉપર તે તે સ્થળે સૂચના થયેલું છે. એ વિશે વિશેષ તો નીચે યથાક્રમ 'સ્વરભાર' વિશે કહેતાં બતાવવામાં આવશે.]

**મૌલિક સ્વરોનો ઉચ્ચારણ-સમય :**

| અંક | ઉચ્ચારણનો અંક | સ્વર | સમય-સેકન્ડ | પરંપરાની વર્ગણી | શાસ્ત્રીય વર્ગણી |
|---|---|---|---|---|---|
| ૧ | ૭ | આ | ૦·૨૦૪૯ | દીર્ઘ | દીર્ઘ–પરિમાણ |
| ૨ | ૫ | એ | ૦·૧૮૬૧ | ,, | ,, |
| ૩ | ૮ | ઑ | ૦·૧૫૦૦ | ,, | ,, |
| ૪ | ૧ | ઈ | ૦·૧૩૭૨ | ,, | ,, |
| ૫ | ૩ | એ | ૦·૧૩૧૧ | ,, | ,, |
| ૬ | ૧૩ | ઊ | ૦·૧૨૨૭ | ,, | ,, |
| ૭ | ૧૦ | ઓ | ૦·૧૨૦૩ | ,, | ,, |
| ૮ | ૧૪ (સ્વરિત) | અ | ૦·૦૮૩૨ | ,, | ,, |
| ૯ | ૧૨ | ઉ | ૦·૦૬૨૭ | ,, | ,, |
| ૧૦ | ૧૧ | ઑ | ... | ,, | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | ૯ (અર્ધવિવૃત) ઑ | ... | ,, | ,, |
| ૧૨ | ૧૫ (અસ્વરિત) અ | ૦·૦૫૧૭ | ,, | ,, |
| ૧૩ | ૨ ઇ | ૦·૦૪૫૬ | ,, | ,, |
| ૧૪ | ૪ ઍ | ૦·૦૩૫૬ | ,, | ,, |
| ૧૫ | ૬ ઑ | ... | ,, | ,, |

[સાધનાભાવે હ્રસ્વ ઍ, હ્રસ્વ ઑ અને અર્ધવિવૃત ઑનો સમય ચોક્કસ માપી શકાયો નથી, પરંતુ હ્રસ્વ ઑ ટૂંકામાં ટૂંકો અને ઍ ઍ એ ઉ અને અસ્વરિત અ ની વચ્ચેના ગાળાનો સમય લેતા અનુભવાય છે.]

**સંધિસ્વરો :** સંસ્કૃત પરિપાટી પ્રમાણે તો अ+इ=ए, अ+उ=ओ, अ+ए=ऐ અને अ+ओ=औ આમ ए ओ ऐ અને औને સંધિસ્વર કહ્યા છે, પરંતુ છેક ભારત–યુરોપીય ભૂમિકાથી ए–ओ મૌલિક સ્વરો તરીકે સ્વીકાગયા છે, સં.માં ભલે એ પાછળથી સંધિજન્ય અને ગુણાત્મક સ્વીકારાયા હોય. ઉચ્ચારણની દૃષ્ટિએ ए–ओમાં સ્થાનમિશ્રતા છે, પરંતુ સંધિજન્યતા નથી, જ્યારે ऐ औ નાં ઉચ્ચારણ 'अइ' 'अउ'ના રૂપમાં સ્પષ્ટ છે, જેમાં પૂર્વના इ ઉપર બલાત્મક ભાર હોઈ इ અને उ એના અંગરૂપ બની સંધિસ્વરાત્મક ઉચ્ચારણ ધારણ કરે છે. ગુજરાતી ભાષા જીવંત સ્વરૂપની હોઈ એની પાસે સંધિસ્વરાત્મક ઘણાં સ્વરયુગ્મો છે. અને લેખનમાં ऐ–औના થોડા શબ્દોમાંના સ્વીકૃત અપવાદે બાજુબાજુના બે સ્વરોના રૂપમાં જ બતાવવામાં આવે છે. આવા સંધિસ્વરો :

अइ (अई) : કંઈ ગઈ જઈ થઈ હઈશ દઈશ થઈશ (ઉચ્ચારણ ऐ)

अउ : જઉં થઉં લઉં (ઉચ્ચારણ औ)

आइ (आई) : જમાઈ લડાઈ ચડાઈ બાઈ ભાઈ, ગાઈ સમાઈ, કાંઈ, મૂંઝાઈશ વગેરે (ઉચ્ચારણ आ'इ)

आउ : ગાઉ ચડાઉ કમાઉ, થાઉં થાઉં જાઉં સમાઉં, બાઉ હાઉ, બાઉધર (ઉચ્ચારણ आ'उ)

आए : ગાયેલું સમાયેલું માયેલું, ઘોડાએ બાળાએ (ઉચ્ચારણ आ'ऍ)

आओ : જાઓ ગાઓ થાઓ ધાઓ સમાઓ કમાઓ (ઉચ્ચારણ आ'ऑ)

इइ (ईई) : પીઈ બીઈ (ઉચ્ચારણ इ'इ)

उइ (उई,ऊई): લુઈ સૂઈ મૂઈ ફૂઈ ફૂઈ જૂઈ (ઉચ્ચારણ उ'इ)

एइ (एई, एय): લેઈ દેઈ, એય (ઉચ્ચારણ ॲ'इ)

एउ : એઉ, લેઉં દેઉં (પ્રાંતીય) ઉચ્ચારણ ॲ'उ)

एओ : તેઓ જેઓ એઓ (ઉચ્ચારણ ॲ'ऑ)

ओइ (ओई) : કોઈ, કંદોઈ ફોઈ સોઈ જનોઈ, રોઈ ધોઇ જોઇ, જોઇશ હોઇશ, જોઈએ (ઉચ્ચારણ ऑ'इ

ओउ : જોઉં રોઉં સોઉં ખોઉં હોઉં વગેરે (ઉચ્ચારણ ऑ'उ)

ओए : ધોએ જળોએ સોએ (ઉચ્ચારણ ऑ'ॲ)

નરસિંહરાવે જેને લઘુપ્રયત્ન हश्रुति કહી છે, પણ વસ્તુસ્થિતિએ તો જ્યાં સ્વર જ મહાપ્રાણિત ઉચ્ચરિત થાય છે, ત્યાં જોડણીમાં ह જુદો બતાવવામાં આવે છે. ઉચ્ચારણની દૃષ્ટિએ સામસામા સ્વરો જ આવી પડે છે, તેવાં સ્થાન બધાં જ સંધિસ્વરાત્મક છે; જેવાં કે

ऐ : અહીં (=ઐં:) જહીં (=જૈં:) તહીં (=તૈં:) કહીં (કૈં:) દહી(=દૈં:) નહિ–નહીં (=નૈં:) મહીં (=મૈં:), કહી(=કૈં:) રહી(રૈ:) વહી(=વૈ:) સહી(=સૈ:)

औ : કહું (=કૌં:) સહું (=સૌં:) રહું (=રૌં:) વહું (=વૌં:), સહુ(=સૌ:) વહુ (=વૌ:) ટહુકો(=ટૌ:કો) મહુડો (=મૌ:ડો)

आइ : સાહી (=સા:ઇ) વાહી(=વા:ઇ) માંહીં (=માંઇં:), ચાહીએ (=ચા:ઇયે) ચાહીશ (=ચ્યા:ઇશ) નાહીશ (=ના:ઇશ) વગેરે

आउ : સાહું (સાં=:ઉં) વાહું (=વા:ઉં) નાહુ (=નાં:ઉ) ચાહું (=ચાં:ઉં)

आए : ચાહે(=ચા:ઍ) ચાહેલું (=ચા:ઍલું) વગેરે

आओ : ચાહો(=ચા:ઑ) નાહો(=ના:ઑ) સાહો(=સા:ઓ)

इइ: બીહી(=બિ:ઇ)

ओइ : મોહી(=મૉ:ઇ) લોહી (=લૉ:ઇ) દોહી(=દૉ:ઇ); મોહીશ–શું (=મૉ:ઇશ-શું) વગેરે

ओउ : મોહું (=મૉં:ઉં) લોહું (=લૉ:ઉ) દોહું (=દૉં:ઉં) વગેરે

ओए : મોહે( =મૉ:ઍ) સોહે(=સૉ:ઍ), મોહેલું (=મૉ:ઍલું) વગેરે

ओओ : મોહો(=મૉ:ઑ) વગેરે

આ સંધિસ્વરોના ડૉ. ત્ર્યંબકલાલ દવેએ ત્રણ પ્રકાર આપ્યા છે :

૧. સુદૃઢ યુગ્મો—પૂર્વાંગપ્રધાન : (૧) આઈ ભાઈ બાઈ અધીરાઈ વગેરે, (૨) આઉ બાઉ હાઉ, (૩) ઓઈ કોઈ જોઈ વગેરે, (૪) ઉઈ કુઈ ફુઈ જુઈ મુઈ સુઈ વગેરે.

૨. અર્ધશિથિલ–પૂર્વાંગપ્રધાન : એઉ એઉ

૩. સુદૃઢ–ઉત્તરાંગપ્રધાન : (૧) ઐ: ભૈરી પૈસા વૈરાગ્ય ગઈ થઈ જઈને વગેરે, (૨) ઔ: સૌભાગ્ય રૌરવ વગેરે

આ ઉપરાંત શિથિલ અંગોવાળાં : 'તેઓ ઘોડાએ ઘોડાઓ જળોએ' વગેરે. આ વિષયમાં વિચાર કરતાં ૧ થી ૩ નાં સુદૃઢ અને પૂર્વાંગપ્રધાન જ છે; સ્વરભાર પૂર્વસ્વર ઉપર હોવાને કારણે ઉત્તર સ્વર તદ્દન લઘુપ્રયત્ન થઈ અંગરૂપ બની રહે છે. 'તેઓ ઘોડાએ ઘોડાઓ જળોએ' અને એવાં જ મહાપ્રાણિત ઉચ્ચારણવાળા 'મોહે સોહે મોહેલું મોહો' કે 'ગાયેલું સમાચેલું' અને 'જાઓ ગાઓ' વગેરેમાં પણ સ્વરભાર પૂર્વના સ્વર ઉપર રહેલો છે તેથી જ ઉત્તરનો સ્વર સ્વત્વ ગુમાવી પૂર્વસ્વરાંગ બની રહે છે.

મુખવિવરમાં ઉચ્ચારણસ્થાનની દૃષ્ટિએ નીચેની આકૃતિ સંધિસ્વરોની સ્વાભાવિકતા રજૂ કરી આપે છે:




આકૃતિ ૩

**સ્વરોની અનુનાસિકતા :** મહાન વૈયાકરણ પાણિનિ આ વિશે ખૂબ જ સભાન હતા : એમણે मुखनासिकावचनोऽनुनासिकः (અષ્ટા. ૧ા.,

૧-૧-૮ ) એ સૂત્રમાં પ્રત્યેક સ્વર અનુનાસિક પણ ઉચ્ચરિત થાય છે એ વિશે ખ્યાલ આપી અનુનાસિક સ્વરોની અનનુનાસિક સ્વરો જેટલી જ સંખ્યા કહી છે. અનનુનાસિક સ્વરોના ઉચ્ચારણ કરતાં અનુનાસિક સ્વરોના ઉચ્ચારણમાં ગુણવત્તાનો વિશેષ રહે છે. ઉચ્ચારણ કરતી વખતે હવાનું કંઠદ્વારની બરોબર ઉપર આવેલા નાસિકાવિવર સુધી જવું અનિવાર્ય બને છે. પરિણામે તે તે સ્વરનું ઉચ્ચારણ કરતી વેળા મુખનાં વિવિધ સ્થાનો તરફ જિહ્વાના જુદા જુદા ભાગ ગતિ કરતા હોય છે એમાં પાછલી બાજુ એક પ્રકારનું ખેંચાણ આવે છે, લાળી ઊંચકાય છે. આ પ્રક્રિયા થવા છતાં ઉચ્ચારણની શિથિલતા સર્વથા થતી નથી.

ડૉ. દવે (૧) અસંયુક્ત અનુનાસિક સ્વરો : ઈંટ છીંટ મીંડું વેંત રેંટિયો આંખ ઊંટ કુંડાળું ઢોંગ વગેરે, (૨) ઉભયાંગ અનુનાસિક સંયુક્ત સ્વરો : કાંઈ, કંઈ, (૩) સંયુક્ત ઉત્તરાંગ અનુનાસિક સ્વરો : જઉં લઉં આઉં જાઉં જોઉં ધોઉં, ૪. સંયુક્ત પૂર્વાંગ અનુનાસિક સ્વરો ; છોકરાંઓ લૂગડાંઓ છોકરાંએ લૂગડાંએ વગેરે, આપે છે. પાછલાં (૨) (૩) (૪) નાં સ્થાનોમાં અનુનાસિક ઉચ્ચારણ આપણે ત્યાં કયા સ્વરના સંપર્કે આવી પહોંચ્યું એના ઉપરથી વર્ગણી કરવાનો પ્રયત્ન હોવાનું સમજાય છે; જેમકે સં. किमपि > અપ. *किं वि દ્વારા કાંઇના વિકાસમાં कंई–कांई ( જોડણીમાં જ ), સં. यामि > અપ. जाउं, સં. પ્રત્યય आनि> અપ. आंइ દ્વારા ગુજ. આં અને એને પછી પ્રત્યયો લાગતાં. ઉદાહરણની દૃષ્ટિએ તો कंई–कांई પૂર્વાંગ સંયુક્ત અનુનાસિક સ્વરની કોટિના જ છે. ગમે તે પ્રક્રિયાથી આ અનુનાસિક સ્વર આપણને મળ્યા હો, છતાં આજે ઉચ્ચારણમાં તો એ સંધિસ્વરાત્મક હોઈ અંગી-અંગ બેઉ સ્વરો અનુનાસિક જ ઉચ્ચરિત થાય છે, જેમાં પાછલો સ્વર અંગરૂપ હોઈ માત્રામાન ગુમાવી પૂર્વના સ્વરને સંપૂર્ણ ગુરુ બનાવી નાખે છે.

ગુજરાતના વિશાળ પ્રદેશની વાત કરતાં એક વસ્તુ તરત જ ધ્યાન ખેંચે છે કે પ્રાંતભેદે આ અનુનાસિકતામાં તારતમ્ય છે. સ્વ. નરસિંહરાવે કોમલ–કોમલતર–કોમલતમ એમ કહી ચરોતરમાં કોમલતમ જ ઉચ્ચારણ સૂચવેલું. હકીકતે તો ચરોતરમાં સ્વરો પ્રાય: અનનુનાસિક જ ઉચ્ચરિત થતા સંભળાય છે; જેમકે 'આવુ છુ;' ત્યાં એનો અર્થ એ નથી જ કે ત્યાં અનુનાસિક ઉચ્ચારણનો સર્વથા અભાવ છે. 'ગામ રામ નામ રાંડ ખાંડ' વગેરેમાં

સાનુનાસિક સ્વરોચ્ચારણ હ્રસ્વ વિવૃત ઑ રૂપે સ્પષ્ટ સાનુનાસિક જ થાય છે. સૌરાષ્ટ્રમાં અનુનાસિક ઉચ્ચારણ બહુ સૂચક અને સ્પષ્ટ છે, અને આહીર જેવી કોમોમાં તો સાનુનાસિક ઉચ્ચારણ અનનુનાસિક સ્વરોમાં પણ સંભળાય છે. પાણિનીય શિક્ષામાં રંગ (=અનુનાસિક સ્વરનું) ઉચ્ચારણ વેદમાં કેવી રીતે કરવું એ વિશે સૂચવતાં 'સૌરાષ્ટ્રિકા:નારી'ના ઉચ્ચારણનું અનુકરણ કરવા સૂચવવામાં આવ્યું છે. સરહદની ભીલી બોલીઓમાં અનુ-નાસિક સ્વાભાવિક સ્વરો ઉચ્ચરિત થતા સંભળાય છે, ડુંગરપુર-વાંસવાડાના 'વાગડ' પ્રદેશમાં પણ.

જોડણીમાં આજે આપણે નથી લખતા, પરંતુ અનુનાસિક વ્યંજનોની પૂર્વના સ્વર હમેશાં અનુનાસિક ઉચ્ચરિત થાય છે, જ્યારે પછીનો સ્વર બીજા કોઈ કારણે અનુનાસિક ન થતો હોય તો, અનનુનાસિક જ હોય છે; જેમકે જઁમ કાઁમ રાઁમ કાઁન નઁન મઁન મઁણિ મોઁણ ખૂઁણો ચૂઁનો, અને જઁનોઈ રઁમત મઁનસા વગેરે.

મહાન વૈયાકરણ પતંજલિએ પાણિનિ-સૂત્રોના ભાષ્યના પહેલા આહ્નિકમાં 'પ્રાસાદવાસી' ન્યાયનું દૃષ્ટાંત આપી આજથી ૨૧૦૦ વર્ષ ઉપર અનુનાસિક વ્યંજનોની પૂર્વનો સ્વર નાસિકામાંથી ઉચ્ચરિત થવાનું સ્પષ્ટ કરી બતાવ્યું છે. આ જ કારણ છે કે ગુજરાતી ભાષા વગેરે સાંચવતી હસ્ત-લિખિત પ્રતોમાં અનુનાસિક વ્યંજન 'ણ' 'ન' 'મ' શબ્દારંભે નથી હોતા ત્યારે પૂર્વ સ્વર ઉપર મોટે ભાગે અનુનાસિક બતાવવા બિંદુ કરવાનો પ્રઘાત હતો. કવિ દયારામના હસ્તાક્ષરમાંની એની સહી 'दयारांम' એવી એ જ કારણે મળે છે.

**મહાપ્રાણિત સ્વરો:** જેમ નાસિકાસ્થાનમાં પસાર થવાથી સ્વરો અનુનાસિક ઉચ્ચરિત થાય છે તેવી રીતે શ્વાસનલિકાના ઊંડાણમાંથી સ્વરો કે વ્યંજનો ઉચ્ચરિત થતાં એવા સ્વરો કે વ્યંજનો 'મહાપ્રાણ' બને છે. વ્યંજનોમાં ख छ ठ थ फ घ झ ढ ढ़ ध भ श ष स ह આ વ્યંજનો મહાપ્રાણ ઉચ્ચરિત થાય છે. અહીં એ ધ્યાનમાં રાખવા જેવું છે કે क च ट त प અને ग ज ड ड़ द ब એ અલ્પપ્રાણ વ્યંજનો મહાપ્રાણિત થતાં ख छ ठ थ फ અને घ झ ढ ढ़ ध भ સ્વરૂપે ઉચ્ચરિત થાય છે. આ ઉચ્ચારણો क्ह च्ह ट्ह त्ह प्ह જેવાં સર્વથા નથી. આ જ રીતે સ્વરો પણ શ્વાસનલિકાના ઊંડાણમાંથી ઉરસ્‌માંથી હવા મેળવી ઉચ્ચરિત થતા

હોય છે ત્યારે 'મહાપ્રાણ' હોય છે. સ્વ. નરસિંહરાવે જેને લઘુપ્રયત્ન હકાર કહ્યો છે અને 'જોડણીકોશ'માં જેને હશ્રુતિ કહી છે તે હકીકતે આ જ વસ્તુ છે : જોડણીની દૃષ્ટિએ લખાતા 'મહોરું' 'નહેર' 'વહાલું' 'વહાણ' 'ટહુકો' 'કહ્યું' 'રહે' 'નાહે' 'કોહે' 'કહેવાય' 'અહીં' 'કહીં' 'જહીં' 'તહીં' 'નહીં' અને 'અમે' 'તમે' 'અમારું' 'તમારું' 'જેનું' 'જ્યારે' વગેરે હજારો શબ્દોમાં વ્યંજનાત્મક ઉચ્ચારણ નથી. હકાર અસ્પર્શ વ્યંજન છે એટલે એના કંઠ્ય ઉચ્ચારણમાં કંઠદ્વારને જિહ્વાના મૂળ તરફના ભાગને સ્પર્શ કરવાનું નથી જ, છતાં એ સ્પષ્ટ રીતે વ્યંજન જ છે, પરંતુ સ્વરોચ્ચારણ વખતે તો માત્ર શ્વાસનલિકાની હવા જ કારણભૂત બને છે; પેલો પ્રત્યેક સ્વર પોતપોતાના સ્થાનથી હંમેશાં કંઠદ્વાર તરફ ખેંચાઈને જ બોલાય છે. એના ઉચ્ચારણસમયમાં અલ્પપ્રાણ સ્વરથી કોઈ વધુ સમય ખાસ જતો નથી. ગુજરાતી જોડણીમાં આ સ્વરના મહાપ્રાણ ઉચ્ચારણને વ્યક્ત કરવા કોઈ સંકેત નથી, તેથી ગુજરાતીમાં નષ્ટ થઈ ચૂકેલા સંસ્કૃતકાલીન વિસર્ગના સંકેતનો ઉપયોગ કરવો ઠીક લાગ્યો છે. એ રીતે ઉપર સૂચિત થયેલા શબ્દો ઉચ્ચારણદૃષ્ટિએ આ પ્રમાણે બતાવવા ઠીક થઈ પડશે; જેમકે મોઃરું નેઃર વાઃલું વાઃણ ટૌઃકો કૌંઃ રેઃ નાઃય કોઃય કેઃવાય ઐંઃ કૈંઃ જૈંઃ તૈંઃ નૈંઃ' અને 'અઃમે તઃમે અઃમારું તઃમારું જેઃનું જ્યાઃરે' વગેરે.

'કઃ' 'ખ', 'ગઃ' 'ઘ', 'ચઃ' 'છ', 'જઃ' 'ઝ', 'ટઃ' 'ઠ', 'ડઃ' 'ઢ', 'તઃ' 'થ', 'દઃ' 'ધ', 'પઃ' 'ફ', 'બઃ' 'ભ'–આ જોડકાં જોવાથી–એનાં ઉચ્ચારણ કરવાથી સ્પષ્ટ થઈ જશે કે પહેલા ઉદાહરણમાં સ્વર મહાપ્રાણિત છે, જ્યારે બીજા બીજા મહાપ્રાણ વ્યંજન છે.

મધ્યકાલીન ગુજરાતીના વિકાસમાં હાથપ્રતોમાં સ્વરસહિત બંને વ્યંજનોના રૂપમાં રહે એમ હકાર બતાવવામાં આવતો; જેમકે 'મોહોરું' 'નેહેર' 'કેહે' 'રેહે' 'વહાલું' 'વાહાણ' 'જેહેનું' 'જ્યાહારે' 'જ્યાંહાં' વગેરે, તો સર્વનામોમાં 'અમ્હે–અહ્મે' 'તમ્હે–તહ્મે' 'અમ્હારું–અહ્મારું' 'તમ્હારું–તહ્મારું' વગેરે. માત્રિક દૃષ્ટિએ હકારસહિત જુદો લખાતો કે સંયુક્ત વ્યંજનમાં લખાતો સ્વર જુદો હતો જ નહિ. આજનું જીવંત ઉચ્ચારણ આ સ્પષ્ટ કરી આપે છે. હિંદીમાં હમારા ઉચ્ચરિત થતું હશે, પરંતુ ગુજરાતીમાં તો મહાપ્રાણિત હ્રસ્વ અકારના રૂપમાં જ 'અઃમારું' ઉચ્ચરિત થાય છે. સ્વ. ગોવર્ધનરામે 'અહમારું' વગેરે લખવા સૂચવેલું, તો સ્વ. નરસિંહરાવે 'હમારું'

લખવા સૂચવેલું, પરંતુ એમાં મહાપ્રાણિત સ્વરતાનો દાર્શનિક ભેદ સરળ બનતો નથી.

**સ્વરભાર** : સ્વરનો વિચાર કરતી વેળા જીવંત ભાષાઓ અને બોલીઓમાં કામ કરતા બેઉ પ્રકારના સ્વરભાર(accent)નો ખ્યાલ મેળવવામાં ન આવે તો ભાષા કે બોલીનો સાચો ખ્યાલ નથી આવી શકતો. વૈદિક મંત્રસંહિતાઓનું તેમજ બ્રાહ્મણ–આરણ્યકાદિ સાહિત્યનું જીવંત સ્વરૂપ સાચવી રાખવાને માટે કોઈ અને કોઈ રૂપે વાચનાઓમાં વાક્યગત સાંગીતિક કે આરોહાવરોહાત્મક સ્વરભાર(pitch accent)ને આજ દિવસ સુધી સાચવી રાખવામાં આવ્યો છે. વેદપાઠીઓ પરંપરાગત ઉચ્ચારણપદ્ધતિએ કંઠમાં એ સ્વરભાર સાચવતા આવ્યા છે, જે જમણા હાથનાં વિવિધ અંગોથી બતાવવામાં પણ આવે છે. વૈદિક સંહિતાઓ વગેરેમાં શબ્દગત બલાત્મક સ્વરભાર (stress accent) ક્યાં કેવી રીતે હશે એ બતાવવામાં આવ્યો નથી. ગાથા–અવેસ્તાની ભાષામાં તો બેઉ પ્રકારના સ્વરભારને સાચવી રાખવાનું ગમે તે કારણે મુશ્કેલ જ બની રહ્યું. બંને પ્રકારના સ્વરભાર ઉચ્ચરિત ગુજરાતી ભાષામાં પ્રભુત્વ ધરાવીને બેઠા છે એ વિશે આપણે ત્યાં ક્વચિત જ વિચાર થયો છે.

ભાષાશાસ્ત્રના અભ્યાસીઓને **હ્રાસપ્રક્રિયા** (law of decayance) નામનું એક તત્ત્વ ભાષાઓ અને બોલીઓના વિકાસ(evolution)માં કામ કરી રહેલું પરિચિત છે. વૈદિકી ભારતી કિંવા આદિમ ભારત–આર્ય ભાષાભૂમિકાથી ઉપરની પ્રક્રિયા દ્વારા આજની ગુજરાતી વગેરે જીવંત ભાષાઓ અને બોલીઓ સુધી આપણે આવી પહોંચ્યા છિયે. આ હ્રાસપ્રક્રિયાના મૂળમાં મુખ્યત્વે શબ્દગત 'બલાત્મક સ્વરભાર' નિયામક છે. ઉચ્ચારણ–શિથિલતાનો ભોગ બનતાં જ આ સ્વરભાર સ્થાનભ્રષ્ટ થાય અને મૂળ શબ્દનો સૂચક વિકાર અસ્તિત્વમાં આવે. સં. वदननुं 'વેણ' કે उपविशतिनुं પ્રા: वइसइ દ્વારા 'બેસે', अरण्यनुं 'રણ' કે 'રાન' તો शिथिलनुं છેક 'ઢીલું' આવા વિકાસમાં સ્વરભારનું ખસવું નિયામક છે.

અહીં પ્રથમ શબ્દગત 'બલાત્મક સ્વરભાર'નું આપણી ભાષામાં શું સ્થાન છે એ વિચારી પછી વાક્યગત 'આરોહાવરોહાત્મક સ્વરભાર'નું સ્વરૂપ જોઇયે.

**બલાત્મક સ્વરભાર : લઘુપ્રયત્ન સ્વરો :** બલાત્મક સ્વરભાર વિશે વિચાર કરતાં તે તે શબ્દમાં લઘુપ્રયત્ન સ્વરો હોય તો એઓનું સ્થાન સૌથી પ્રથમ જાણવું આવશ્યક છે. આ લઘુપ્રયત્ન સ્વરોમાં ' અ ' મુખ્ય છે. એના વિષયમાં જીવંત ગુજરાતી ભાષામાં નીચેના નિયમ પ્રવર્તતા માલૂમ પડી આવ્યા છે :

(૧) જેને વ્યંજનથી શરૂ થતા વિભક્તિના, કાળના તેમ કૃત્ કે તદ્ધિત પ્રત્યયો, અને અનુગો લાગ્યા છે કે નથી લાગ્યા તેવા શબ્દનો એકલા વ્યંજનમાં આવેલો અંત્ય ' અ ' લઘુપ્રયત્ન છે; જેમકે ઘ'**ર**, ઘ'**ર**–વ'**ટ**; ઝી'ણુ–વ**ટ**, જુ'**ન**–વ'**ટ**, દૂ'**ધ**, દૂ'**ધ**–વાળો; બા'**પ** બા'**પ**ડો; પા'**ટ**, પા'**ટ**લો; ક'**ર**, ક'**ર**તું, ક'**ર**શે, ક'**ર**ના'**ર**, ક'**ર**વું; ભ'**ણ**, ભ'**ણ**ત'**ર**, ભ'**ણ**વું; ગા'**મ**, ગા'**મ**ને, ગા'**મ**નું, ગા'**મ**માં; કમા'**ડ**, તણ'**ખ**લું; કોય'**લ**, કોય'**લ**ડી, સગ'–વ'**ડ**, અ'**ગ**–વ'**ડ** વગેરે

**અપવાદ :** આવો કોઈ પ્રત્યય કે અનુગ પોતે જ એકવ્યંજની અને લઘુપ્રયત્ન ' અ 'વાળો હોય તો પૂર્વનો ' અ ' પૂર્ણપ્રયત્ન બની રહે છે; જેમકે મોટ'**મ**, મોટ'**પ**, કડ'**પ**, રમ'**ત**, નાન'**મ**, ઊણ'**પ**, ગમ'**ત**, એલ'**ડ** વગેરે

**નોંધ :** લઘુપ્રયત્ન સ્વરો લઘુપ્રયત્નવાળા આ નિયમોમાં જરા મોટા અક્ષરોમાં બતાવવામાં આવ્યા છે. મોટા અક્ષરોમાં છપાયેલી તે તે શ્રુતિમાંનો તે તે સ્વર લઘુપ્રયત્ન ઉચ્ચરિત થાય છે.

આમાં સિદ્ધાંત એ રહે છે કે ગમે તે સ્થિતિમાં અંત્ય શ્રુતિમાં રહેલો 'અ' લઘુપ્રયત્ન રહે છે. આ જ કારણે 'જ' 'ય' એ અવ્યયોની પૂર્વે શબ્દનો અંત્ય લઘુપ્રયત્ન 'અ' પૂર્ણપ્રયત્ન બની રહે છે; જેમકે વા'**ત**, પણ વાત' **જ** વાત' **ય**. આ 'જ' 'ય'ના યોગે પૂર્વ શ્રુતિમાંના 'અ' સિવાયના અંત્ય સ્વર દીર્ઘકલ્પ ઉચ્ચરિત થાય છે; જેમકે હરિ, પણ હરિ' જ (=હરી જ ); લાગુ પણ લાગુ' જ (=લાગૂ જ) વગેરે

ગુજરાતીમાં આવેલા તત્સમ અકારાંત શબ્દોને, છેડે અકારમાં સંયુક્ત વ્યંજન હોય તો એમાં 'અ' જોકે પૂર્ણપ્રયત્ન રહેતો નથી, છતાં લઘુપ્રયત્ન અને પૂર્ણપ્રયત્ન વચ્ચે ઉચ્ચારણ આવી રહે છે. ગુજરાતી ભાષામાં આટલી

ના'હુ' (=નાઃ'ઉં), અગા'ઉ, અડખા'ઉ, હુ'એ (=હુ'ય), જા'ઓ, થા'ઓ, કમા'ઓ (આ બધે' 'જાવ, થાવ, કમાવ, એમ વશ્રુતિ લગભગ); થ'યેલું, ગા'યેલું, ના'હેલું (=નાઃયેલું) વગેરે

**બલાત્મક સ્વરભારનાં સ્થાન:** ઉપર આપેલી લઘુપ્રયત્ન સ્વરોની પ્રક્રિયામાં 'અ' વિશેની ચોખવટથી એક વસ્તુ તરી આવેલી જણાશે કે કોઈ પણ સંયોગમાં લઘુપ્રયત્ન 'અ' જ્યાંસુધી લઘુપ્રયત્ન હોય છે ત્યાંસુધી ઉચ્ચારણમાં પોતામાં વજન નિભાવી શકતો નથી; એની પૂર્વની યા એના પછી પણ કોઈ શ્રુતિ હોય તો પછીની એ શ્રુતિ ઉપર વજન રહે છે. બીજી રીતે કહિયે તો જે શ્રુતિ ઉપર બલાત્મક સ્વરભાર આવેલો હોય છે તે શ્રુતિ પછીની યા બલાત્મક સ્વરભારવાળી શ્રુતિ અંત્ય હોય તો એની પૂર્વની શ્રુતિમાંનો 'અ' સામાન્ય રીતે લઘુપ્રયત્ન હોય છે. (અપવાદ વિશે ચર્ચા ઉપર પૃ. ૧૩૨ માં આવી ગઈ છે.) આ બલાત્મક સ્વરભાર શ્રુતિઓના પ્રમાણમાં એક જ શ્રુતિ ઉપર અથવા એકથી વધુ શ્રુતિ ઉપર પણ આવી રહ્યો હોય છે. એકથી વધુ શ્રુતિ ઉપર હોય છે ત્યારે શ્રુતિઓના ક્રમે પ્રાથમિક દ્વૈતીયિક તાતીંયિક ચાતુર્થિક વગેરે એનાં સ્થાન ગણાય છે.

ગુજરાતી ભાષા બોલવાનો ઝોક જોતાં એકથી વધુ-શ્રુતિવાળા શબ્દોમાં સામાન્ય રીતે આદિ શ્રુતિ ઉપર ભાર હોય છે; પણ એવા શબ્દ છે કે જેમાં આદિ શ્રુતિ ઉપર ભાર હોવાને બદલે પછીની શ્રુતિમાં ભાર હોય છે. પ્રત્યયો-અનુગો વગેરે લાગતાં સ્વરભારનાં સ્થાન બદલાતાં પણ હોય છે એ ઉપર લઘુપ્રયત્ન 'અ'ના નિયમોમાં જોવામાં આવ્યું પણ છે. [આ બલાત્મક સ્વરભાર આપણી જીવતી ભાષામાં ક્યાં છે એના નિયમ બતાવતાં જ્યાં જ્યાં બલાત્મક સ્વરભાર છે ત્યાં ત્યાં વર્ણલોપદર્શક (') સ્વરભારના ચિહ્ન તરીકે પ્રયોજવામાં આવશે. ઉપર લઘુપ્રયત્ન-સ્વરોની પૂર્વે એ ચિહ્ન એ જ હેતુથી વપરાયેલું છે.]

આ સ્વરભાર ગુજરાતી ભાષામાં નીચે મુજબ પ્રયોજાતો જોવામાં આવે છે:

(૧) એક-શ્રુતિવાળા શબ્દોમાંનો સ્વર સદા ભારવાળો હોય છે; જેમકે શું, હું, તું, ક્યાં, જ્યાં, ત્યાં, એ, તે, જે, કે, જો, કહો(=કોઃ),

'મ્હારવટું' પાંચ શ્રુતિનો નહિ પણ 'બા:રવટું' (સ્વ. નરસિંહરાવ દિવેટિયાની રીતે 'બ્હારવટું') એમ ચાર શ્રુતિનો ઉચ્ચરિત થાય છે, 'આ' મહાપ્રાણિત હોઈ.

**અપવાદ :** જે સામાસિક શબ્દોમાં ઉત્તર પદનો શબ્દ મૂળની પ્રકૃતિનો ખ્યાલ ન રહે તેવી સ્થિતિમાં આવી ગયો હોય છે ત્યાં નિયમ (૨) અને (૩ આ) જેવી સ્થિતિ પ્રવર્તે છે; જેમકે ચો'**પડી**, બ'**મણું**, ત્ર'**મણું**, અંગ'**રખું**, પગ'**રખું**, એને લીધે 'ત'ળપદું'નું ક્વચિત 'તળ'**પદું**' પણ બોલાય છે.

(૫) સામાસિક કે સામાસિક ન હોય તેવા ચારથી વધુ-શ્રુતિવાળા શબ્દોમાં છેલ્લી ત્રણ શ્રુતિઓના વિષયમાં નિયમ (૨) પ્રમાણે અને પ્રથમ શ્રુતિ પછીની શ્રુતિઓમાં નિયમ (૩ અ) પ્રમાણે લઘુપ્રયત્ન 'અ' હોય છે; જેમકે ભુ'**લ**ભુલા'**મણી**, સ'ળવળા'ટ, ક'**મ**નાકા'ત રા'**મ**-ના'**મ**, ધ'ડ-બ'ડિયું, સ'**ત**-વા'દિયું, ખુ'**શ**-મિજા'ઝ, જા'જ'**ર**-મા'**ન**, ઊથ'**લ**-પા'થ'**લ** વગેરે.

લઘુપ્રયત્ન 'ઇ' :

(૬) 'ઇ'ની પૂર્વે જ્યારે પણ કોઈ સ્વરિત સ્વર આવ્યો હોય ત્યારે એ શબ્દની વચ્ચે હોય તો પછીની શ્રુતિમાં લઘુપ્રયત્ન 'ય' આવી પોતે પણ લઘુપ્રયત્નાત્મક ઉચ્ચરિત થાય છે, અને શબ્દને છેડે આવેલી એવી એકલી 'ઇ' સદા પૂર્વ સ્વર સાથે સંધિસ્વરાત્મક ઉચ્ચરિત થાય છે; જેમકે રૂ'**પિયો**, ઘો'ડિયું, ઘ'ડિયાળ, ફ'રિયાદ, કંઈ, કોઈ, ગાઈ, જઈ, જોઈ, જનોઈ વગેરે. (આ જ નિયમને લઈ મહાપ્રાણિત સ્વરો-વાળા શબ્દોમાં ઉચ્ચારણ સંધિસ્વરાત્મક છે. જુઓ પૃ. ૧૨૪)

લઘુપ્રયત્ન 'ઉ—એ—ઓ' :

(૭) એકલા આવેલા આ 'ઉ એ ઓ'ની પૂર્વે સ્વરભાર હોય છે ત્યારે એ સદા લઘુપ્રયત્ન હોય છે અને પૂર્વ સ્વરની સાથે સંધિસ્વરાત્મક બની રહે છે; 'એલું'વાળું ભૂતકૃદંત બનતાં ધાતવંગ સ્વરાંત હોય ત્યારે ધાતુના એ અંત્ય સ્વર ઉપર ભાર હોઈ એવો 'એ' પણ (ભલે યશ્રુતિવાળો હોય) સદા લઘુપ્રયત્ન હોય છે; જેમકે ક્રમે ગા'ઉં, થા'ઉં,

ના'હું (=નાઃ'ઉં), અગા'ઉ, અડ્યા'ઉ, હું'એ (=હું'ય), જા'ઓ, થા'ઓ, કમા'ઓ (આ બધે' 'જાવ, થાવ, કમાવ, એમ વશ્રુતિ લગભગ ); થ'ચેલું, ગા'ચેલું, ના'હેલું (=નાઃચેલું) વગેરે

**બલાત્મક સ્વરભારનાં સ્થાન:** ઉપર આપેલી લઘુપ્રયત્ન સ્વરોની પ્રક્રિયામાં 'અ' વિશેની ચોખવટથી એક વસ્તુ તરી આવેલી જણાશે કે કોઈ પણ સંયોગમાં લઘુપ્રયત્ન 'અ' જ્યાંસુધી લઘુપ્રયત્ન હોય છે ત્યાંસુધી ઉચ્ચારણમાં પોતામાં વજન નિભાવી શકતો નથી; એની પૂર્વની યા એના પછી પણ કોઈ શ્રુતિ હોય તો પછીની એ શ્રુતિ ઉપર વજન રહે છે. બીજી રીતે કહિયે તો જે શ્રુતિ ઉપર બલાત્મક સ્વરભાર આવેલો હોય છે તે શ્રુતિ પછીની યા બલાત્મક સ્વરભારવાળી શ્રુતિ અંત્ય હોય તો એની પૂર્વની શ્રુતિમાંનો 'અ' સામાન્ય રીતે લઘુપ્રયત્ન હોય છે. (અપવાદ વિશે ચર્ચા ઉપર પૃ. ૧૩૨ માં આવી ગઈ છે.) આ બલાત્મક સ્વરભાર શ્રુતિઓના પ્રમાણમાં એક જ શ્રુતિ ઉપર અથવા એકથી વધુ શ્રુતિ ઉપર પણ આવી રહ્યો હોય છે. એકથી વધુ શ્રુતિ ઉપર હોય છે ત્યારે શ્રુતિઓના ક્રમે પ્રાથમિક દ્વૈતીયિક તાર્તીયિક ચાતુર્થિક વગેરે એનાં સ્થાન ગણાય છે.

ગુજરાતી ભાષા બોલવાનો ઝોક જોતાં એકથી વધુ-શ્રુતિવાળા શબ્દોમાં સામાન્ય રીતે આદિ શ્રુતિ ઉપર ભાર હોય છે; પણ એવા શબ્દ છે કે જેમાં આદિ શ્રુતિ ઉપર ભાર હોવાને બદલે પછીની શ્રુતિમાં ભાર હોય છે. પ્રત્યયો-અનુગો વગેરે લાગતાં સ્વરભારનાં સ્થાન બદલાતાં પણ હોય છે એ ઉપર લઘુપ્રયત્ન 'અ'ના નિયમોમાં જોવામાં આવ્યું પણ છે. [ આ બલાત્મક સ્વરભાર આપણી જીવતી ભાષામાં ક્યાં છે એના નિયમ બતાવતાં જ્યાં જ્યાં બલાત્મક સ્વરભાર છે ત્યાં ત્યાં વર્ણલોપદર્શક (') સ્વરભારના ચિહ્ન તરીકે પ્રયોજવામાં આવશે. ઉપર લઘુપ્રયત્ન-સ્વરોની પૂર્વે એ ચિહ્ન એ જ હેતુથી વપરાયેલું છે. ]

આ સ્વરભાર ગુજરાતી ભાષામાં નીચે મુજબ પ્રયોજાતો જોવામાં આવે છે:

(૧) એક-શ્રુતિવાળા શબ્દોમાંનો સ્વર સદા ભારવાળો હોય છે; જેમકે શું, હું, તું, ક્યાં, જ્યાં, ત્યાં, એ, તે, જે, કે, જો, કહો(=કોઃ),

રહો(=રોઃ), કહે(=કેઃ), રહે(=રેઃ), બી, જૂ, છૂ, ગૂ વગેરે
(ઉચ્ચારણમાં આ બધા સ્વર એકમાત્રાત્મક હ્રસ્વ છે.)

**અપવાદ:** માત્ર 'જ' અને 'ય' એ બે શબ્દ એવા છે છે કે એ જ્યાં જ્યાં પ્રયોજાય છે ત્યાં સ્વરભાર ધારણ ન કરતાં પોતે લઘુપ્રયત્ન 'અ'વાળા રહી પૂર્વની શ્રુતિ ઉપર જ ભાર મૂકે છે. (જુઓ આ પહેલાં પૃ. ૧૩૦ માંનું વિવરણ.)

(૨) એકથી વધુ-શ્રુતિવાળા શબ્દોમાં સંયુક્ત વ્યંજનોની પૂર્વની શ્રુતિ ઉપર ભાર હોય છે, (નીચેના નિયમોમાં આવશે તે પ્રમાણે પછી દ્વૈતીયિક તાર્તીયિક વગેરે સ્થાનો પર એવો બલાત્મક સ્વરભાર હોઈ શકે); જેમકે અ'ચ્છું, ક'ચ્છો, સુ'ધ્ધાં, અ'ધ્ધર, અ'ચ્છેર, મ'ચ્છર, પ'થ્થર, કુ'ચ્ચ'ર-ઘા'ણુ વગેરે

**અપવાદ:** ગુજરાતી ભાષાની લાક્ષણિકતા પ્રમાણે, સ્વરિત શ્રુતિમાં લઘુપ્રયત્ન 'ય' હોય તેવા સંયુક્ત વ્યંજનોની પૂર્વની શ્રુતિમાં 'આ-એ-ઓ' સિવાયનો સ્વર હોય તો એના ઉપર ભાર હોતો નથી; જેમકે કર્યું, મૂક્યો, દીસ્યું વગેરે, (આવી અસ્વરિત શ્રુતિઓ સદા હ્રસ્વ જ ઉચ્ચરિત થાય છે.)

'આ-એ-ઓ' હોય તો બંને શ્રુતિ ઉપર ભાર રહે છે; જેમકે મા'ર્યું,' ચા'લ્યો,' ખે'ંચ્યું', વે'ચ્યું,' થો'ભ્યું,' નાં'ખ્યું' વગેરે

(૩) અ. બે-શ્રુતિવાળા શબ્દોમાં જો અંતે લઘુપ્રયત્ન 'અ' (ક્વચિત્ લઘુપ્રયત્ન 'ય' હોય તેવા સંયુક્ત વ્યંજન ધરાવતો પણ) કે સાનુનાસિક નિરનુનાસિક 'ઇ-ઉ' (આવા 'ઇ-ઉ' પોતે લઘુપ્રયત્ન હોય છે) હોય તો ઉપાંત્ય શ્રુતિ ઉપર ભાર હોય છે; જેમકે વા'ત, રા'ત (=રાત્ય્), ગ'ત (=ગત્ય્), ખા'ર, ભૂ'લ (=ભૂલ્ય્), ચૂ'લ (=ચૂલ્ય), ઇ'સ, વે'ત, ને'મ જા'ય, ખા'ય, હો'ય, સો'ઈ, રો'ઈ વા'ઈ, રા'ઈ, કાં'ઈ, કો'ઈ, ગ'ઈ, થ'ઈ, જ'ઈ, ગા'ઉ, બા,ઉ, જા'ઉં, થા'ઉં, મા'ઉં, ('જાય' થી 'માઉં' સુધી બેઉ શ્રુતિઓનું એકસંધિસ્વરાત્મક ઉચ્ચારણ); મ'ન, ત'ન, બ'ન, હ'ંસ વ'ંસ વગેરે.

(૩) આ. એવા શબ્દોમાં જો અંતે લઘુપ્રયત્ન 'અ' કે સાનુનાસિક-નિરનુનાસિક 'ઇ-ઉ' સિવાયનો સ્વર હોય, તેમ ઉપાંત્ય શ્રુતિમાં

'આ–એ–ઓ' સિવાયનો સ્વર હોય તો અંત્ય શ્રુતિ ઉપર ભાર હોય છે; અને જો ઉપાંત્ય શ્રુતિમાં 'આ–એ–ઓ' હોય તો એ 'આ–એ–ઓ' ઉપર પ્રાથમિક બલાત્મક સ્વરભાર અને પછીની શ્રુતિ ઉપર દ્વૈતીયિક બલાત્મક સ્વરભાર હોય છે; જેમકે છતું', જીવે', સુધી', લગી', કરી', વસી', વસે', હશે', હશો', જુએ', ધુઓ', સૂઓ', સૂતાં', પીએ', પીતું', તને', મને', ઘડો', વડે', ઘણું'; બંને ઉપર વા'ડા', સા'રું', વા'રું', તે'ણે', તે'હું', મે'જે', ઓ'લી' વગેરે. (આ શબ્દોમાં અસ્વરિત પ્રથમ શ્રુતિ હ્રસ્વ જ ઉચ્ચરિત થાય છે, લેખનમાં દીર્ઘ લખાતી હોય તોપણ.)

**નોંધ**: અવ્યયરૂપ કૃદંતનો 'ઈ' પ્રત્યય ગુજરાતીમાં ઉચ્ચારણમાં જે હ્રસ્વ ઊતરી આવ્યો છે તે ધરાવતાં દ્વિશ્રુતિ રૂપો પછી વાક્યમાં સંયુક્ત ક્રિયાપદ તરીકે જો અન્ય ક્રિયાપદનો પ્રયોગ હોય છે અને 'ઇ' વાળી શ્રુતિની પૂર્વ શ્રુતિમાં અસ્વરિત ''અ–ઇ–ઉ' હોય કે સ્વરિત 'આ–એ–ઓ' હોય, તોય આખા શબ્દ ઉપરથી સ્વરભાર ખસી પેલા સંયુક્ત ક્રિયાપદ ઉપર ચાલ્યો જાય છે: કરી ઊઠયો', હસી પડયો'. પણ જો 'ને' ઉમેરાયો હોય અને એ ક્રિયા ઉપર ભાર દઈ વિચાર વ્યક્ત કરવાનો હોય તો જ 'ઈ' દીર્ઘકલ્પ બની પોતા ઉપર પ્રાથમિક (કે જરૂર પડતાં દ્વૈતીયિક) સ્વરભાર લે છે; જેમકે કરી'ને, હસી'ને વગેરે. આ પરિસ્થિતિમાં એકલા 'ઈ' ની પૂર્વે 'અ–આ–ઉ–એ–ઓ' હોય છે તો 'ઇ' એ સ્વરોની સાથે સંધિસ્વરાત્મક જ ઉચ્ચરિત થાય છે; જેમકે જોઈને, સૂઈને, જઈને, ખાઈને, હોઈને, લેઈને વગેરે.

(૩) ઇ. વિભક્તિ અને કાળના, તેમજ કૃત્ કે તદ્ધિત પ્રત્યયો, અને અનુગો લાગતાં બે-શ્રુતિવાળા શબ્દોમાં (૩–આ) પ્રમાણે ભાર અબાધિત ત્યારે જ રહે છે કે જ્યારે એવા પ્રત્યય કે અનુગ વ્યંજનાદિ હોય. એવા પ્રત્યયમાં કે અનુગમાં એક કરતાં વધારે શ્રુતિ હોય અને એમાં અંતે લઘુપ્રયત્ન 'અ' કે એકલા 'ઇ–ઉ' હોય તો એ 'અ–ઇ–ઉ' પૂર્વની શ્રુતિ ઉપર દ્વૈતીયિક કે તાતીયિક, જે પ્રમાણે આવતો હોય તે પ્રમાણે, બલાત્મક સ્વરભાર હોય છે. જો પ્રત્યયો કે અનુગો સ્વરાદિ હોય છે તો મૂળ શબ્દમાં બલાત્મક

સ્વરભાર ખસી શબ્દના અંત્ય સ્વર સાથે ભળેલા પ્રત્યય કે અનુગના આદિ સ્વર ઉપર આવી રહે છે. દરેક પ્રકારનાં ઉદાહરણો આ પ્રમાણે છે: બા'પ, બા'પલો', બાપ'લિયો'; પા'ટ, પા'ટલી', પાટ'લીએ'; મીઠુ" મીઠ'પ, મીઠા'ઈઓ', આ'ઘુ', આઘે'રુ': ક'ર, ક'ર–ના'ર, ક'રના'રે', કરા'વના'રો'

(૪) ત્રણ–શ્રુતિવાળા શબ્દોમાં પ્રાથમિક બલાત્મક સ્વરભાર સામાન્ય રીતે આદિ શ્રુતિ ઉપર અને દ્વૈતીયિક સ્વરભાર અંત્ય શ્રુતિ ઉપર હોય છે; જેમકે કૂ'તરુ", દી'કરો', છો'કરી'; પરંતુ જો અન્ય શ્રુતિમાં લઘુપ્રયત્ન 'અ' કે એકલા 'ઇ–ઉ' હોય તો દ્વૈતીયિક સ્વરભાર ઉપાંત્ય શ્રુતિ ઉપર હોય છે; જમકે મા'ણ'સ, ફા'ન'સ. આ પરિસ્થિતિમાં આદિ શ્રુતિમાં 'અ–ઇ–ઉ' હોય તો એના ઉપર ભાર રહેવાને બદલે પ્રાથમિક સ્વરભાર બીજી શ્રુતિમાં હોય છે; જેમકે ઉતા'ર, કમા'ડ, રત'ન, જત'ન, પીત'ળ, ઊત'ર, ઊક'લ વગેરે. પણ આદિ શ્રુતિમાં 'એ–ઓ' હોય અને મધ્ય શ્રુતિમાં 'આ' હોય તો આદિ શ્રુતિ અસ્વરિત હ્રસ્વ ઉચ્ચરિત થાય છે અને પ્રાથમિક બલાત્મક સ્વરભાર બીજી શ્રુતિમાંના 'આ' ઉપર આવી રહે છે; જેમકે દેખા'ડ, દેખા'વ, ઓલા'ણ, ખોલા'વ. આ સંયોગોમાં શબ્દને અંતે લઘુપ્રયત્ન 'અ' કે એકલા 'ઇ–ઉ' સિવાયના સ્વર હોય તો પ્રાથમિક બલાત્મક સ્વરભાર બીજી શ્રુતિ ઉપર અને દ્વૈતીયિક સ્વરભાર છેલ્લી શ્રુતિ ઉપર હોય છે; જમકે દિલા'સો', કુંવા'રુ", ગધે'ડુ", કિના'રો', કિના'રી', સુંવા'ળુ", મૂંઝા'રો' વગેરે

**નોંધ:** આ નિયમ પ્રમાણે સાધિત શબ્દોમાં, જેમાં 'આ' ન હોય તે આદિ શ્રુતિ હ્રસ્વ સ્વરરૂપે જ ઉચ્ચરિત થતી હોય છે, પછી એના ઉપર બલાત્મક સ્વરભાર હોય કે ન હોય.

(૫) ચાર અને ચારથી વધુ–શ્રુતિવાળા શબ્દોમાં આદિ અને અંત બાજુથી ઉપરના નિયમોનું પાલન થતાં લઘુપ્રયત્ન 'અ'ની પહેલાંની શ્રુતિઓ ઉપર ભાર હોય છે, અને શબ્દના આદિથી માંડી જ્યાં જ્યાં ભાર હોય ત્યાં ત્યાં એ પ્રાથમિક, દ્વૈતીયિક, તાર્તીયિક એ પ્રમાણે ગણાય; જેમકે ગુ'જરા'ત, ગુ'જરા'તનુ', ગુ'જરા'તી', ગુ'જરા'તીઓ'; કિ'લ-કિલા'ટ, કિ'લકિલા'ટિયુ", ત'ળપ'દિયુ"; ઘો'રખો'દિયુ", બહા'રવ'ટિયો' (=બાઃ'રવ'ટિયો') વગેરે

બલાત્મક સ્વરભાર નિશ્ચિત કરવામાં લઘુપ્રયત્ન 'અ' મુખ્ય ભાગ ભજવે છે. વસ્તુસ્થિતિએ તો આ બલાત્મક સ્વરભારને લીધે જ પછીનો 'અ' લઘુપ્રયત્ન થાય છે. શબ્દના બંધારણમાં લક્ષ્ય કરવા જેવું છે તે તો એ કે વ્યંજનાદિ પ્રત્યયો અને અનુગો શબ્દોમાંના સ્વરભારને અબાધિત રાખે છે, જ્યારે સ્વરાદિ પ્રત્યયો આવતાં બલાત્મક સ્વરભાર અબાધિત રહે પણ ખરો ને જરૂર પ્રમાણે બદલે પણ ખરો. ઉપરાંત બીજું એ કે બલાત્મક–સ્વરભારવાળા હોય કે બલાત્મક સ્વરભાર વિનાના હોય તેવા, સંબોધન વિભક્તિથી ઇતર અવસ્થામાં, સાનુનાસિક કે નિરનુનાસિક 'ઇ–ઈ–ઉ–ઊ' હ્રસ્વ જ ઉચ્ચરિત થાય છે; ચાલુ 'એ—ઓ' અને 'ઍ–ઑ' અસ્વરિત દશામાં તેમજ અંતે હ્રસ્વ જ ઉચ્ચરિત થાય છે. આવા સંયોગોમાં અસ્વરિત 'આ'નો 'અ' થઈ જાય છે. ગુજરાતી ભાષામાં ખરો વૃદ્ધિસ્વર માત્ર 'આ' છે, અને થોડા જ અપવાદે એ સામાન્ય રીતે પોતા ઉપર બલાત્મક સ્વરભાર રાખે છે. અપવાદ એટલો જ કે ત્રિશ્રુતિ શબ્દોમાં પહેલી અને બીજી શ્રુતિ એમ બેઉ શ્રુતિમાં 'આ' હોય તો આ સ્વરભાર બીજી શ્રુતિના 'આ' ઉપર હોય છે; જેમકે કાળા'શ, લાવા'ય વગેરે. (રતા'શ અને મરા'ય વગેરેની જેમ આદિ શ્રુતિ હ્રસ્વ અસ્વરિત નથી બનતી.) સંબોધન વિભક્તિમાં જે સ્વર ઉપર ભાર હોય છે તે સ્વર પ્લુત ઉચ્ચરિત થાય છે.

**તત્સમ શબ્દોમાં બલાત્મક સ્વરભાર**: ગુજરાતી ભાષામાં સંસ્કૃત અરબી ફારસી અંગ્રેજી વગેરે ભાષાઓના તત્સમ શબ્દોની આયાત થયેલી છે. એને શુદ્ધ **ઉછીના** શબ્દો ગણી એની જોડણી મૂળ પ્રમાણે કરવાનો પ્રઘાત છે; પરંતુ એ શબ્દોનું બલાત્મક સ્વરભારનું ધોરણ તો ગુજરાતી ગળામાં ઉપર તળપદા ગુજરાતી શબ્દોનું જે જાતનું જોવામાં આવ્યું છે તે જ જાતનું છે, લઘુપ્રયત્ન 'અ' વગેરેના વિષયમાં પણ તેનું તે જ ધોરણ છે. સંસ્કૃતમાં મત–ભેદ શબ્દમાં ત–દમાં અકાર પૂર્ણપ્રયત્ન છતાં ગુજરાતીમાં એમાં લઘુપ્રયત્ન છે અને પૂર્વના સ્વર ઉપર ભાર છે. આને કારણે સંસ્કૃત અરબી ફારસી અંગ્રેજી વગેરેમાં વ્યંજનાંત શબ્દો હોય છે તેમાંનું અંત્ય ઉચ્ચારણ ગુજરાતીમાં લઘુપ્રયત્ન 'અ'કારવાળું છે, એથી ફરી જોડણીમાં પણ એમાં અકાર ઉમેરી લેવામાં આવે છે; જેમ કે વિ'દ્વા'**ન**, ભ'ગવા'**ન**, જગ'**ત**, ધનુ'ષ, પે'ન્સિ'**લ**,સમ'ન્**સ**, કો'ન્ટ્રે'ક્ટ'**ર**, ઇ'મ્પી'રિ્ય'**લ** વગેરે. અરબી ફારસીમાં તો એ ઉપરાંત આદિ વગેરે શ્રુતિ પછી સંયુક્ત

વ્યંજન હોય તો એમાંના પહેલા વ્યંજનને છૂટો પાડી એમાં અકાર ઉમેરી લેવામાં આવે છે, જે ઉચ્ચારણે લઘુપ્રયત્ન હોય છે; જેમકે અ'કબ'ર, અ'ખબા'ર, અ'ફલા'તૂ'ન, અ'બલ'ક, અ'રજી', અ'શરફી', આ'બકા'રી', આ'સમા'ની', આ'બરૂ', ક'સર'ત, કા'રકુ'ન, કુ'દર'ત—કુ'દરતી' વગેરે

બલાત્મક સ્વરભાર પણ તેથી કરી લઘુપ્રયત્ન અકારની પૂર્વ શ્રુતિમાં પ્રાથમિક, અને શબ્દ વધુ-શ્રુતિવાળો હોય તો દ્વૈતીયિક વગેરે ગુજરાતી પ્રકારે પછી પછીનાં સ્વરિત સ્થાનો ઉપર હોય છે. અંત્ય 'ઇ-ઉ' ભલે દીર્ઘ સ્વરૂપે પણ લેખનમાં સ્વીકારાયા હોય તોયે આ બધી ભાષાઓમાંથી ગુજરાતીમાં આવતાં હ્રસ્વ ઉચ્ચરિત થાય છે.

**ગુજરાતી ભાષાની જોડણી અને સ્વરભાર:** લિપિમાં જેમ બધાં જ ઉચ્ચારણોને જાળવી આપનારા સંકેતો પૂરા નથી તે જ રીતે આપણે બહુમાન્ય કરેલી જોડણીમાં પણ બધાં જ સ્વાભાવિક ઉચ્ચારણોને મૂર્ત કરી આપવાને શક્તિમાન થવાતું નથી, અને જેથી વ્યવહારની સરળતાને ધ્યાનમાં રાખી વહેવારુ નિયમો—લેખનમાં—આવ્યા છે. લખાતાં-છપાતાં શબ્દસ્વરૂપો ઉપરથી તે તે શબ્દ એ જ રીતે બોલાય છે એમ કહી શકવાની સ્થિતિમાં આપણે નથી. દા. ત. 'રૂપિયો પેસીએ' કે 'મૂંઝાય સ્વીકાર દીપાવ પીડાય વહાણ મારું શોખ' વગેરે શબ્દો લખિયે છિયે તેમ બોલવામાં નથી જ આવતા. આમાંના પહેલા ૭ શબ્દોની લેખનમાં માત્રા પાંચ-પાંચ લાગે, છતાં ઉચ્ચારણમાં માત્રા ત્રણ ત્રણ છે; રુ'પિ'યો પે'સિયે' મુઁઝા'ય સ્વિકા'ર દિપા'વ પિડા'ય; પછીના બેમાં ત્રણ ત્રણ માત્રા જ છે: વાઃ'ણ માઃ'રું' અને છેલ્લામાં બે માત્રા, પણ 'ઑ' વિવૃતતર: શૉ'ખ (મોટા અક્ષરોમાંનો 'અ' લઘુપ્રયત્ન હોઈ પૂર્વશ્રુતિનો ભાગ બની રહે છે, તો એવા જ 'રૂપિયો-પેસિયે'માંની વચ્ચેની 'ઇ' પણ લઘુપ્રયત્ન હોઈ પૂર્વશ્રુતિનો ભાગ બની રહે છે.

**ચેતવણી:** ભાષાનાં ઉચ્ચારણોનો અભ્યાસ કરાવનારા શિક્ષકોએ સદા સાવધાન રહેવું જોઇયે કે જોડણી એ તો માત્ર લેખનમાં એકવાક્યતા અને સરળતા લાવવાને સ્વીકારવામાં આવેલો વહેવારુ ઉકેલ છે; એ પ્રમાણે ઉચ્ચારણો કરવા જતાં ભાષાનું જીવંત સ્વરૂપ નષ્ટ થઈ જાય છે અને એ મૃત પરિસ્થિતિમાં ધસડાઈ જાય છે; ભાષાનું ભાવપ્રદર્શન એનાથી જોખમાય છે.

**સાંગીતિક કે આરોહ–અવરોહાત્મક સ્વરભાર** : ભાષાનો એકમ તો વાક્ય છે અને તેથી ભાવપ્રદર્શન કરતી વેળા વાક્યમાં અમુક સ્વરસ્થાનો ઊંચેથી બોલાતાં હોય છે, તો અમુક નીચેથી યા સમાંતર કક્ષાએ. ભારત–યુરોપીય ભાષાકુળનું આ એક અસામાન્ય કોટિનું લક્ષણ છે. વૈદિક સંહિતાઓમાં આ પ્રકારના સાંગીતિક સ્વરભારને મૂર્ત કરવાનું સરળ બને એ માટે ચિહ્નોથી બતાવવાનો રિવાજ લેખનમાં અપનાવાયેલો છે. પ્રાતિશાખ્યો અને વ્યાકરણોએ આના સ્વાભાવિક નિયમો પણ તારવેલા છે. યુરોપની મોટા ભાગની આ કુલની ભાષાઓમાં પણ આ સ્વરભાર ઊતરી આવ્યો છે અને લિથુઆનિયા જેવા પ્રદેશમાં પ્રાચીન સાંગીતિક સ્વરભાર લગભગ સ્વાભાવિક સ્વરૂપમાં સચવાઈ પણ રહેલો જાણવામાં આવ્યો છે. ભારત-પારસીક ભાષાપ્રકારનાં પારસીઓનાં ધર્મપુસ્તકોની ભાષા—'ગાથા–અવેસ્તાની'માં પણ એ સ્વરભાર હતો, પણ ભારે સ્થળાંતરોને લઈ એ લેખનમાં સાચવવો મુશ્કેલ બન્યો; પરંતુ ભારત–આર્ય ભાષાકુલની જનની વૈદિકી ભારતી ભાષામાં પરંપરાએ એ જળવાયો. નવ્ય ભારત–આર્ય ભાષાઓમાં પણ વત્તાઓછા પ્રમાણમાં ઉચ્ચારણમાં આ પરંપરા જોવા મળે છે. ગુજરાતી ભાષાનો વિચાર કરતાં એમાં પણ આ સાંગીતિક સ્વરભાર પ્રમાણમાં પ્રાંતભેદે વત્તી-ઓછી માત્રામાં પણ સચવાયેલો જોવા મળે છે. એક જ પ્રકારનાં બે વાક્ય આ સાંગીતિક સ્વરભારને કારણે જુદો જુદો અર્થ આપતાં હોય છે; જેમકે 'મોહન જાય છે' વાક્યમાં ક્રિયાપદ અનુદાત્ત હોય તો એ સાદું વિધાન માત્ર થયું, પરંતુ છેલ્લું ક્રિયાપદ 'છે' ઉદાત્ત થતાં પ્રશ્નાર્થ બની જાય છે. એ જ 'મોહન' શબ્દના 'હ'માંના 'અ'ને પ્લુત કરવાથી 'મોહન' સંબોધન બની જાય છે અને 'છે' ના ઉદાત્ત ઉચ્ચારણે 'તું જાય છે?' એવો પ્રશ્ન ખડો થાય છે. આ માત્ર જીવંત ભાષાનો જ વિષય હોઈ, લેખનમાં વિરામ-ચિહ્નોથી એ ભાવો દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. પ્રશ્નાર્થ વગેરેમાં એ ચિહ્નોથી સ્પષ્ટતા ન થતી હોય તો 'શું' જેવાં પ્રશ્નાર્થક પદ ઉમેરી ભાવને પહોંચવા પ્રયત્ન કરવામાં આવે; જેમકે 'મોહન જાય છે.' 'મોહન જાય છે?' 'મોહન શું જાય છે?' અને 'મોહન, જાય છે?' કે 'મોહન, શું જાય છે?'

આ સાંગીતિક સ્વરભાર આપણી મોટા ભાગની ભાષાઓમાં પ્રબળતા ધરાવતો હોઈ—એટલે કે વાક્યના સમગ્ર સ્વરૂપમાં એ સ્વરભાર નિયામક હોઈ—બલાત્મક સ્વરભાર એની છાયામાં પોતાનું સ્વરૂપ સાચવતો જોવામાં

આવે છે. બીજી રીતે કહિયે તો વાકયમાં બલાત્મક સ્વરભાર જ્યાં જ્યાં વ્યક્ત થતો હોય છે તે શ્રુતિઓ સર્વથા બલાત્મક શ્રુતિઓ જ હોય છે અને પોતામાં ઉદાત્ત અનુદાત્ત કે સમ શ્રુતિઓમાંની ગમે તેને ધારણ કરતી હોય છે, પરંતુ નિર્બળ–અસ્વરિત શ્રુતિઓ કોઈ પણ પ્રકારનો સાંગીતિક સ્વરભાર સ્વતંત્ર રીતે ધરાવતી નથી હોતી, કેમકે એ આગલી પાછલી શ્રુતિઓની ઉપજીવ્ય જ બની રહી હોય છે.

**ગુજરાતી ભાષામાં સાંગીતિક સ્વરભારનાં સ્થાન:** સ્વરના ઉદાત્ત અનુદાત્ત અને સમ એ ત્રણ પ્રકાર આપણને આ સાંગીતિક સ્વરભારમાં જોવામાં આવે છે. અહીં પ્રથમ આપણે ભાષામાં ઉદાત્ત સ્વર ક્યાં ક્યાં આવે છે એ તારવી કાઢિયે.

(૧) વાકયમાં આરંભમાં આવતા હોય કે વચ્ચે આવતા હોય, કે છેક છેલ્લે આવતા હોય તેવા સંબોધનાત્મક શબ્દો કે કેવલાન્વયી અવ્યયોમાંની બલાત્મક–સ્વરભારવાળી શ્રુતિ સર્વદા ઊંચેથી ઉચ્ચારાય છે; જેમકે—

મોહન, તારી વાત, વાહ કેવી અજબ છે!

આમાં 'મોહન' અને 'વાહ'ના ઉચ્ચારણમાં 'હ' અને 'વા' બલાત્મક સ્વર છે તે ઊંચેથી ઉચ્ચારાય છે. અહીં સંબોધનના વિષયમાં એક વાત અવશ્ય ધ્યાનમાં રાખવા જેવી છે કે બે–શ્રુતિવાળા શબ્દોમાં છેલ્લો સ્વર લઘુપ્રયત્ન હોય તો ઉપાંત્ય શ્રુતિ ઊંચે ચડે છે; જો બીજી શ્રુતિ ઉપર બલાત્મક સ્વરભાર હોય તો એ બીજી શ્રુતિ ઊંચે ચડે છે. બંને શ્રુતિ બલાત્મક હોય—અરે ગમે તેટલી શ્રુતિઓ બલાત્મક હોય તોયે છેલ્લી બલાત્મક શ્રુતિ જ ઊંચેથી ઉચ્ચારાય છે.

(૨) વાકયના આરંભના શબ્દમાં એક જ બલિષ્ઠ–સ્વરવાળો શબ્દ હોય તો એ સ્વર ઊંચેથી ઉચ્ચારાય છે; એકથી વધુ–બલિષ્ઠ–સ્વરવાળો શબ્દ હોય તો છેલ્લો બલિષ્ઠ સ્વર ઊંચેથી ઉચ્ચારાય છે. આ શબ્દને જો વિભક્તિનો પ્રત્યય કે અનુગ કે નામયોગીનો બલિષ્ઠ સ્વર (નામયોગી લાંબું હોય તો છેલ્લો બલિષ્ઠ સ્વર) ઊંચેથી ઉચ્ચારાય છે; જેમકે—

**નબળામાં જોર હોય જ ક્યાંથી? નબળા માથે સૌ જોર કરે.**

આમાં જુઓ 'માં' અને 'માથે'. ગુજરાતી ભાષામાં તેમજ હિંદી ભાષામાં આ પરિસ્થિતિ જોવા મળે છે—સરખી રીતે.

(૩) સાદાં વાક્યોમાં ક્રિયાપદમાંનો કોઈ પણ સ્વર ઊંચેથી ઉચ્ચરિત થતો નથી; પરંતુ નીચેની જુદી જુદી પરિસ્થિતિઓમાં, ક્રિયાપદમાં એક સ્વર બલિષ્ઠ હોય તો એ અને એકથી વધુ હોય તો જે છેલ્લો સ્વર બલિષ્ઠ હોય તે ઊંચેથી ઉચ્ચરિત થાય છે:

(અ) ક્રિયાપદ વાક્યારંભે હોય તો; જેમકે

આવું કે **ન** આવું. સમઝશે **તો** સારું લાગશે. આમાં 'આવું' ને 'સમઝશે' જુઓ.

(આ) વાક્ય મિશ્ર હોય તો ગૌણ વાક્યમાંનું ક્રિયાપદ; જેમકે

**જો** તમે આવશો **તો** મને ખૂબ આનંદ થશે. આમાં 'આવશો' જુઓ.

(ઇ) કોઈ પણ સ્થળે 'જ' કે 'ય' અવ્યયની પૂર્વે; જેમકે

**નબળામાં** જોર હોય જ ક્યાંથી?

અહીં 'હોય'માંના 'ય' માંનો 'અ' લઘુપ્રયત્ન હતો તે 'જ'ને લઈ પ્રબલપ્રયત્ન થઈ ચૂક્યો છે અને પાછો ઉદાત્ત બની રહે છે. આ 'જ' કે 'ય' સ્વરિત સ્વરને દીર્ઘકલ્પતા પણ અર્પે છે; જેમકે

સમઝશે **તો** સારું હરિ જ આપશે.

(ઈ) વાક્યમાં કોઈ પણ પ્રશ્નવાચક શબ્દ ન હોય અને ક્રિયાપદમાં જ વાક્યને છેડે પ્રશ્નાર્થનો ભાવ વ્યક્ત કરવો હોય ત્યારે; જેમકે— અલ્યા, કામ કરવાની તને લગની લાગી છે?

મગન, ઘેર આવીશ કે?

આ વાક્યમાં 'લાગી છે' અને 'આવીશ' જુઓ.

(૪) વાક્યમાં શબ્દયોગી અવ્યય જ્યાંક્યાંય પણ હોય ત્યાં એમાંનો, ઉપરની રીતે જ, બલિષ્ઠ સ્વર ઊંચેથી ઉચ્ચરિત થાય છે; જેમકે—

અમારે **તો** ઘેર જ જવું છે.

આમાં **તો** જુઓ.

(૫) વાક્યમાં પ્રશ્નાર્થક શબ્દો— સર્વનામો કે અવ્યયો તેમજ અનિશ્ચિત સર્વનામોમાંનો યથાસ્થિત બલિષ્ઠ સ્વર ઊંચેથી ઉચ્ચારાય છે; જેમકે-

**એ** શુભાશંસના **શા માટે** ન કરે ?

હરિલાલ**ને** તમે **શું** કહેવાના ?

અમારે **તો** કાંઈ જ નથી કરવું. ( '=કાંય જ ' )

ઉભયાન્વયી અવ્યયો અને નકારાર્થક અવ્યયો વાક્યમાં પોતામાં બલિષ્ઠ સ્વર હોય તોયે ઊંચેથી ઉચ્ચરિત થતાં નથી. ઉપર નિયમ (૪)માં 'ક્રિયાવિશેષણ' શબ્દની વ્યાપકતા લક્ષ્યમાં રાખવા જેવી છે; એમાં સકર્મક ક્રિયાપદોનાં કર્મોનો અને અકર્મક ક્રિયાપદોના વિધિપૂરક કે ક્રિયાપૂરક શબ્દોનો પણ સમાવેશ થઈ જાય છે; જેમકે—

**એ** લોકો**એ એને** રા**જા** બનાવ્યો.
**એ** સર્વ**થા** સા**ચુ**ં બોલશે.
એના**થી કા**મ કરાય પણ ખરું.
જુઓ '**રાજા**' '**સાચુ**'' અને '**કામ**'.

(૬) 'પણ' 'યે' 'ય' 'જ' આ અવ્યયોની પૂર્વના કોઈ પણ પ્રકારના શબ્દોમાં બલિષ્ઠ સ્વર યથાસ્થિત ઊંચેથી ઉચ્ચારાય છે; જ્યાં '**જ**' '**ય**' અવ્યયો તો, ઉપર (૩–ઈ)માં બતાવ્યા પ્રમાણે, લઘુપ્રયત્ન અંત્ય સ્વરને પૂર્ણપ્રયત્ન અને હ્રસ્વ સ્વરને દીર્ઘકલ્પ બનાવડાવી ઊંચેથી ઉચ્ચરિત કરાવે છે. 'પણ'નું ઉદાહરણ 'એના**થી** કામ કરાય પણ ખરુંમાં' 'કરાય'માં.

આ ઉદાત્ત સ્વરની પરિસ્થિતિ છે. અનુદાત્ત સ્વર સામાન્ય રીતે નીચેની પરિસ્થિતિમાં જોવા મળે છે :

(૭) સામાન્ય રીતે ક્રિયાપદમાંનો કોઈ પણ સ્વર, વાક્યમાં, ઊંચેથી ઉચ્ચરિત થતો નથી. ( અપવાદ ઉપર ૩ અ–આ–ઇ–ઈમાં સ્પષ્ટ છે. )

બાકીના બલિષ્ઠ સ્વરો વાક્યમાં સમાંતર ઉચ્ચરિત થતા હોઈ સમ કક્ષામાં આવી રહે છે.

બંને પ્રકારના સ્વરભાર એ જીવંત ભાષાનું સ્વાભાવિક સ્વરૂપ વ્યક્ત કરે છે. સંસ્કૃત પરંપરામાંથી ઊતરી આવેલા ગણમેળ તેમજ માત્રામેળ

છંદોમાં આ બંને પ્રકારના સ્વરભાર વ્યક્ત કરવાની કોઈ પણ જાતની સગવડ નહિ હોવાથી ગુજરાતી કવિતા જીવંત ભાષાને મૂર્ત કરી શકતી નથી. અરબી-ફારસી તેમજ યુરોપીય કવિતાપ્રકારમાં આ શક્તિ છે, પરંતુ એ ધાટી આપણે ત્યાં, થોડા જ અપવાદે, અવ્યાપક છે,

**વ્યંજનો :** સ્વરો જે પ્રમાણે મુખવિવરનાં જુદાં જુદાં અંગો તરફની જિહ્વાના જુદા જુદા ભાગોની ગતિથી ઉત્પન્ન થાય છે તે જ પ્રમાણે વ્યંજનો પણ ઉત્પન્ન થાય છે. તફાવત માત્ર એટલો છે કે સ્વરોનાં ઉચ્ચારણ અવ્યક્ત કોટિનાં છે, જ્યારે વ્યંજનોનાં ઉચ્ચારણ વ્યક્ત કોટિનાં છે. બંને સંજ્ઞાઓ જ પોતાની અન્વર્થકતા બતાવી આપે છે. વ્યક્ત ઉચ્ચારણ થાય છે તેમાં આગળ કે પાછળ 'સ્વર'ના સહારાની અનિવાર્યતા રહે છે.[૧] વ્યંજનોના ઉચ્ચારણમાં કેટલાક વ્યંજનોનાં ઉચ્ચારણ જિહ્વાનો કોઈ અને કોઈ ભાગ મુખના તે તે ભાગને પૂરો **સ્પર્શ** કરી કરવામાં આવે છે, તો કેટલાક વ્યંજનોમાં તે તે ભાગને સ્પર્શ કર્યા સિવાય નિકટ ગયે ઉચ્ચારણ કરવામાં આવે છે. વ્યંજનોના તેથી જ 'સ્પર્શ વ્યંજન' અને 'અસ્પર્શ વ્યંજન' એવા બે વિભાગ છે.

**સ્પર્શ વ્યંજનો :** સામાન્ય રીતે એને 'વર્ગીય વ્યંજનો' કહેવામાં આવે છે. સંસ્કૃત ભાષાના વ્યાકરણકારોએ મુખનાં પાંચ સ્થાનોને મહત્ત્વ આપી તે તે સ્થાન પૂરતા વર્ગ બાંધ્યા છે; જેવા કે—

કંઠ્ય : क ख ग घ (ङ)
તાલવ્ય : च छ ज झ (ञ)
મૂર્ધન્ય : ट ठ ड ढ ...
(અર્ધતાલવ્ય : ड़ ढ़ ण)
દંત્ય : त थ द ध न
ઓષ્ઠ્ય : प फ ब भ म

ड़-ढ़નાં અર્ધતાલવ્ય ઉચ્ચારણ બે સ્વરોની વચ્ચે એકવડા આવ્યા હોય ત્યારે થવાનું છેક ઋગ્વેદની ભાષાભૂમિકાથી છે; શબ્દના આરંભે એ

૧. व्यञ्जन શબ્દની વ્યુત્પત્તિ व्यज्यते-व्यक्तं भवति इति व्यञ्जनम्-જે વ્યક્ત થાય છે તે 'વ્યંજન' છે, 'સ્વરનું જેમાં વિશેષ 'અંજન' થાય છે તે 'વ્યંજન' એ ખોટો વ્યુત્પત્ત્યર્થ છે.

આવી શકતા **નથી.** ણનું ઉચ્ચારણ પ્રાતિશાખ્યો તેમજ સં. વ્યાકરણકારોએ મૂર્ધન્ય જ કહ્યું છે, પરંતુ સૂક્ષ્મતાથી જોતાં એ અર્ધતાલવ્ય જ છે. એ જ કારણ છે કે એ શબ્દારંભે ઉચ્ચરિત થતો નથી.

આ વ્યંજનોમાં જેનાં ઉચ્ચારણ મૃદુ કિંવા સહેજ રણકારવાળાં છે તે **ઘોષ** વ્યંજનો કહેવાય છે, જેનાં ઉચ્ચારણ કઠોર અને સખર છે તે **અઘોષ** વ્યંજનો કહેવાય છે. કેટલાક વ્યંજનોના ઉચ્ચારણમાં પ્રાણનો આયાસ અલ્પ છે તે **અલ્પપ્રાણ** અને પ્રાણનો આયાસ ઉચ્ચ કક્ષાએ છે તે **મહાપ્રાણ** કહેવાય છે. પૂર્વના સ્વરને અનુનાસિક ઉચ્ચરિત કર્યા પછી એની પછી લાગલો વર્ગીય ત્રીજો વર્ણ આવે ત્યારે જે એક વિશિષ્ટ ઉચ્ચાર વ્યક્ત થાય છે તેને માટે ભારતીય લિપિમાં સંકેતો નક્કી થયેલા છે. આ સંકેતો તે ङ ञ ण न म છે અને એને **અનુનાસિક** વ્યંજનો કહેવામાં આવે છે. આમાંના માત્ર न અને म જ શબ્દારંભે આવે છે. વિચિત્રતા એ છે કે શબ્દારંભે હોય છે ત્યારે આ બેઉ વર્ણોને નાસિકાવિવરની મદદની ગુજરાતી કંઠમાં તો જરૂર રહેતી નથી: मगॅन नगर આ શબ્દોના ઉચ્ચારણથી એ સ્પષ્ટ થશે.

આપણે અહીં પ્રથમ આ સ્પર્શ વ્યંજનોમાંનો પ્રત્યેક કેવી રીતે ઉચ્ચરિત થાય છે એ જોઇયે.

ક : આ અઘોષ અલ્પપ્રાણ કંઠ્ય ધ્વનિના ઉચ્ચારણમાં જિહ્વાપૃષ્ઠ પોચા તાળવાના અંત પાસે કંઠદ્વારની લગભગ નજીક સ્પર્શ કરે છે. એ પૂરેપૂરો કંઠદ્વારીય રહ્યો નથી. અરબી क़ કે અંગ્રેજી क़ (q) પૂરા કંઠ્ય છે. જુદા જુદા સ્વરોની સાથે આવતાં જિહ્વાપૃષ્ઠ अ–आના વિષયમાં સહેજ પાછળ તો इ–उના વિષયમાં યથાવશ્યક આગળ કે વધુ આગળ પણ જરા ખેંચાય છે. શબ્દના આરંભ મધ્ય તેમજ અંત ત્રણે સ્થળે આ વ્યંજન પ્રયોજાય છે; જેમકે 'કણ' 'કાકડી' 'ચમક'

**ખ :** આ અઘોષ મહાપ્રાણ કંઠ્ય ધ્વનિના ઉચ્ચારણમાં 'ક'ની સરખામણીએ મહાપ્રાણતાનો વિશેષ છે. એ શબ્દના આરંભ મધ્ય અને અંત ત્રણે સ્થળે પ્રયોજાય છે; જેમકે 'ખારેક' 'ખાખરો' 'વરખ'. ગુજરાતી કંઠમાં 'કઃ' અને 'ખ' વચ્ચે સ્પષ્ટ-ભેદ છે; પહેલામાં મહાપ્રાણિત સ્વરોચ્ચારણ છે, બીજો પોતે જ મહાપ્રાણિત વ્યંજનોચ્ચારણ છે.

ગ : 'ક' જેવી જ સ્થિતિ, પરંતુ આ ઘોષ ધ્વનિ છે. એ શબ્દના આરંભ મધ્ય અને અંત ત્રણે સ્થળે આવે છે; જેમકે 'ગઠ્ઠું' 'નાગલી' 'નગન'

ઘ : 'ગ'ની સરખામણીએ આમાં મહાપ્રાણતાનો વિશેષ છે અને આદિ મધ્ય અંત ત્રણે સ્થળે પ્રયોજાય છે; જેમકે 'ધમકાર' 'ધાઘરો' 'વાઘ'

ચ : આ અઘોષ અલ્પપ્રાણ તાલવ્ય ધ્વનિના ઉચ્ચારણમાં જિહ્વાશિખર પોચા તાળવાની દાંત બાજુની કિનારી(વર્સ્વ)ને સ્પર્શ કરે છે. વિશેષતા એ છે કે આના ઉચ્ચારણમાં એક પ્રકારનું ઘર્ષણ અનુભવાય છે. આ આદિ મધ્ય અંત ત્રણે સ્થળે પ્રયોજાય છે; જેમકે 'ચાકર' 'ચાચર' 'પાંચ'

સ્વ. નરસિંહરાવે ધ્યાન દોર્યું છે તે પ્રમાણે દક્ષિણ ગુજરાત અને સૌરાષ્ટ્રના મોટા ભાગને બાદ કરતાં બાકીના ગુજરાત (અમદાવાદ–ખેડા–પંચમહાલ–વડોદરા અને ઉત્તર ગુજરાત) માં, ખાસ કરીને તદ્ભવ શબ્દોમાં, 'ચકાર'ના ઉચ્ચારણમાં જિહ્વાશિખર દાંત બાજુ જરા વધુ ખેંચાઈને 'શ–સ' તરફ ઢળે છે. ખાસ કરીને તાલવ્ય સ્વરોના સંપર્કનો અભાવ હોય ત્યારે; જેમકે 'ચરવું ચારો ચાદર ચૂકવું ચૂનો ચોર ચોટલો ચોક ચૌટું' વગેરે. તાલવ્ય સ્વરોને કારણે 'ચીલો ચીકણું ચેવડો ચેલો ચૈતર' વગેરેમાં શુદ્ધ તાલવ્ય છે. સ્વ. નરસિંહરાવે આ ઉચ્ચારણને તેથી જ 'અર્ધતાલવ્ય' કહ્યું છે.

છ : 'ચ'ની સરખામણીએ આમાં મહાપ્રાણતાનો વિશેષ છે; એ ત્રણે સ્થાને પ્રયોજાય છે; જેમકે 'છોકરો' 'છીછરું' 'પડછ'

અર્ધતાલવ્ય 'ચ'ની જેમ 'છ'નું પણ એ પરિસ્થિતિમાં પ્રાંતીય અર્ધ-તાલવ્ય ઉચ્ચારણ છે; જેમકે 'છકડો છ છત છાનું છારા છાછર છટ્ઠું છોડ છોડિયું' વગેરે. ઉપર મુજબ જ અપવાદ 'છીંક છીંડું છી છેડો છેલ' વગેરે.

જ : 'ચ' જેવી સ્થિતિ, પરંતુ આ ઘોષ ધ્વનિ છે અને ત્રણે સ્થાને પ્રયોજાય છે; જેમકે 'જમવું' 'પીંજવું' 'બીજ'

'ચ–છ'ની જેમ 'જ'નું પણ અર્ધતાલવ્ય ઉચ્ચારણ પ્રાંતીય લેખે તદ્ભવ શબ્દોમાં સંભળાય છે; જેમકે 'જખ જણ જાણવું જાડું જુદું જુઠ્ઠું જૂઠું જોર જોવું જોખવું જોમ' વગેરે. અપવાદમાં 'જીતવું જીવડું જેટલું જેમ' વગેરે. સંસ્કૃતમાંના યકારને સ્થાને 'જ' થાય છે. તે પણ શુદ્ધ તાલવ્ય છે; જેમકે 'જસ જાત્રા જાગ જુગ જગન જોગ જોજન જોબન જોદ્ધો'. એ રીતે

સંયુક્ત વ્યંજનોના પરિણામરૂપે આવેલો 'જૂગટું' જુગાર-જુગારી કાજ સેજ' વગેરે.

સૌરાષ્ટ્રમાં સર્વત્ર ગ્રામીણ ઉચ્ચારણોમાં અંગ્રેજી z (ઝેડ) જેવું 'જ-ઝ'નું ઉચ્ચારણ જ થાય છે. આમાં ઘર્ષણ ઉચ્ચ માત્રાએ છે. સંસ્કારી હાલારીઓ પણ 'હાજ તો' નું 'હાજ્તો' સ્પષ્ટ રીતે કરે છે; આ પણ 'વ્રસ્વ્ય' છે.

ઝ : 'જ'ની સરખામણીએ આ મહાપ્રાણ છે અને ત્રણે સ્થાને પ્રયોજાય છે; જેમકે 'ઝભલુ' 'વાંઝણી' 'સાંઝ' 'સમઝ'

'ઝ'નું પણ અર્ધતાલવ્ય ઉચ્ચારણ 'ઝટ ઝગડો ઝાડ ઝાડી ઝાંઝું ઝાંઝર ઝૂરવું ઝોળી ઝોડ' વગેરેમાં પ્રાંતીય સ્વરૂપે થાય છે, તો 'ઝીણું ઝેર સાંઝ વાંઝણી માઝમ'માં શુદ્ધ તાલવ્ય છે.

(ચવર્ગીય આ ચાર વ્યંજનોને **સ્પર્શ-સંઘર્ષી** કહેવામાં આવે છે, એટલી એની વિશેષતા છે.)

ટ : આ અઘોષ અલ્પપ્રાણ મૂર્ધન્ય ધ્વનિના ઉચ્ચારણમાં જિહ્વાશિખર વ્યક્ત રીતે તાળવાના ઘૂમટની દાંત તરફની બાજુના કરકરિયાવાળા કઠણ તાળવાની દાંત બાજુની કિનારીએ સ્પર્શ કરે છે. આર્યોને સપ્તસિંધુનાં પ્રદેશમાં આવ્યા પછી આ મૂર્ધન્ય ઉચ્ચારણ મળ્યાં છે. ગાથા-અવેસ્તાની ભારત-પારસીક ભાષાભૂમિકામાં એ નહોતાં, અને આજે પારસીઓ પણ એ ઉચ્ચારણો કરી શકતા નથી, ૮૦૦ વર્ષથી ભારત વર્ષમાં વસે છે છતાં. ગુજરાતમાં થતા 'ટ' વગેરે મૂર્ધન્ય વ્યંજનોના ઉચ્ચારણમાં ઉપરના કે નીચેના દાંતોનો કોઈ સંબંધ અનુભવવામાં આવતો નથી. આ ઉચ્ચારણ ત્રણે સ્થાનમાં પ્રયોજાય છે; જેમકે 'ટકોરો' 'વાટકી' 'ઉચાટ'

ઠ : 'ટ'ની સરખામણીએ આ મહાપ્રાણ છે અને ત્રણે સ્થાને પ્રયોજાય છે; જેમકે 'ઠપકો' 'કાંઠલો' 'પીઠ'

ડ : આ ઘોષ અલ્પપ્રાણ મૂર્ધન્ય ધ્વનિના ઉચ્ચારણમાં જિહ્વાશિખર 'ટ-ઠ' કરતાં વધુ ઉપરની બાજુએ જાય છે, અને કેવળ શબ્દના આરંભમાં જ ઉચ્ચરિત થાય છે; જેમકે 'ડગલો' 'ડફ' 'ડોસી' 'ડોબુ' વગેરે. આ પરિપાટી આદિમ ભારત-આર્ય કિંવા વૈદિકી ભાષાથી ચાલી આવે છે. હા,

સંયુક્ત–વ્યંજનાત્મક સ્થિતિમાં એ મધ્યમાં પણ શુદ્ધ મૂર્ધન્ય ઉચ્ચરિત થાય છે; જેમકે 'જાડ્ય'.

પરંતુ સૌરાષ્ટ્રમાં મૂળમાં સંયુક્ત–વ્યંજનાત્મક સ્થિતિમાંથી ઊતરી આવેલો 'ડ' શુદ્ધ મૂર્ધન્ય ઉચ્ચરિત થાય છે; જેમકે 'પાડો (પ્રા. પડ્ડ—ભેંસનો)' 'હાડ (પ્રા. હડ્ડ)' 'ખાડો' 'ગાડી' અને (અપવાદ સોરઠ જેવામાં માત્ર 'વડો વડીલ' જેવા શબ્દમાં જ મળે છે.) 'લાડો' 'લાડી' 'લડવું' (એક બાજુ ઢળવું) વગેરે અનેક. એ જ રીતે પૂર્વેના સાનુનાસિક ઉચ્ચારણ પછી પણ ત્યાં મૂર્ધન્ય જ ઉચ્ચરિત થાય છે; જેમકે 'માંડવું' 'માંડ–માંડ' 'મંડવું' 'રાંડ' 'ખાંડ' વગેરે અનેક.

ઢ : 'ડ'ની સરખામણીએ આ મહાપ્રાણ છે અને માત્ર શબ્દારંભે જ ઉચ્ચરિત થાય છે; જેમકે 'ઢબ' 'ઢબ્બુ' 'ઢેકું' 'ઢગલો' વગેરે. વૈદિકીની જેમ અનારંભે સંયુક્ત–વ્યંજનાત્મક દશામાં પણ થાય; જેમકે 'દાઢ્ય' 'મૌઢ્ય' વગેરે તત્સમ શબ્દોમાં.

સૌરાષ્ટ્રમાં કોઈ પણ સંયોગમાં અનારંભે પણ એ શુદ્ધ મૂર્ધન્ય જ ઉચ્ચરિત થાય છે; જેમકે 'કઢી' 'મોઢું' 'લોઢું' 'વઢવું' 'મઢવું' વગેરે, તો સાનુનાસિક સ્વર પછી પણ; જેમકે 'સાંઢ'

ડ઼ : 'ડ'ની સરખામણીએ આના ઉચ્ચારણમાં જિહ્વાશિખર પોચા તાળવાના પોલાણની આગલી દીવાલને ગોળ ગુલાંટ મારતું સ્પર્શ કરે છે અને શબ્દોમાં છેક આદિમ ભારત–આર્ય ભાષાભૂમિકાથી અનારંભ–દશામાં જ એ ઉચ્ચરિત થાય છે; જેમકે 'કડી' 'ખડ' 'ખડી' 'ગાડી' 'ચડવું' 'છડવું' 'છડી' 'જડવું' 'જડી' 'ઝાડ' 'પડવું' 'પાડી' 'પાડો' (ભેંસનો કે વાસનો વચ્ચે ભેદ વિના)' 'ફાડવું' 'બોડો' 'મડદું' 'રડવું' 'પડવું' 'હાડકું' 'સડક'. આને સ્વ. નરસિંહરાવે 'મૂર્ધન્યતર' કહેલ છે, જેને વેદમિત્ર નામના પ્રાચીન આચાર્યે 'તાલવ્ય' જ કહેલ છે.

['નીડર' જેવામાં 'ડર' સામાસિક શબ્દના આરંભે હોઈ મૂર્ધન્ય જ ઉચ્ચરિત થાય છે.]

આ સ્પષ્ટ રીતે ઉત્ક્ષિપ્ત (rolled) વ્યંજન છે.

ઢ઼ : 'ડ઼'ની સરખામણીએ આ મહાપ્રાણ ઉચ્ચારણ છે એટેલું જ–અને અનારંભે જ પ્રાચીન કાળથી ઉચ્ચરિત થાય છે; જેમકે 'કઢી' 'ચઢ

'કાઢવું' 'લોઢી' 'મોઢિયું' વગેરે અનેક. ગુજરાતી ભાષાને આ તદ્‌ભવ લેખે કાંતો 'ટ'માંથી કે કાંતો 'ડ્ઢ'માંથી મળ્યો છે. અને સૌરાષ્ટ્રની બોલીઓમાં સંયુક્ત વ્યંજનની પરિસ્થિતિ પ્રધાન હોઈ પછી સર્વત્ર એ મૂર્ધન્ય જ ઉચ્ચરિત થાય છે.

'ટ' 'ઠ' 'ડ' 'ઢ' 'ડ઼' 'ઢ઼' આ છયે ઉચ્ચારણ, એવા જ તાલવ્ય કોટિના અનારંભે જ આવતા 'ણ'ની સાથે જ, સપ્તસિંધુમાં આવી વસેલા આર્યોને દ્રવિડ પ્રજાના સંપર્કે મળેલાં છે. અંગ્રેજી ભાષામાં 'ટ' 'ડ' છે, પરંતુ એ શુદ્ધ મૂર્ધન્ય નથી; યુરોપની બીજી ભારત–યુરોપીય ભાષા કે બોલીઓમાં તેમજ ભારત–પારસીક ભાષામાં આ ઉચ્ચારણ સર્વથા સંભળાતાં નથી. ગુજરાતમાં દાઉદી વહોરાઓ મૂર્ધન્ય ઉચ્ચારણોને સ્થાને દંત્ય ઉચ્ચારણ જ કરે છે અને 'ડ–ઢ'નાં 'ર' 'રઃ' જેવાં જ કરે છે.

[ નીચે નાસિક્ય વર્ગીય વ્યંજનોના વિષયમાં યથાસ્થાન કહેવાનું હોઈ અહીં 'ણ' વિશે ન કહેતાં ત્યાં કહેવાશે.]

**ત :** આ અઘોષ અલ્પપ્રાણ દંત્ય ધ્વનિના ઉચ્ચારણમાં જિહ્વાશિખર ઉપલા દાંતની અંદરની ઉપરની બાજુએ સ્પષ્ટ સ્પર્શ કરે છે; ઉપરાંત એ સાથે જિહ્વાશિખરની નીચેની બાજુની નીચલા દાંતોની છેડાની ધારને પણ સ્પર્શ કરી રહે છે. આ વ્યંજન ત્રણે સ્થાનમાં પ્રયોજાય છે; જેમકે 'તલવાર' 'પતરું' 'વાત'

**થ :** 'ત'ની સરખામણીએ આ મહાપ્રાણ છે અને ત્રણે સ્થાનમાં પ્રયોજાય છે; જેમકે 'થડ' 'કોથળો' 'પથ'

**દ :** 'ત'ની સરખામણીએ આ ઘોષ ધ્વનિ છે અને ત્રણે સ્થાનમાં પ્રયોજાય છે; જેમકે 'દરજી' 'પાંદડું' 'વાદ': એટલું જ કે ધ્વનિતંત્રીઓનું સ્પંદન અનુભવાય છે.

**ધ :** 'દ'ની સરખામણીએ આ મહાપ્રાણ છે એટલો જ વિશેષ; એ ત્રણે સ્થાનમાં પ્રયોજાય છે; જેમકે 'ધમણ' 'ધાંધલ' 'બાંધ'

[ **ન** માટે જુઓ નીચે નાસિક્ય ધ્વનિઓમાં. ]

**પ :** આ અઘોષ અલ્પપ્રાણ ઓષ્ઠ્ય ધ્વનિનું ઉચ્ચારણ કરવામાં જિહ્વાશિખર બેઉ હોઠની બિડાયેલી દશામાં એ બેઉને સ્પર્શ કરી રહે છે,

પરંતુ જિહ્‌વામાં કોઈ ક્રિયાનો જરા જેટલો પણ અનુભવ થતો નથી; એ ત્રણે સ્થાનમાં પ્રયોજાય છે; જેમકે 'પડવું' 'પાપડ' 'સાપ'

**ફ :** 'પ'ની સરખામણીએ આ મહાપ્રાણ છે એટલો વિશેષ; એ ત્રણે સ્થાનમાં પ્રયોજાય છે; જેમકે 'ફોઈ' 'ફાફડો' 'ડફ'. અંગ્રેજી તદ્‌ભવ શબ્દોમાં દંત્યૌષ્ઠ્ય f–ફ઼ને સ્થાને પણ આપણો આ 'ફ' આવી રહ્યો છે; જેમકે form —ફ઼ૉર્મને બદલે 'ફારમ' વગેરે. અંગ્રેજી તત્સમ કે તદ્‌ભવ શબ્દોના ઉચ્ચારણમાં ભણેલાઓના કંઠમાં f નિ માટે દંત્યૌષ્ઠ્ય અઘોષ મહાપ્રાણ ઉચ્ચારણ જ સંભળાય છે. આ જ અલ્પપ્રાણ થતાં 'વ'નું ઘોષ રૂપ ધારણ કરે છે.

**બ :** 'પ'ની સરખામણીએ આ ઘોષ છે એટલો વિશેષ; એ ત્રણે સ્થાને પ્રયોજાય છે; જેમકે 'બાપ' 'નબળું' 'રાબ'

**ભ :** 'બ'ની સરખામણીએ આ મહાપ્રાણ છે એટલો વિશેષ, અને એ ત્રણે સ્થાને પ્રયોજાય છે; જેમકે 'ભાઈ' 'ભભકો' 'ગાભ'

**નાસિક્ય કે અનુનાસિક વ્યંજનો :**

**[ ઙ ] :** 'ગ'ની પૂર્વનો સ્વર અનુનાસિક ઉચ્ચરિત થતાં થતા ઉચ્ચારણનો આ ભારતીય સંકેત ઊભો થયેલો; એને સ્વતંત્ર સ્થાન કોઈ નથી, અને વર્ગીય કંઠ્ય વ્યંજનો પૂર્વે તેમજ બીજા અનુનાસિક વ્યંજનો ન અને મ પૂર્વે કંઠ્યવર્ગીય સ્પર્શ વ્યંજનોને સ્થાને તત્સમ સંસ્કૃત શબ્દોમાં સંસ્કૃત પરિપાટીએ લેખનમાં પણ આદૃત છે; જેમકે 'પઙ્ક' 'પઙ્ગુ' અને 'વાઙ્મય' 'દિઙ્માત્ર' વગેરે. સાનુનાસિક દીર્ઘ સ્વર ન થયો હોય તેવા તદ્‌ભવ શબ્દોમાં પણ એને સ્થાન છે; જેમકે 'પઙ્ખો' 'પઙ્ખી'. આદિમ ભારત–આર્ય અને ભારત–પારસીક ભૂમિકાઓમાં श ष स ह પૂર્વે આ ઉચ્ચારણ નોંધવાનો રિવાજ હતો, એણે જ આપણને સં. सिंह = सिङ्ह દ્વારા 'सिंघ' પ્રાકૃતમાં થઈ ગુજરાતી 'સંગ' મળ્યો છે, 'વીરસંગ' વગેરે વિશેષ નામોમાં.

જોડણીમાં તો સાદા અનુસ્વારથી જ આને આજે તત્સમ શબ્દોમાં પણ બતાવવામાં આવે છે.

**ञ :** તત્સમ સંસ્કૃત—અંગ્રેજી વગેરે શબ્દોમાં ચવર્ગીય વ્યંજનો પૂર્વે આ ઉચ્ચારણ અનુનાસિક સ્વર પછી બતાવવામાં આવે છે; જેમકે 'सञ्चय' 'पञ्च' 'पञ्चर' 'पञ्जाब' વગેરે. આજે લેખનમાં તો અનુસ્વારથી જ બતાવવાનું સામાન્ય છે. ञનું પ્રાચીન ઉચ્ચારણ ज અને यની વચ્ચેનું

હશે ત્યારે ચવર્ગીય ત્રીજા વર્ણ जની પૂર્વેના સાનુનાસિક સ્વરના યોગે આને માટે સંકેત ઊભો થયો હશે.

ણ: સાનુનાસિક સ્વર પછી અર્ધતાલવ્ય કે મૂર્ધન્યતર 'ડ઼' એ જ આ 'ણ'થી બતાવવામાં આવે છે. આ ઉચ્ચારણ સ્પષ્ટ ઉત્ક્ષિપ્ત (rolled) અર્ધતાલવ્ય કે મૂર્ધન્યતર જ છે. લિપિમાં આનું છેક ઋગ્વેદકાલીન આદિમ ભારત-આર્ય ભૂમિકાથી અસ્તિત્વ સ્વીકારવામાં આવ્યું છે. સંસ્કૃત સુધીની ભૂમિકામાં શબ્દારંભે એ આવી શકતો જ નથી, જેનું કારણ અર્ધતાલવ્ય 'ડ઼-ઢ઼'ના જેવું જ છે. મહારાષ્ટ્રી પ્રાકૃતમાં શબ્દના આરંભમાં 'ન'ને સ્થળે એ લેખનમાં સ્વીકારાયો હતો; ત્યાં સંભવ છે કે એ શુદ્ધ મૂર્ધન્ય ઉચ્ચરિત થતો પણ હોય. સાનુનાસિક સ્વર પછીનો 'ડ઼' અને 'ણ' અનન્ય છે એનું સારામાં સારું ઉદાહરણ 'હવડાં-હમણાં' છે. મૂળ સં. શબ્દ અધુનાનો પ્રા. अहुणा દ્વારા *हउणा> *हवँड़ां અને हमणां છે. हमणां એ ઉચ્ચારણે हमँड़ां જ છે. સૌરાષ્ટ્રમાં खांड मांड रांड વગેરેમાં શુદ્ધ મૂર્ધન્ય ड છે, જ્યારે તળ-ગુજરાતમાં खांड़ मांड़ रांड़ ઉચ્ચારણ છે, જે खाण माण राणની તદ્દન નજીકનું છે.

પૂર્વીય અને પશ્ચિમી હિંદીમાં આ ઉચ્ચારણ નથી જ; ત્યાં ત્યાં એ નથી બતાવવામાં આવે છે: સં. कारण ऋण વગેરે कारन रिन એમ ઉચ્ચરિત થાય છે. બંગાળીમાં પણ એ જ પરિસ્થિતિ છે. બંગાળીઓ સં. रामाणाम्-નું रामानाम् જ ઉચ્ચરિત કરે છે.

न: ભારત-યુરોપીય ભાષાભૂમિકામાં ऋ ऌની જેમ नृ मृ જેવા મૌલિક સ્વરો હતા અને એમાંથી જ न અને मનો વિકાસ થયો છે એવું સ્વીકારવામાં આવ્યું છે. ઋગ્વેદની આદિમ ભારત-આર્ય ભાષાભૂમિકામાં તો સ્વતંત્ર વ્યંજનો તરીકે એ સ્વીકારાઈ ચૂક્યા હતા. સાનુનાસિક સ્વર પછીના તવર્ગીય દનું ઝડપી ઉચ્ચારણ અનારંભ દશામાં આ સંકેતથી બતાવવામાં આવે છે. આપણે ત્યાં 'પાંદડું-પાનડું' 'ચૂંદડી-ચૂનડી' 'મીંદડી -મીનડી' આ એ પ્રકારની જોડણી લક્ષ્યમાં લેવા જેવી છે. પછી ઉચ્ચારણ વર્ત્સ તરફ જતાં એને સ્વતંત્ર વ્યક્તિત્વ મળી ગયું છે. આમ એ 'વર્ત્સ્ય' થઈ ચૂક્યો છે. યુરોપીય ભારત-યુરોપીય કુળની વિભિન્ન શાખાઓ તેમજ ભારત-પારસીક વગેરેમાં પણ એ સ્વીકૃત થયેલ જ છે. कानन मनन વગેરેમાં એ काँनँन मँनँन છે. આ અલ્પપ્રાણ ઘોષ સ્પર્શ વ્યંજન શબ્દારંભે અનનુ-

નાસિક છે એ ભારે સૂચક વસ્તુ છે. 'નગારું' 'નાદ' વગેરે શબ્દોના ઉચ્ચારણથી એ સ્પષ્ટ છે. સં. માં જ્યાં र्ण જેવી સંયુક્ત સ્થિતિ હતી ત્યાં મહારાષ્ટ્રી પ્રાકૃતમાં ण્ણ લખાતા, પરંતુ અર્ધમાગધી તેમજ જૈન મહારાષ્ટ્રી અને તદનુકૂલ અપભ્રંશમાં न्न સૂચવાતા, જેણે સં. कर्ण > પ્રા. कन्न> કાન, पर्ण > પ્રા. पन्न> પાન વગેરે વિકાસ આપ્યો છે.

અનુનાસિક નથી ત્યારે એના ઉચ્ચારણમાં જિહ્વાશિખર ણના ઉચ્ચારણસ્થાનની જરા માત્ર નીચે સ્પર્શ કરે છે; દાંતનો સંબંધ જોવામાં આવતો નથી; દાંતનો સંબંધ તો સાનુનાસિક સ્વર પછી તવર્ગીય વ્યંજનો આવતાં જ જણાય છે, જેમાં જિહ્વાશિખર ઉચ્ચારણ વખતે દાંત તરફ જઈ રહે છે

**મ** : ઉપર જુઓ '**ન**' વિશે. મૂળના સ્વરમાંથી આ 'મ' ઊતરી આવ્યો છે અને અનારંભ દશામાં પોતાની પૂર્વના સ્વરમાં સાનુનાસિકતા જળવાવી રાખે છે, પરંતુ શબ્દારંભે તો એ અનનુનાસિક જ ઉચ્ચરિત થાય છે. આ ઘોષ અલ્પપ્રાણ સ્પર્શ વ્યંજન ઓષ્ઠ્ય છે. પવર્ગીય ત્રીજા વર્ણ બની પૂર્વના સ્વરની સાનુનાસિકતા સાથે ઝડપી ઉચ્ચારણે આ સંકેત અસ્તિત્વ ધરાવવા પાત્ર બને છે. 'લીંબડો–લીમડો' 'કાંબળી–કામળી' 'તૂંબડી–તૂમડી' વગેરે જેવી બે પ્રકારની જોડણી આ વસ્તુ સ્પષ્ટ બતાવે છે.

શબ્દારંભે મ' ઘોષ અલ્પપ્રાણ ઓષ્ઠ્ય જ છે. બંને હોઠ બિડાતાં એ નિષ્પન્ન થાય છે. સાનુનાસિક સ્વર પછી પણ ઉચ્ચારણસ્થિતિ એ જ પ્રકારની છે.

**ન** અને **મ** બંને શબ્દના આરંભમાં મધ્યમાં અને અંતમાં પણ પ્રયોજાય છે.

પાર્શ્વિક વ્યંજન :

**લ** : આ ધ્વનિ ઘોષ અલ્પપ્રાણ વર્સ્ત્ય પાર્શ્વિક દંત્ય સ્પર્શ વ્યંજન છે. આના ગુજરાતી ઉચ્ચારણમાં જિહ્વાશિખર પાછળની ઉપલી સપાટી ઉપલા દાંતનાં મૂળને સ્પર્શ કરે છે અને જિહ્વાના એ ભાગની બંને બાજુઓ પણ પડખાંને સ્પર્શ કરી રહે છે. સંસ્કૃત વ્યાકરણકારોએ એને ऌ સ્વરમાંથી નિષ્પન્ન અંતસ્થ કે અર્ધસ્વર કહ્યો છે, પરંતુ ઉચ્ચારણમાં એ આજે શુદ્ધ

**સ્પર્શ** વ્યંજન જ છે. શબ્દને આરંભે મધ્યમાં તેમજ અંતે ત્રણે સ્થાને એ પ્રયોજાય છે; જેમકે 'લાભ' 'ચલાકો' 'કરેલ'

ગુજરાતીમાં આવેલા શબ્દોના મૂળમાં જો બેવડો ल्ल હોય તો અનારંભે ગુજરાતીમાં એકવડો 'ळ' ઊતરી આવે છે; જેમકે સં. भद्र-> પ્રા. भल्ल- > ગુજ. ભલું; 'આગલું' 'પાછલું' વગેરેમાં પણ આ જ વિકાસક્રમ છે. સંસ્કૃત પ્રાકૃતમાંના અનારંભે એકવડા लના ગુજરાતી સ્વાભાવિક ઉચ્ચારણમાં ळ ઉચ્ચરિત થાય છે, મારવાડી-પંજાબી મરાઠી વગેરેની જેમ. પારસીઓ અને દાઉદી વહોરાઓ ळ બોલી શકતા નથી તેથી ल જ સર્વત્ર પ્રયોજે છે.

**લુંઠિત વ્યંજન:**

**ર** : આ ઘોષ અલ્પપ્રાણ વર્સ્વ્ય લુંઠિત મૂર્ધન્ય સ્પર્શ વ્યંજન છે. આના ઉચ્ચારણમાં જિહ્વાશિખર ઉપરના દાંતના મૂળ નજીકના કરકરિયાવાળા મૂર્ધસ્થાનમાં આળોટતું હોય એ રીતે પ્રયત્ન થાય છે. 'ર' અને 'લ' એટલા નિકટથી ઉચ્ચરિત થાય છે કે બરોબર આદત કેળવાઈ ન હોય તો 'લ' જ ઉચ્ચરિત થયા કરે. નાનાં બાળકોમાં આ વધુ સ્વાભાવિક છે. સંસ્કૃત વ્યાકરણકારોએ એને ऋ સ્વરમાંથી નિષ્પન્ન અંતઃસ્થ કે અર્ધસ્વર કહ્યો છે, પરંતુ આજે ઉચ્ચારણમાં **એ** શુદ્ધ **સ્પર્શ** વ્યંજન જ છે, અને ત્રણે સ્થાને પ્રયોજાય છે; જેમકે 'રમત' 'નરમ' 'સાકર'

**ઉષ્માક્ષર :**

**શ** : તત્સમ શબ્દોમાં પ્રયોજવામાં આવતું આ ઉચ્ચારણ સામાન્ય રીતે તો 'સ' રૂપે જ ઉચ્ચરિત થાય છે; ગુજરાતી શબ્દોમાં તો મધ્ય અને ઉત્તર ગુજરાતમાં તાલવ્ય સ્વરો इ ए ऐ અને યના યોગમાં શુદ્ધ સ્વરૂપે ઉચ્ચરિત થાય છે: જેમકે 'શી' 'શું' 'કરીશ-શું' વગેરે. આ વ્યંજનનું ઉચ્ચારણ કરતી વેળા તાળવાના ઘૂમટની દાંત તરફની કિનારીએ જિહ્વાશિખર નળીના ઘાટે સ્પર્શ કરવા જતાં ઘર્ષણાત્મક સિસકારાભર્યું ઉચ્ચારણ નીકળી આવે છે, જિહ્વાશિખર સ્થાનસ્પર્શ કરી શકતું નથી; આમ આ પ્રકૃતિએ મહાપ્રાણ અઘોષ તાલવ્ય વ્યંજન છે. આમ આ સ્પષ્ટ **અ-સ્પર્શ વ્યંજન** છે. એ ત્રણે સ્થળે ઉચ્ચરિત થાય છે; જેમકે 'શિકાર' 'હોંશીલું' 'આવીશ'

દક્ષિણ ગુજરાત, સૌરાષ્ટ્ર અને સરહદની બોલીઓમાં આ ઉચ્ચારણ સ્વાભાવિક સ્વરૂપમાં સર્વથા નથી.

**ષ** : સમસ્ત નવ્ય ભારત-આર્ય ભાષાઓ અને બોલીઓએ કાયમને માટે આ મૂર્ધન્ય મહાપ્રાણ અઘોષ ઘર્ષણાત્મક અસ્પર્શ ઉચ્ચારણ ગુમાવ્યું છે. સં. તત્સમ શબ્દોમાં એનું કૃત્રિમતાથી ઉચ્ચારણ કરવામાં આવે છે, જ્યાં પણ તાલવ્ય 'શ' નજીકનું ઉચ્ચારણ થવા જાય છે. સંસ્કૃતોત્થ શબ્દોમાં કાંતો 'સ' થઈ ગયો છે, બાકી તો એકવડા ષનો ખ થઈ આવ્યો છે; જેમકે સં. षट्>ગુજ. 'ખટ, સં. षण्ड>ગુજ. ખંડ, સં. हर्ष>ગુજ. હરખ વગેરે

નોંધપાત્ર એક જ વસ્તુ છે અને એ સૌરાષ્ટ્રના પશ્ચિમ વિભાગમાં આવેલી મેર પ્રજાનું ष ઉચ્ચારણ. च અને छने સ્થાને ગ્રામીણોમાં स ઉચ્ચરિત થાય છે તેવાં બધાં સ્થાનોમાં મેર પ્રજા 'ष' પ્રયોજે છે; જેમકે ગુજ. ચાલો>ગ્રા. સાલો>મેર. ષાલો; ગુજ. છાલિયું>ગ્રા. સાલિયું > મેર. ષાલિયું વગેરે

આ વ્યંજનના ઉચ્ચારણમાં જિહ્વાશિખર ઉપલા દાંતનાં મૂળ ઉપરના કરકરિયાવાળા મૂર્ધસ્થાન તરફ ઘર્ષણાત્મક સ્થિતિમાં જવા યત્ન કરે છે, સ્પર્શ થયા પૂર્વે જ ઉચ્ચારણ સિસકારાભર્યું નીકળી આવે છે. આ માટે જ આને પણ ઉષ્મ અક્ષર કહેવામાં આવ્યો છે.

**સ** : છેક પાલિ પ્રાકૃત કાળથી ભારત-આર્ય શકારનું સ્થાન અને મોટે ભાગે ષકારનું સ્થાન આ ઉચ્ચારણે લઈ લીધું છે. જિહ્વાશિખર ઉપરનીચેના દાંતોની કિનારીને ઘર્ષણાત્મક રીતે સ્પર્શ કરવા ધસે છે, પરંતુ એ પહેલાં જ ઉચ્ચારણ નીકળી આવે છે. આ આમ દંત્ય મહાપ્રાણ અઘોષ ઘર્ષણાત્મક અસ્પર્શ વ્યંજન છે અને ત્રણે સ્થાનમાં પ્રયોજાય છે; જેમકે 'સરખુ' 'સસલુ' 'સરસ'

**સ઼** : દક્ષિણ ગુજરાત અને સમગ્ર સૌરાષ્ટ્રમાં તાલવ્ય શકાર અને દંત્ય સકારને બદલે પ્રયોજવામાં આવતું આ ઉચ્ચારણ કેવળ કંઠદ્વારમાંથી જિહ્વાપૃષ્ઠના ઊંચકાવા સાથે ધ્વનિતંત્રીઓના કંપનથી ઘર્ષણાત્મક દશામાં નીકળે છે. એ સ્પષ્ટ અઘોષ મહાપ્રાણ કંઠ્ય અસ્પર્શ વ્યંજન છે. નીચે આવવાના હકારનું ઉચ્ચારણ ઘોષ કંઠ્ય છે એટલો આ બેઉ વચ્ચે તફાવત

છે. આ ભેદ ન સમઝાવાને કારણે જ લોકસાહિત્યનો સંગ્રહ કરનારાઓએ તેમજ ગામડિયા બોલીનો પ્રયોગ સાહિત્યનાં સર્જનોમાં કરનારાઓએ એને હકારથી બતાવવાનો ભ્રમ સેવ્યો છે. 'સ' 'સ઼' 'હ' ત્રણે તદ્દન જુદાં ઉચ્ચારણ છે.

ડુંગરપુર–વાંસવાડાના પ્રદેશની 'વાગડી' બોલીમાં સકાર વ્યાપક રીતે આ કંઠ્ય અઘોષ સ઼કારના રૂપમાં જ ઉચ્ચરિત થાય છે. એ બોલીમાં તો 'છ' ધાતુમૂળનાં રૂપાખ્યાનો પણ 'સ'કારથી આગળ વધી આ કંઠ્ય 'સ઼'કારના રૂપમાં ઉચ્ચરિત થાય છે. 'ઉં કરુ સુ઼ (=હું કરું છું)' 'અમ કરૅં સૅ઼ં (=અમે કરું છું=કરિયે છિયે) 'તુ કર સ઼ (તું કર છ = કરે છે)' વગેરે

હિંદી વગેરેએ આગળ વધી કંઠ્ય ઘોષ 'હ' ઉચ્ચારણ કરી લીધું છે: 'मैं करता हूँ' 'वह करतां है' 'वे करते हैं' 'तुम करते हो' વગેરે

## વિશિષ્ટ મહાપ્રાણ :

**હ** : અવ્યભિચરિત શુદ્ધ મહાપ્રાણ આ એક માત્ર વ્યંજન છે. કંઠદ્વારમાંથી હવા કાઢવામાં આવે છે ત્યારે મુખમાં જિહ્વા કે બીજા કોઈ અંગની જરા જેટલી પણ હિલચાલ થતી નથી, મુખ ખુલ્લું જ થઈ રહે છે. આના ઉચ્ચારણમાં ધ્વનિતંત્રીનું ઘર્ષણ ઉભય બાજુ સ્પષ્ટ અનુભવાય છે. આ વ્યંજન ઘોષ મહાપ્રાણ ઘર્ષણાત્મક અસ્પર્શ છે અને સ્વાભાવિક ગુજરાતી શબ્દોમાં શબ્દારંભે જ પ્રયોજાય છે; જેમકે 'હરખ' 'હલવું' 'હોળી' વગેરે. એ ખરું કે તત્સમ શબ્દોમાં એને ત્રણે સ્થાને પ્રયોજવામાં આવે છે; જેમકે 'હસ્ત' 'મોહન' 'વિવાહ;' પરંતુ સ્વાભાવિક ગુજરાતી શબ્દોમાં તો, જોડણીમાં એને બતાવવાનો રિવાજ હોવા છતાં, એણે વ્યંજનાત્મકતા સર્વથા ગુમાવી જ દીધી છે અને સ્વર જ મહાપ્રાણિત થઈ રહે છે. જુઓ આ પૂર્વે **મહાપ્રાણિત સ્વરો** (પૃ. ૧૨૭).

**વિસર્ગ** : આ ઉચ્ચારણ 'દુઃખ' 'અંતઃકરણ' 'નિઃસંશય' જેવા તત્સમ શબ્દોમાં પ્રયોજવામાં આવે છે. આમાં હકાર જેટલી પૂર્ણતા નથી. સાદા અકારના ઉચ્ચારણમાં જે પ્રયત્ન છે તેમાં શ્વાસનલિકામાંથી થોડી વધુ હવા કાઢી ધ્વનિતંત્રીના ધક્કાથી ઉમેરણ થયે મહાપ્રાણ ઉચ્ચાર થાય છે. સંસ્કૃત શબ્દોમાં હકાર સંયુક્ત વ્યંજનોમાં પહેલા તરીકે હોય છે ત્યારે "ઔરસ્ય" કહ્યો છે, 'ઉરસ્' માથી ઊઠતો, તેની સાથે આને સામ્ય છે જ.

ઉ : उ ऊ ऋમાંથી: જેમકે

| | | | |
|---|---|---|---|
| उ : | उन्दुरुः | उंदुरु | उंदुरु | ઉંદર |
| ऊ : | चूर्णकारः | चुन्नआरओ | चुन्नआरउ | ચુનારો |
| ऋ : | पृच्छति | पुच्छइ | पुच्छइ | પૂછે, પછી 'પુછાવે' |

સંધિથી; જેમકે

| | | | |
|---|---|---|---|
| अ+उ : | पर्णकम् | पन्नअं | पन्नउं | પાનું |
| उ+उ : | लड्डुकः | लड्डुओ | लड्डुउ | લાડુ |
| ऊ+अ : | वधूका | वहूआ | वहूअ | વહુ |

સૌરાષ્ટ્ર–ગ્રામીણોમાં 'કોણ' 'દોણું' વગેરેને માટે 'કુણ' 'દુણું' વગેરે ઉચ્ચરિત થાય છે–એ ઓનો વિકાસ છે (અપ. કવણમાંથી 'કોણ' છે.)

ઊ : उ ऊ ऋ માંથી; જેમકે

| | | | |
|---|---|---|---|
| उ : | दुग्धम् | दुद्धं | दुद्धु | દૂધ |
| ऊ : | चूर्णकः | चुन्नओ | चुन्नउ | ચૂનો |
| ऋ : | पृच्छति | पुच्छइ | पुच्छइ | પૂછે |

સંધિથી; જેમકે

| | | | |
|---|---|---|---|
| उ+उ : | बुभुक्षा | बुहुक्खा | बुहुक्ख | ભૂખ |
| ऊ+अ : | यूका | जूआ | जूअ | જૂ |
| उ+अ : | शुककक: | सुअअओ | सुअडउ | સૂડો |
| | उपाख्यानकम् | उअक्खाणअं | उअक्खाणउं | ઉખાણું |

ઍ : આ હ્રસ્વ 'ઍ' ए ऐમાંથી, ક્વચિત્ અકારમાંથી પણ :

| | | | |
|---|---|---|---|
| ए : | शेवालः | सेवालो | सेवालु | શૅવાળ |

લઘુપ્રયત્ન શ્રુતિની પૂર્વની શ્રુતિમાંનો સ્વરિત ए તેમજ સ્વરિત શ્રુતિની પૂર્વની શ્રુતિમાંનો અસ્વરિત ए હંમેશાં હ્રસ્વ ઉચ્ચરિત થાય છે: જૅઠ–જૅઠાણી વગેરે

| | | | |
|---|---|---|---|
| ऐ : | वैराग्यम् | वेराग | वेरागु | વૅરાગ |
| अ : | कटी | कडी | कडि | કડ, કૅડ |
| | मषी | मसी | मसि | મસ, મૅસ |

એ : સ્વરિત एअ ને ऐમાંથી;- જેમકે

| | | | |
|---|---|---|---|
| एअ : | छेदककः | छेअअओ | छेअडउ | છેડો |
| ऐ : | गैरिकः | गेरिओ | गेरिउ | ગેરુ |

પ્રથમના ઉદાહરણમાં પરવર્તી अ પૂર્વસ્વરમાં લુપ્ત થયો છે.

'ધણેરુ' વગેરેમાં મૂળમાં तर પ્રત્યયનો यर>इर થયા પછી 'એરુ' પ્રત્યયાંગ બન્યું છે; આને સંધિજન્ય કહી શકાય.

ઍ : આ હ્રસ્વ વિવૃત સ્વર સામાન્ય રીતે શબ્દાંતે જ આવે છે અને अइ માંથી इકારને સ્થાને यકારના થવાથી અમલી બને છે. આ રીતે ગુજરાતી ભાષામાં ૩ જી–૭ મી વિભક્તિનો एકાર અને ક્રિયાપદનાં રૂપોમાંનો તેમજ 'ને–અને' જેવા શબ્દોમાંનો एકાર સર્વથા, હ્રસ્વ વિવૃત ઍ છે. એ રીતે લઘુપ્રયત્ન अકારવાળી શ્રુતિની પૂર્વની શ્રુતિમાં अइથી નિષ્પન્ન યા સાદો સાનુનાસિક ए હોય તો એ પણ હ્રસ્વ વિવૃત ઍં છે; જેમકે સં. उपविशति>પ્રા. बइसइ> 'બેસેઁ' થયા પછી 'બેઁસવું', એમ 'પેઁસવું' વગેરે

ઍ : મૂળમાં अइ દ્વારા अय् ઉચ્ચારણ થતાં આ વિવૃત સ્વર વિકસ્યો છે. લાગલાગટ બેઉ સ્વરિત શ્રુતિમાં આ સામાન્ય રીતે દીર્ઘ ટકી શકે છે. પછીની શ્રુતિ અસ્વરિત હોય તો એ હ્રસ્વ વિવૃત જ ઉચ્ચરિત થાય છે. શબ્દને અંતે આ હોતો નથી. આ રીતે

| | | | |
|---|---|---|---|
| प्रविशति | पइसइ | पइसइ | પેસેઁ |
| उपविशति | बइसइ | बइसइ | બેસેઁ |
| *ग्रथिल्लकम् | गहिल्लअं | गहिल्लउं | ઘેલું |
| गभीरकम् | गहिरअं | गहिरउं | ઘેરું |

ઐ : આમ તો સંસ્કૃત તત્સમ પૂરતો જ આ મર્યાદિત છે, પરંતુ ઉચ્ચારણની દૃષ્ટિએ ગુજરાતી શબ્દોમાં સંધિસ્વરાત્મક સ્થિતિમાં એ વ્યાપક છે; જેમકે 'કૈં જૈં પૈ' સાથોસાથ 'જઈ થઈ ગઈ કહી રહી નહિ-હીં અહીં જહીં કહીં તહીં'—આ બધામાં 'ઐ' જ ઉચ્ચારણ સ્પષ્ટ છે. આમ પ્રાચીન ઉચ્ચારણ નવા લેબાસમાં ગુજરાતીએ વિકસાવ્યું છે.

ઑ : આ હ્રસ્વ ઑ ओ औ અને ક્વચિત્ उमांथी પણ વિકસી આવ્યો છે; જેમકે

| | | | | |
|---|---|---|---|---|
| ओ : | शोषः | सोसो | सोसु | સૉસ |
| | ... | वोल्लिअं | वोल्लिवउं | બૉલવું |
| औ : | औषधम् | ओसहं | ओसहु | ઑસડ |
| उ : | उद्धारः | ... | ... | ઑધાર |
| | उत्सवः | ... | ... | ઑચ્છવ |

ઓ : ओ औ અને उ ઉપરથી પણ, હમેશાં સ્વરિત દશામાં હોય છે; જેમકે

| | | | | |
|---|---|---|---|---|
| ओ : | लोहितम् | लोहिअं | लोहिउ | લોહી |
| औ : | गौरकम् | गोरअं | गोरउं | ગેરું |
| | कौलिकः | कोलिओ | कोलिउ | કોળી |

આની અને દીર્ઘ 'એ'ની સ્થિતિ સરખી છે.

ઑ : આનો વિકાસ अ+उમાંથી अ+व् દ્વારા છે; લઘુપ્રયત્નવાળી શ્રુતિ પૂર્વે જેમ આ ઉચ્ચરિત થાય છે તેમ શબ્દને અંતે પણ અને એ હ્રસ્વ વિવૃત જ છે :

| | | | |
|---|---|---|---|
| गवाक्षः | गउक्खो | गउक्खु | ગૉખ |

શબ્દાંતે 'અપભ્રંશ'માં છેલ્લી क પ્રકૃતિના ફલ તરીકે अ+उ થઈ આવતું તેણે શબ્દાંતે આ હ્રસ્વ વિવૃત ઑ આપ્યો છે :

| | | | |
|---|---|---|---|
| घोटकः | घोडओ | घोडउ | ઘોડો |

આની પ્રક્રિયા હ્રસ્વ વિવૃત 'ઍ' જેવી જ છે.

ઑ : દીર્ઘ વિવૃત આ ઑનો વિકાસ અનંત્ય દશામાં સામાન્ય રીતે अउ દ્વારા થયો હોય છે; ક્વચિત્ उअ દ્વારા પણ જોવા મળે છે; જેમકે બેઉ પ્રકાર :

| | | | |
|---|---|---|---|
| चातुर्वेदः | चाउव्वेओ | चाउव्वेउ | ચોબો |
| अन्यपक्षकः | नउक्खओ | नउक्खउ | નોખો |

ઔ : ઉપર 'ઐ'ની કહી તેવી જ આ સ્વરની પણ સ્થિતિ છે. સંસ્કૃત પરિપાટીનું આ ઉચ્ચારણ સંધિસ્વરાત્મક છે. તત્સમ શબ્દોમાં

આનો આપણે સમાદર કર્યો છે; 'સૌ' જેવા શબ્દમાં એનો ઉપયોગ છે; પરંતુ ઉચ્ચારણની દૃષ્ટિએ એ વ્યાપક છે; જેમકે 'જઉં થઉં રહું કહું' વગેરે

**અનુસ્વાર :** ગુજરાતીમાં તત્સમ શબ્દોમાં र श ष स ह આ પાંચ વ્યંજનોની પૂર્વે માત્ર એ ઉચ્ચરિત થાય છે. ગુજરાતી તદ્ભવોમાં આજે એ રહ્યો નથી. 'પંડ' જેવા શબ્દમાં તો ત્યાં વર્ગીય અનુનાસિક 'ણ'નું શ્રવણ છે.

**અનુનાસિક :** આદિમ ભારત–આર્ય ભાષાભૂમિકામાં હ્રસ્વ સ્વરો પછી કોઈ સ્વર આવતાં સંધિ ન કરી પૂર્વના સ્વરને અનુનાસિક કરવાનો પ્રઘાત હતો; જેમકે दधि आनयति કહેવું હોય તો दधिँ आनयति કહેવાય. પાલિમાં આ ઉચ્ચારણ નથી દેખાતું, પરંતુ પ્રાકૃતમાં, ખાસ કરી ૩ જી–૭ મી વગેરેના हिं પ્રત્યયમાં એનાં દર્શન થાય છે, વૈકલ્પિક રીતે; અપભ્રંશમાં એ વ્યાપકતા ધારણ કરે છે, જેના વિકાસમાં શબ્દોના અંત-ભાગમાં આ ઉચ્ચારણ જોવા મળે છે : 'જહીં તહીં' એ આ કારણે. એ સાથે ઉત્તર અપભ્રંશકાળમાં અનુસ્વાર ઘસાયો અને પૂર્વનો સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થવાનું શરૂ થયું, ત્યારે એ પૂર્વનો સ્વર સાનુનાસિક બન્યો; જેમકે

| | | | |
|---|---|---|---|
| संशयः | संसओ | संसउ | સાંસો |
| कांस्यकम् | कंसअं | कंसउं | કાંસું |

વર્ગીય અનુનાસિક વ્યંજનના લોપે પણ આ પ્રક્રિયા અમલમાં આવવા લાગી :

| | | | |
|---|---|---|---|
| वक्कः | वंकओ | वंकउ | વાંકો |
| पञ्च | पंच | पंच | પાંચ |
| मण्डयति | मंडेइ | मंडइ | માંડે |
| वन्दते | वंदइ | वंदइ | વાંદે |

'કરું' વગેરેમાં નપુંસકલિંગની જેમ 'म्' પડ્યો છે, તો વિભક્તિ-પ્રત્યયોમાં અને અનુગોમાં એ આગંતુક પણ રહ્યો છે : 'કરીશું પાનું અમે–તમે રામે' વગેરે સ્વાભાવિક ઉચ્ચારણો.

**વિસર્ગ :** એ તત્સમ 'દુ:ખ અંત:કરણ નિ:સંશય' જેવા ગણ્યા ગાંઠ્યા તત્સમ શબ્દોમાં જ રહ્યો છે.

## વ્યંજનો

થોડા જ અપવાદે શબ્દના આરંભમાં રહેલા સ્પર્શ વ્યંજનો રહેવા પામે છે; ફેરફાર તો દ્વિશ્રુતિમધ્યગત સ્થિતિમાં થાય છે. નીચે યથાસ્થાન એ સ્પષ્ટ થશે:

ક: આરંભમાં અબાધિત, પરંતુ મધ્યવર્તી સ્થિતિમાં નીચે સામે બતાવેલા સંયુક્ત વ્યંજનો વગેરેને સ્થાને; જેમકે

| | | | | |
|---|---|---|---|---|
| क : | कज्जलम् | कज्जलं | कज्जलु | કાજળ |
| क्क : | कुक्कुटिका | कुक्कुडिआ | कुक्कुडिअ | કૂકડી |
| त्क : | उत्करककः | उक्करअओ | उक्करडउ | ઉકરડો |
| क्त : | मुक्त– | मुक्क– | मुक्क– | મૂક(વું) |
| ङ्क : | रङ्कः | रंको | रंकु | રાંક |
| क्र : | चक्रम् | चक्कं | चक्कु | ચાક(પું.) |
| र्क : | कर्कटिका | कक्कडिआ | कक्कडिअ | કાકડી |
| क्य : | शिक्यकम् | सिक्कअं | सिक्कउं | શીકું |
| क्व : | पक्वकम् | पक्कअं | पक्कउं | પાકું |
| ष्क : | शुष्ककम् | सुक्खअं | सुक्खउं | સૂકું |
| | चतुष्कः | चउक्को | चउक्कु | ચોક |
| ङ्ख : | शृङ्खला | संखला | संखल | સાંકળ |

આમાં મધ્યવર્તી સ્થિતિમાં બેવડો क्क છે એ ધ્યાનમાં રાખવું.

ખ: આરંભમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી:

| | | | | |
|---|---|---|---|---|
| ख : | खनति | खणइ | खणइ | ખણે |
| त्ख : | उत्खनति | उक्खणइ | उक्खणइ | ઓખણે |
| ख्य : | व्याख्यानम् | वक्खणं | वक्खाणु | વખાણ |
| ष्क : | शुष्कपुटिका | सुक्खउडिआ | सुक्खउडिअ | સૂખડી |
| स्क : | स्कम्भिका | खंभिआ | खंभिअ | ખાંભી |
| स्ख : | स्खलयति | खालेइ | खालइ | ખાળે |
| क्ष : | शिक्षा | सिक्खा | सिक्ख | શીખ |
| क्ष्ण : | तीक्ष्णकम् | तिक्खअं | तिक्खउं | તીખું |
| :ख : | दुःखम् | दुक्खं | दुक्खु | દૂખ(વું) |

| | | | | |
|---|---|---|---|---|
| क : | कूर्परकम् | कुप्परअं | कुप्परउं | ખોપરું |
| क्र : | क्रीडति | खेल्लइ | खेल्लइ | ખેલે |

ગ : આરંભમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| ग : | गलकम् | गलअं | गलउं | ગળું |
| द्ग : | उद्गामयति | उग्गामेइ | उग्गामइ | ઉગામે |
| ग्न : | नग्नक: | नग्गओ | नग्गउ | નાગો |
| ङ्ग : | पङ्गुलक: | पंगुलओ | पंगुलउ | પાંગળો |
| ग्य : | सौभाग्यम् | सोहग्गं | सोहग्गु | સોહાગ (પું.) |
| ग्र : | अग्र– | अग्ग– | अग्ग– | આગ(ળ) |
| | ग्राम: | गामो | गामु | ગામ (નપું.) |
| र्ग : | अर्गलक: | अग्गलओ | अग्गलउ | આગળો |
| ल्ग : | फल्गु: | फग्गू | फग्गु | ફાગ |
| ङ्घ : | जाङ्घिकक: | जंघियओ | जंघियउ | જાંગિયો |

ઘ : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથીથી :

| | | | | |
|---|---|---|---|---|
| घ : | घटक: | घटओ | घडउ | ઘડો |
| द्घ : | उद्घटति | उग्घडइ | उग्घडइ | ઊઘડે |
| ङ्घ : | जङ्घा | जंघा | जंघ | જાંઘ |
| र्घ : | समर्घकम् | समग्घअं | सँवग्घउं | સોંઘું |
| घ्र : | व्याघ्र: | वग्घो | वग्घु | વાઘ |
| ग्+ह : | गभीरकम् | गहिरअं | गहिरउं | ઘેરું |
| | गृहम्–*गहरम् | घरं | घरु | ઘર |

ઙ : તત્સમ શબ્દોમાં જ મર્યાદિત

ચ : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાં :

| | | | | |
|---|---|---|---|---|
| च : | चिर्भटिका | चिब्भडिआ | चिब्भडिअ | ચીભડી |
| च्च : | उच्चालक: | उच्चालओ | उच्चालउ | ઉચાળો |
| ञ्च : | चञ्चु: | चंचू | चंचु | ચાંચ |
| | पञ्चाशत् | पंचास | पंचास | પચાસ |
| च्य : | च्यवति | चूवइ | चूवइ | ચૂ(વું) |

| | | | | |
|---|---|---|---|---|
| र्च : | कूर्चकः | कुच्चअो | कुच्चउ | કૂચો |
| त्य : | सत्यम् | सच्चं | सच्चु | સાચ |

क : ઉત્તર ગુજરાતમાં क ख गના च छ ज કરવાનું વલણ છે : 'ક્યાં–ચ્યાં નાખ્યું–નાછ્યું ગયો–જયો' વગેરે

છ : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| छ : | *छिनति | छिणइ | छिणइ | છીણે |
| च्छ : | पृच्छति | पुच्छइ | पुच्छइ | પૂછે |
| क्ष : | कक्षः | कच्छो | कच्छु | કાછ (કચ્છો) |
| त्स : | वत्सकक: | वच्छअओ | वच्छउउ | વાછડો |
| श्च : | वृश्चिकः | विच्छिओ | विच्छिउ | વીંછી |
| श्र : | श्मश्रुः | मंसू | मंसु | મૂછ, મૂંછ |

ख : ઉત્તર ગુજરાતમાં 'નાખ્યું = નાછ્યું'

જ : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| ज : | जनयति | जणेइ | जणइ | જણે |
| ज्ज : | लज्जा | लज्जा | लज्ज | લાજ |
| ञ्ज : | पञ्जरकम् | पंजरअं | पंजरउं | પાંજરું |
| ज्य : | वाणिज्यम् | वाणिज्जं | वाणिज्जु | વણજ |
| | ज्येष्ठः | जेट्ठो | जेट्ठु | જેઠ |
| र्ज : | जर्जरकम् | जज्जरअं | जज्जरउं | જાજરું |
| ज्व : | उज्ज्वलकम् | उज्जलअं | उज्जलउं | ઊજળું |
| | ज्वलति | जलइ | जलइ | જળે |

य : સંસ્કૃતના यથી શરૂ થતા શબ્દોમાં મધ્યકાલીન અને નવ્ય ભારત–આર્ય ભાષાભૂમિકામાં यનો ज જ થઈ જાય છે :

| | | | |
|---|---|---|---|
| याति | जाइ | जाइ | જાય |

અને 'યમ–જમ યમુના–જમના' વગેરે અર્વાચીન તદ્‌ભવો.

| | | | | |
|---|---|---|---|---|
| द्य : | अद्य | अज्ज | अज्जु | આજ |
| र्य : | कार्यम् | कज्जं | कज्जु | કાજ |

( અર્વા. તદ્‌ભવ 'कार्य–કારજ, धैर्य–ધીરજ' )

| | | | | |
|---|---|---|---|---|
| य्य : | शय्या | सेज्जा | सेज्ज | સેજ |

ग : ઉત્તર ગુજરાતમાં 'ગયો=જયો':

ज्ञ : 'બૂજવું' 'સમજવું'માં 'જ' લખાય છે; જો કે ઉચ્ચારણ તો સ્પષ્ટ 'ઝ' છે.

ઝ : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| झ : | झल्लरी | झल्लरी | झल्लरि | ઝાલર |
| क्ष : | क्षरति | झरइ | झरइ | ઝરે |
| | क्षीणकम् | झीणअं | झीणउं | ઝીણું |
| ध्य : | शुध्यति | सुज्झइ | सुज्झइ | સૂઝે |
| ह्य : | दुह्यते | दुज्झइ | दुज्झइ | દૂઝે |
| ज : | युध्यते | जुज्झइ | जुज्झइ | ઝૂઝે |

ટ ; પ્રાકૃત અસરના સં. શબ્દોમાંથી અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| ट : | टिट्टिभकः | टिट्टिहओ | टिट्टिहडउ | ટિટોડો |
| | टङ्कति | टंकइ | टंकइ | ટાંકે |
| | टिप्पनिका | टिप्पणिआ | टिप्पणिअ | ટીપણી |
| ट्ट : | हट्टम् | हट्टं | हट्टु | હાટ |
| ट्य : | स्फुट्यते | फुट्टइ | फुट्टइ | ફૂટે |
| ट्व : | खट्वा | खट्टा | खट्ट | ખાટ |
| ण्ट : | कण्टकः | कंटओ | कंटउ | કાંટો |
| र्त : | वर्त्तिः | वट्टी | वट्टि | વાટ (દિવેટ) |
| | मृत्तिका | मट्टिआ | मट्टिअ | માટી |
| त्र : | त्रुट्यति | तुट्टइ | तुट्टइ | ટૂટે–તૂટે |
| ष्ठ : | काष्ठम् | कट्ठं | कट्ठु | કાટ (ભાળ) |
| ष्ठ : | धृष्टः | धिट्ठो | धिट्ठु | ધીટ, ધીઠ |
| स्त : | पर्यस्त– | पल्लट्ट– | पल्लट्ट– | પલટ(વું) |

ઠ: પ્રાકૃત અસરના સંસ્કૃત અને પ્રાકૃતમાંથી અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| ठ: | ठक्कुरः | ठक्कुरो | ठक्कुरु | ઠાકોર, ઠાકર |
| | ... | ठिक्करिआ | ठिक्करिअ | ઠીકરી |
| | ... | ठल्लअं | ठल्लउं | ઠાલું |

| | | | | |
|---|---|---|---|---|
| ण्ठ : | शुण्ठिः | सुंठा | सुंठि | સૂંઠ |
| त्थ : | उत्थित: | उट्ठिओ | उट्ठिउ | ઊઠયો |
| ष्ठ : | श्रेष्ठी | सेट्ठी | सेट्ठि | શેઠ |
| ष्ट : | मुष्टिका | मुट्ठिआ | मुट्ठिअ | મૂઠી |
| स्थ : | प्रस्थापयति | पट्ठावेइ | पट्ठावइ | પાઠવે |

૭: પ્રાકૃત અસરના સંસ્કૃત અને પ્રાકૃતમાંથી અબાધિત; ઉપરાંત :

| | | | | |
|---|---|---|---|---|
| ड : | ... | डंगा | डंग | ડાંગ |
| | ... | डगलिआ | डगलिअ | ડગળી |
| द : | दण्डक: | दंडओ | दंडउ | ડાંડો |
| ड : | डक्का | ढक्का | ढक्क | ડાકલું |

૬: બે સ્વરોની વચ્ચેની સ્થિતિમાં છેક ઋગ્વેદથી જાણીતું ઉચ્ચારણ, જુદી જુદી રીતે પાછું સ્થાપિત થયું છે :

| | | | | |
|---|---|---|---|---|
| ट : | संकटम् | संकडं | संकडु | સાંકડ (સ્ત્રી.) |
| ड : | दाडिमम् | दाडिमं | दाडिमु | દાડમ |
| ड्ड : | उड्डयते | उड्डेइ | उड्डइ | ઊડે |
| ड्य : | जाड्यकम् | जड्डुअं | जड्डुउं | જાડું |
| ण्ड : | खण्डयति | खंडेइ | खंडइ | ખાંડે |
| त : | प्रतिपदा | पडिवआ | पडिवअ | પડવો (પું.) |
| | पतति | पडइ | पडइ | પડે |
| | भट: | भडो | भडु | ભડ |
| र्द : | छर्दयति | छड्डेइ | छड्डइ | છાંડે |
| द्ध : | वृद्धक: | वड्डओ | वड्डउ | વડો |

(બેવડા ड्ड ઉપરથી આવેલો અને અનુનાસિક સ્વર પછીનો ट સૌરાષ્ટ્રમાં તો સ્પષ્ટ મૂર્ધન્ય ઉચ્ચરિત થાય છે, તેથી ઉપરના ड्डમાં આ પ્રક્રિયા ત્યાંને માટે.)

૮: પ્રાકૃત અસરનાં સંસ્કૃત અને પ્રાકૃતમાંથી અબાધિત; ઉપરાંત મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી:

| | | | | |
|---|---|---|---|---|
| ढ : | ढौक्यते | ढोक्कइ | ढोक्कइ | ઢૂકે |
| | ... | ढंकणअं | ढंकणउं | ઢાંકણું |

| | | | | |
|---|---|---|---|---|
| ठ : | मठः | मढो | मढु | મઠ |
| ष्ट : | कुष्ट– | कड्ढ– | कड्ढ– | કાઢ(વું) |
| ष्ट्र : | दंष्ट्रा | दड्ढा | दड्ढा | દાઢ, ડાઢ |
| ष्ठ : | कुष्ठः | कोठ (પાલિ.) | ... | કોઢ |
| थ : | क्वथिता | कढिआ | कढिअ | કઢી |

त : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી:

| | | | | |
|---|---|---|---|---|
| त : | तर्कयति | तक्केइ | तक्कइ | તાકે |
| त्त : | मत्तकम् | मत्तअं | मत्तउं | માતું |
| क्त : | मौक्तिकम् | मोत्तिअं | मोत्तिउ | મોતી |
| प्त : | सप्त | सत्त | सत्त | સાત |
| त्र : | पुत्रः | पुत्रो | पुत्तु | પૂત |
| न्त : | दन्तः | दंतो | दंतु | દાંત |
| र्त : | वार्ता | वत्ता | वत्त | વાત |

थ : પ્રાકૃત અસરના સંસ્કૃત અને પ્રાકૃતમાંથી અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી પણ:

| | | | | |
|---|---|---|---|---|
| थ : | *थूत्कृत– | थुक्किय– | थुक्किय– | થૂક(વું) |
| | ... | थोहरो | थोहरु | થોર |
| थ्न : | मथ्नाति | मंथइ | मंथइ | મથે |
| र्थ : | सार्थिकः | सत्थिओ | सत्थिउ | સાથી |
| स्त : | स्तरः | थरो | थरु | થર |
| | प्रस्तरकः | पत्थरओ | पत्थरउ | પથરો |
| स्थ : | स्थालिका | थालिआ | थालिअ | થાળી |

द : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી પણ:

| | | | | |
|---|---|---|---|---|
| द : | दानम् | दाणं | दाणु | દાણ |
| द्द : | कुद्दालकः | कुद्दालओ | कुद्दालउ | કોદાળો |
| द्र : | द्रम्मः | दम्मो | दम्मु | દામ |
| न्द : | चन्द्रकः | चंदओ | चंदउ | ચાંદો |
| ब्द : | शब्दः | सद्दो | सद्द | સાદ |
| र्द : | अर्द्रकम् | अद्दअं | अद्दउं | આદુ,-દું |
| ध : | अधिक– | ... | ... | અદકું |

ધ: આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી પણ:

| | | | | |
|---|---|---|---|---|
| ध : | धूलिः | धूली | धूलि | ધૂળ |
| ग्ध : | दुग्धम् | दुद्धं | दुद्धु | દૂધ |
| द्ध : | शुद्धकम् | सुद्धअं | सुद्धउं | સૂધું |
| ध्र : | गृध्रः | गिद्धो | गिद्धु | ગીધ |
| न्ध : | अन्ध- | अंध- | अंध- | આંધ(ળું) |
| ब्ध : | लब्धकम् | लद्धअं | लद्धउं | લાધું |
| र्ध : | वर्धयति | वड्ढेइ | वड्ढइ | વાધે, વધે |

પ: આદિમાં અબાધિત; આદિ અને મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી:

| | | | | |
|---|---|---|---|---|
| प : | पटहः | पडहो | पडहु | પડો |
| त्प : | उत्पद्यते | उप्पज्जइ | उप्पज्जइ | ઊપજે |
| प्प : | पिप्पलकः | पिप्पलओ | पिप्पलउ | પીપળો |
| प्र : | प्रेक्षते | पेक्खइ | पेक्खइ | પેખે |
| | प्रियकः | पियओ | पियउ | પિયુ |
| र्प : | अर्पयति | अप्पेइ | अप्पइ | આપે |
| ल्प : | *कल्पति | कप्पइ | कप्पइ | કાપે |
| ष्प : | चतुष्पादिका | चउप्पाइआ | चउप्पाइअ | ચોપાઈ |
| त्म : | आत्मा | अप्पा | अप्प | આપ |
| त्व : | वृद्धत्वनम् | वड्डुप्पणं | वड्डुप्पणु | વડપણ |

[ 'પ' પણું' પ્રત્યયોનો વિકાસ त्व-થી ]

ફ: આદિમાં અબાધિત; આદિ અને મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી:

| | | | | |
|---|---|---|---|---|
| फ : | फुल्लम् | फुल्लं | फुल्लु | ફૂલ |
| प- : | पनसम् | पणसं | पणसु | ફણસ |
| स्प : | स्पन्दकः | फंदओ | फंदउ | ફંદો |
| स्फ : | स्फुरति | फुरइ | फुरइ | ફરે |
| ष्प : | पुष्पफलम् | पुप्फहलं | पुप्फहलु | ફોફળ |
| ष्म : | ऊष्मा | उंफा | उंफ | હૂંફ |

બ: આદિમાં અબાધિત; આદિ અને મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી:

| | | | | |
|---|---|---|---|---|
| ब : | बध्यते | बज्झइ | बज्झइ | બાઝે |

| | | | | |
|---|---|---|---|---|
| द्व : | द्वारम् | वारं | बारु | બાર |
| | द्वे | बे | बे | બે |
| म्ब : | लम्बकम् | लंबअं | लंबउं | લાંબું |
| म्र : | आम्रक: | अंबओ | अंबउ | આંબો |
| र्ब : | कर्बुरकम् | कब्बरअं | कब्बुरउं | કાબરું |

**ભ** : આદિમાં અબાધિત; આદિ અને મધ્યવર્તી સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| भ : | भिक्षा | भिक्खा | भिक्ख | ભીખ |
| द्भ : | उद्भरक: | उब्भरओ | उब्भरउ | ઊભરો |
| भ्र : | अभ्रम् | अब्भं | अब्भु | આભ |
| म्भ : | कुम्भकार: | कुंभआरो | कुंभआरु | કુંભાર |
| र्भ : | गर्भ: | गब्भो | गब्भु | ગાભ |
| र्ध्व : | ऊर्ध्वकम् | उब्भअं | उब्भउं | ઊભું |
| ह्व : | जिह्वा | जिब्भा | जिब्भ | જીભ |
| ब्+ह : | बुभुक्षा | बुहुक्खा | बुहुक्ख | ભૂખ |

**અનુનાસિક** વ્યંજનોમાં ङ અને ञનો ઉપયોગ તત્સમ સં. શબ્દોમાં મર્યાદિત છે; ગુજરાતી સુધી આવતામાં તો એ સ્વત્વ ગુમાવી પૂર્વ સ્વરોને અનુનાસિકતા અર્પી દે છે; જેમકે अङ्क–આંક, पञ्च–પાંચ; એ પ્રમાણે ख–ग–घ छ–ज–झ પહેલાં પણ. ण न मની પણ ગુજરાતીમાં આ દશા તો થાય છે જ; જેમકે मण्ड्–માંડવું, मन्द–માંદું, कम्प–કાંપવું વગેરે; આમ છતાં ण અનાદિ સ્થિતિમાં અને न–म આદિ અને અનાદિ સ્થિતિમાં પણ વિકસી આવ્યા છે :

ણ : અનાદિ સ્થિતિમાં અબાધિત; અન્ય વર્ણોમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| ण : | अवक्षणोति | अउक्खणइ | अउक्खणइ | ઓખણે |
| | *शृणति | सुणइ | सुणइ | સુણે |
| न : | मानुष: | माणुसो | माणुसु | માણસ |
| ज्ञ : | आज्ञा | आणा | आण | આણ |
| | राज्ञिका | राणिआ | राणिअ | રાણી |

**ન** : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| न : | नवकम् | नवअं | नवउं | નવું |
| | नि:श्वासक: | नीसासओ | नीसासउ | નિસાસો |

| | | | | |
|---|---|---|---|---|
| न्न : | छन्नकम् | छन्नअं | छन्नउं | છાનું |
| न्य : | न्यग्रोध: | नग्गोडो | नग्गोडु | નગોડ |
| | शून्यकम् | सुन्नअं | सुन्नउं | સૂનું |
| ल : | लेखशाला | लेहसाला | लेहसाल | નિશાળ |

ण्य ज्ञ र्ण ष्ण क्ष्णमાંથી સામાન્ય પ્રાકૃતમાં ण्ण ण्ह થાય; પરંતુ અર્ધમાગધી, જૈન મહારાષ્ટ્રી અને જૈન લાક્ષણિકતાવાળા ગુર્જર અપભ્રંશમાં ત્યાં न्न न्ह જ લખાતા; તેથી ण्ण કે ण्हની મધ્યવર્તી સ્થિતિ રહેતી નહોતી; એ રીતે :

| | | | | |
|---|---|---|---|---|
| ण्य : | अरण्यम् | रन्नं | रन्नु | રાન |
| ज्ञ : | विज्ञप्तिका | विन्नत्तिआ | विन्नत्तिअ | વીનતી, વિનંતિ,-તી |
| र्ण : | कर्ण: | कन्नो | कन्नु | કાન |
| ष्ण : | कृष्ण: | कन्हो | कन्हु | કહાન (કા:ન) |
| क्ष्ण : | श्लक्ष्णकम् | लन्हअं | लन्हउं | નાનું (ના:નું) |

म : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| म : | मक्षिका | मक्खिआ | मक्खिअ | માખી |
| प्र : | प्राप्नोति | पामइ | पामइ | પામે |
| म्ब : | निम्बकक: | निंबअओ | निंबडउ | લીમડો, લીંબડો |
| | उदुम्बरक: | उउंबरओ | उउंबरउ | ઊમરો, ઊંબરો |
| म्म : | द्रम्म: | दम्मो | दम्मु | દામ |
| म्य : | शाम्यति | सम्मइ | सम्मइ | સામે, સમાય |
| म्र : | आम्रातकम् | अम्बाअअं | अम्बालउं | આમળું, આંબળું |
| र्म : | चर्मककम् | चम्मअअं | चम्मडउं | ચામડું, ચાંબડું |
| ल्म : | गुल्म– | गुम्म– | गुम्म– | ગૂમડું, ગૂંબડું |
| श्म : | श्मशानम् | मसाणं | मसाणु | મસાણ |
| ष्म : | ग्रीष्म– | गिम्ह– | गिम्ह– | ઘિમેલ |
| | तुष्मे (वै.) | तुम्हे | तुम्हे,–म्हइं | તમે |
| स्म : | अस्मे (वै.) | अम्हे | अम्हे,–म्हइं | અમે |

## અર્ધસ્વરોનો વિકાસ :

**ય** : સં. તત્સમ શબ્દો કે અન્ય ભાષાઓના તત્સમ શબ્દોમાં એ સ્વાભાવિક રીતે છે: બાકી તો ગુજરાતી ભાષામાં શબ્દારંભે એ સર્વથા નથી, એ માત્ર લઘુપ્રયત્ન સ્થિતિમાં જ અનાદિએ પ્રયુક્ત થાય છે. દ્વિશ્રુતિમધ્યગત એકવડા क ग च ज त दના લોપ પછી સામસામા બે સ્વર આવી પડે તેઓની વચ્ચે યશ્રુતિ તરીકે એ અર્ધમાગધી–જૈન મહારાષ્ટ્રી અને ગુર્જર અપભ્રંશથી ઊતરી આવ્યો છે: 'રૂપિયો કહિયો' વગેરે; ભૂ. કૃ. 'કર્યો હસ્યો બોલ્યો' વગેરે; ક્રિયારૂપો 'જાય થાય ગાય' વગેરે; 'જયારે ત્યારે કયારે જ્યાં ત્યાં કયાં અહિંયા' વગેરે, તો લેખનમાં નથી છતાં ઉચ્ચારણમાં इ–ई માંથી અંતે નિષ્પન્ન અકારાંત શબ્દો, આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનનાં રૂપ, ભવિષ્યકાળનાં રૂપ, અને સામાન્ય કૃદંતનાં રૂપોમાં इને સ્થાને એ લઘુપ્રયત્ન સ્થિતિમાં જીવતો પડયો છે.

**ર** : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| र : | रात्रि: | रत्ती | रत्ति | રાત |
| | मञ्जरी | मंजरी | मंजरि | માંજર |
| | द्वारम् | वारं | बारु | બાર |
| द : | द्वादश | बारह | बारह | બાર |
| | त्रयोदश | तेरह | तेरह | તેર |
| | अष्टादश | अट्ठारह | अट्ठारह | અઢાર, અરાઢ |

('અગિયાર બાર તેર પંદર–પન્નર સત્તર અઢાર' માં દશના दનો र થયો છે.)

| | | | | |
|---|---|---|---|---|
| ल : | पिप्पली | पिप्परी | पिप्परि | પીપર |

[ આ ફેરફાર, સંભવ જ છે કે, लનો ळ થયા પછી ळનો र થયે છે, જે પ્રક્રિયા મધ્ય ગુજરાતમાં મોટે ભાગે જાણીતી છે. ]

**લ** : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| ल : | लज्जा | लज्जा | लज्ज | લાજ |
| ल्य : | मूल्यम् | मुल्लं | मुल्लु | મૂલ (કિંમત) |
| | *तैल्यम् | तेल्लं | तेल्लु | તેલ |

( બેવડા ल्ल ઉપરથી એકવડો જ લ આવે છે; જુઓ નીચે પણ : )

| | | | | |
|---|---|---|---|---|
| र्ल : | दुर्लभकम् | दुल्लहअं | दुल्लहउं | દોહ્યલું |

| | | | | |
|---|---|---|---|---|
| ल्व : | विल्वकम् | विल्लअं | विल्लउं | બીલું |
| ल्ल : | भिल्लः | भिल्लो | भिल्लु | ભીલ |
| ल्ह : | ... | कोल्हुओ | कोल्हुउ | કોલુ (શિયાળ) |
| र्य : | पर्याणम् | पल्लाणं | पल्लाणु | પલાણ |
| | पर्यस्त– | पल्लट्ट– | पल्लट्ट– | પલટ(વું) |
| | पर्यङ्किका | पल्लंकिआ | पल्लंकिअ | પાલખી |

र : ઉપરનાં ઉદાહરણ વસ્તુસ્થિતિએ र=लनां જ છે.

| | | | | |
|---|---|---|---|---|
| द्र : | भद्रकम् | भल्लअं | भल्लउं | ભલું |

વ : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| व : | वापी | वावी | वावि | વાવ |
| | चक्रवाकः | चक्कवओ | चक्कवउ | ચકવો |

(બાકી પ્રાયઃ वनो उ થઈ જવાનું પ્રાકૃતમાં સામાન્ય હતું.)

| | | | | |
|---|---|---|---|---|
| प : | तापयति | तावेइ | तावइ | તાવે |

(મધ્યવર્તી એકવડા पनो व સંસ્કૃતમાં તદ્દન સામાન્ય.)

| | | | | |
|---|---|---|---|---|
| व्य : | व्याघ्रः | वग्घो | वग्घु | વાઘ |
| | अव्यापारितम् | अव्वावरिअं | अव्वावरिउं | અવાવરું |
| र्व : | चर्वति | चव्वइ | चव्वइ | ચાવે |
| म : | कर्दमः | कद्दमो | कद्दमु | કાદવ |
| | कुमारकः | कुमारओ | कुमारउ | કુંવારો |

સામાન્ય રીતે ઉકાર પછી સામો સ્વર આવતાં વશ્રુતિ ગુજરાતીમાં સામાન્ય છે. કેટલીક વાર એ લખાય છે, કેટલીક વાર નથી લખાતી, ઉપરાંત એવી સ્થિતિમાં પછીના पनो म થયો હોય તોયે ત્યાં વશ્રુતિ હોય છે. આ બધાં: 'લાડવો. કાળવો ભોટવો કૂવો' અને 'જુઓ–જુવો જુએ–જુવે' વગેરે ક્રિયારૂપો છે.

ઉષ્માક્ષરો :

શ : અન્ય ભાષાઓના તત્સમ શબ્દો પૂરતો આનો ગુજરાતી ભાષામાં સ્વીકાર થયો છે, બાકી ઉત્તર ગુજરાત અને મધ્ય ગુજરાતને અપવાદે દેશના અન્ય ભાગોમાં તદ્ભવ શબ્દોમાં એ ઉચ્ચરિત થતો નથી, ભલે લેખનમાં સ્વીકારવામાં આવ્યો હોય; જેમકે

| | | | | |
|---|---|---|---|---|
| श : | शिक्षते | सिक्खइ | सिक्खइ | શીખે |
| | शीतलकम् | सीअलअं | सीअलउं | શીળું |
| | शीर्षम् | सिस्सं | सिस्सु | શીસ |
| | कीदृशकम् | *किस्सिअं | *किस्सिउं | શું |

( આ બધાંમાં પ્રાયઃ તાલવ્ય સ્વરોનો સબંધ છે, અને ઉત્તર અને મધ્ય ગુજરાતમાં જ શકારરૂપે ઉચ્ચરિત થાય છે. ભવિષ્યકાળનાં રૂપોમાં પણ આ જ સ્થિતિ છે. )

**ષ** : માત્ર સં. તત્સમ શબ્દોમાં જ મર્યાદિત; એ પણ સાચો તો ઉચ્ચરિત થતો જ નથી, માત્ર પશ્ચિમ સૌરાષ્ટ્રમાં મેર લોકો ચ–છના થતા સર્વસામાન્ય ગ્રામીણ સને સ્થાને શુદ્ધ મૂર્ધન્ય ઉચ્ચારણ કરે છે; જેમકે 'છાલિયું=સાલિયું=ષાલિયું' વગેરે

**સ** : આદિમાં અબાધિત; મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| स : | सीमा | सीमा | सीम | સીમ |
| | श्वासः | सासो | सासु | સાસ |
| | चातुर्मासकम् | चाउम्मासअं | चाउम्मासउं | ચોમાસું |
| श : | शब्दः | सद्दो | सद्दु | સાદ |
| | वंशः | वंसो | वंसु | વાંસ |
| ष : | षण्ढः | संढो | संढु | સાંઢ |
| श्य : | नश्यति | नस्सइ | नस्सइ | નાસે |
| | श्यालकः | सालओ | सालउ | સાળો |
| स्य : | कांस्यकम् | कंसअं | कंसउं | કાંસું |
| श्र : | विश्रामकः | विस्सामओ | विस्सामउ | વિસામો |
| स्र : | चतुरस्रम् | चउरस्सं | चउरस्सु | ચોરસ |
| र्श्व : | पार्श्वके | पस्सइ | पस्सइ | પાસે |
| र्ष : | घर्षति | घस्सइ | घस्सइ | ઘસે |
| श्व : | निःश्वासकः | नीसासओ | नीसासउ | નિસાસો |
| स्व : | स्वस्तिककः | सत्थियओ | सत्थियउ | સાથિયો |
| श्म : | रश्मिः | रस्सी | रस्सि | રાસ (દોરડું) |
| स्म : | विस्मरति | विस्सरइ | विस्सरइ | વીસરે |

(ગ્રામીણોમાં च–छ નું ઉચ્ચારણ स થાય છે, તો સૌરાષ્ટ્ર, દક્ષિણ ગુજરાત અને સરહદની બોલીઓમાં સકાર દંત્ય ઉચ્ચરિત ન થતાં કંઠ્ય અઘોષ स़ ના રૂપમાં જ ઉચ્ચરિત થાય છે.)

હ : આદિમાં અબાધિત, મધ્યવર્તી વગેરે સ્થિતિમાંથી :

| ह : | हस्तः | हत्थो | हत्थु | હાથ |
|---|---|---|---|---|

મધ્યવર્તી સ્થિતિનાં જ્યાં ક્યાંય પણ हश्रुति મળી આવી છે, મૂળ સંસ્કૃતમાં ह હોય યા તો બે સ્વરો વચ્ચે એકવડા ख घ ध ब फ અને भ-ની વર્ગીયતા નષ્ટ થતાં हकाररूपे આવી રહ્યા હોય, તે બધાના વિકાસમાં ગુજરાતી ભાષાએ—हનો કોઈ બીજો વર્ગીય વિકાસ પાછો ન થયો હોય તો—એની સ્થિતિ જેમાં એ ઉચ્ચારણ છે ત્યાં મહાપ્રાણિત સ્વરના રૂપમાં જ છે, ભલે જોડણીમાં એને સ્પષ્ટ ह તરીકે લખવામાં આવતો હોય. (આ પૂર્વે એ વિશે સૂચન થઈ પણ ગયું છે; પૃ. ૧૨૭.)

ળ : શબ્દના આરંભમાં છેક ઋગ્વેદકાલીન આદિમ ભારત–આર્ય ભાષાભૂમિકામાં પણ નથી; ઋગ્વેદમાં માત્ર इला શબ્દ અને એના ઉપરથી જ નીકળેલા ऐल વગેરે શબ્દોમાં આ જિહ્વામૂલીય ઉચ્ચારણ લકારને સ્થાને થતું. પાલિમાં तडाग–तळाक पीडा–पीळा વગેરેના સ્વરૂપમાં લખાતો ત્યાં એ સ્પષ્ટ મૂર્ધન્યતર ड़ જ હતો. પૈચાશી ભાષામાં लो ळः (સિ.હે. ૮–૪–૩૦૮) એ રીતે સ્પષ્ટ લનો ळ છે તે આ છે. અપભ્રંશમાં क्रीडतिनुं कीळदि રૂપ (સિ.હે. ૮–૪–૪૪૨)માં નોંધાયું છે તે તો સ્પષ્ટ મૂર્ધન્યતર ड़ છે. સંભવતઃ અપભ્રંશમાં તો એકવડા લનો તત્સમ કે તદ્ભવ શબ્દોમાં ळ ઉચ્ચારવાનું સામાન્ય હશે, જેણે આજે ગુજરાતીમાં જ નહિ, મારવાડી મરાઠી પંજાબી વગેરેમાં લને માટે ळ સ્વીકાર્યો છે, તત્સમમાં હોય કે તદ્ભવમાં. દ્રવિડ ભાષાઓમાં તો ल અનાદિ દશામાં ळના રૂપમાં જ છે. આપણો વિકાસ :

| ल : | अङ्गुलिका | अंगुलिआ | अंगुलिअ | આંગળી |
|---|---|---|---|---|
| | कज्जलम् | कज्जलं | कज्जलु | કાજળ |

બાકી તો जल–જળ मूल–મૂળ काल–કાળ वाल–વાળ વગેરે સેંકડો તત્સમ સં. શબ્દોમાં ळ સ્વાભાવિક રીતે ઉચ્ચરિત થાય છે.

ગુજરાતી ભાષાને મળેલો પોતાના સ્વરો અને વ્યંજનોનો વિકાસ આ રીતે સિદ્ધ થયો છે.

## ૨. પૂર્વગો—ઉપસર્ગો અને કૃત્ તથા તદ્ધિત પ્રત્યયો :

**પૂર્વગો–ઉપસર્ગો :** મૂળમાં તો 'નિપાતો–અવ્યયો'ના પ્રકારના, પણ પ્રયોગથી. ધાતુ–આદિકના પૂર્વપદ તરીકે એકાત્મ થઈ ચૂકેલા પૂર્વગો–ઉપસર્ગો સંસ્કૃત ભાષામાં જોવામાં આવે છે; ફારસી–અરબીમાં પણ આવા પૂર્વગ જોવા મળે છે. તત્સમ શબ્દોમાં ( અને ક્વચિત્ તદ્ભવ શબ્દોમાં પણ) આપણે નવ્ય ભારત–આર્ય ભાષાઓમાં આનો બહોળો ઉપયોગ પણ કરિયે છિયે. સંસ્કૃત ભાષાનાં વ્યાકરણોમાં આવા પૂર્વગોના બે પ્રકાર છે: **૧.** ઉપસર્ગો અને ૨. સાદા પૂર્વગો. આ બન્ને વચ્ચેનો તફાવત એ છે કે ઉપસર્ગો આવી ધાતુઓના અર્થમાં ફેરફાર સૂચવે છે, જ્યારે પૂર્વગોને પોતાનો જ અર્થ હોય છે. સંસ્કૃતમાં આવા ઉપસર્ગો **૨૨** સ્વીકારાયા છે, જેમાંના બેનાં સંધિસ્વરૂપને કારણે બબ્બે ગણ્યા છે ( निस्–निर् दुस्–दुर्), એટલે ખરી રીતે ૨૦ જ છે: प्र परा अप सम् अनु अव निस्–निर् दुस्–दुर् वि आ नि अधि अपि अति सु उद् अभि प्रति परि અને उप. શબ્દની પૂર્વે–નજીકમાં આવી અર્થમાં નવસર્જન આપતા હોઈ એ 'ઉપસર્ગો' કહેવાય છે અને શબ્દને એકથી વધુ અર્થો જુદા જુદા સંયોગમાં આપતા હોય છે. એક જ અર્થ આપનારા, શબ્દની પૂર્વે આવી રહેનારા, માત્ર **પૂર્વગ** કહેવાય છે અને એ अ–अन् आविस् प्रादुस् तिरस् श्रत् कु અને अमा એવા ૭ છે; એમાં अलम् अन्तस् અને बहिर् પણ ઉમેરાયે ૧૦ ગણાય છે. અરબી–ફારસી શબ્દોમાં આવતા પૂર્વગો નીચે યથાસ્થાન આપવામાં આવશે.

**ઉપસર્ગો :** ઉપસર્ગ અનેક અર્થવાળા—અનેક અર્થ આપનારા હોય છે. સંસ્કૃત ભાષામાં જુદા જુદા ધાતુ પરત્વે એનો અર્થ નક્કી જેવો જ હોય છે. આમ છતાં એના અર્થના પ્રકારમાં ત્રણ વસ્તુ જોવા મળે છે: ઉપસર્ગો ધાતુઓની આગળ આવી—

"ધાતુ તણા અર્થો મહીં ફેરવતા કો અર્થ,
અનુસરતા કો ધાતુને, વધારતા કો અર્થ;
ઉપસર્ગો આ રીતથી ત્રણ–ગતિવાળા થાય."

વળી—"ઉપસર્ગો ધાત્વર્થમાં બદલાવે છે સાર :
જયમ આહાર વિહાર ને પરિહર એ સંહાર."

અહીં સામાન્ય રીતે ગુજરાતીમાં પ્રચલિત જે સંસ્કૃત શબ્દોમાં આપણે ઉપસર્ગો વાપરી લઇયે છિયે તેના થોડા નમૂના જોઇયે.

**प्र**—૧. ઘણું : પ્રચાર (ઘણો ફેલાવો), પ્રમાદ (ઘણું ગાંડપણ), પ્રકોપ (ઘણો કોપ), પ્રલાપ (ઘણું બબડવું)

૨. પ્રકૃષ્ટ : પ્રભાવ (ઉત્કૃષ્ટ સ્થિતિ)

૩. આગળ : પ્રયાણ (આગળ જવું), પ્રસ્થાન (આગળ સ્થિતિ કરવી, ઊપડવું), પ્રવેશ (આગળ પેસવું, ઊંડા દાખલ થવું)

૪. આગલો–પાછલો વંશવેલો : પ્રપિતામહ (દાદાનો બાપ), પ્રમાતામહ (નાના દાદાનો બાપ), પ્રપૌત્ર (દીકરાના દીકરાનો દીકરો), પ્રાધ્યાપક (અધ્યાપકનો અધ્યાપક), પ્રશિષ્ય (શિષ્યનો શિષ્ય)

**નોંધ** : ગુજરાતીમાં 'प्र' નો 'प' મળે છે : 'પસરવું' 'પખાળવું'. જૂ. ગુજ.માં 'પર' લખાતો : 'પરકાશ પરધાન' વગેરે

**परा**—૧. ઊલટું : પરાવર્તન (ઊલટું ફરવું), પરાજય (ઊલટો જય=હાર), પરાભવ (ઊલટા થવું=હારવું)

૨. સામે : પરાક્રમ (સામા જવું=બળ બતાવવું)

**अप**—૧. રહિત, ગયેલું : અપાંગ (અંગ ગયું છે તેવું–ગુ. અપંગ) ખરાબ : અપશબ્દ (ખરાબ શબ્દ=ગાળ), અપયશ (ખરાબ યશ= નિંદા), અપકીર્તિ (અપયશ), અપમાન (ખરાબ માન=તરછોડાટ), અપમૃત્યુ (કમોત)

દૂર : અપહરણ (દૂર લઈ જવું), અપસરણ (દૂર ખસેડવું)

**નોંધ** : આ अप ઉપરથી अव થઈ કેટલાક શબ્દ તત્સમ જેવા સ્વરૂપે પ્રયોજાય છે : 'અવક્રિયા અવગુણ અવકૃપા અવગતિ' વગેરે. આ શબ્દોમાં શુદ્ધ अव ઉપસર્ગ નથી, પણ अप જ છે અને ગુજ.-માં 'अप'નો 'अव' તદ્‌ભવ છે.

આ अप>अव દ્વારા ગુજરાતીમાં ઘણા શબ્દોનો વિવૃતતર 'ઑ' ઊતરી આવ્યો છે : ઑસરવું, ઑટ (<अपवृत्ति), ઑગળવું, ઑખણવું

**सम्**—૧. સહિત : સંગમ (સાથે મળવું), સંબંધ (સાથે બંધાવું), સંવાદ (સામસામાં-સાથે બેસી વાતચીત=ચર્ચા કરવી), સંલાપ (વાતચીત), સંકર (મિશ્રણ)

૨. પુષ્કળ, સારી રીતે : સંતાપ (પુષ્કળ ચિંતા), સંન્યાસ (સારી રીતે બધું છોડી દેવું), સંરક્ષણ (સારી રીતે રક્ષણ)

**નોંધ:** 'सम्+कृ' ધાતુમાં 'સંસ્કાર'નો અર્થ આપવા વચ્ચે 'स्' ઉમેરાય છે: 'સંસ્કાર સંસ્કૃતિ સંસ્કરણ'

ગુજરાતી समूના 'सं'નો 'સાં' થયે 'સાંપડવું' 'સાંચરવું' 'સાંભળવું' 'સાંભરવું' વગેરે મળે છે.

**अनु**—૧. પાછળ : અનુગમન (પાછળ જવું), અનુકરણ (કરે તેમ કરવું), અનુચર (પાછળ ફરનાર, કહે તેમ કરનાર), અનુજ (પાછળ જન્મનાર, નાનો ભાઈ), અનુવાદ (મૂળને અનુસરતો તરજૂમો), અનુકરણ (એક કરે તેમ કરવું), અનુવર્તન (એક વર્તે તેમ વર્તવું), અનુસ્વાર (સ્વરની પાછળ આવતું ઉચ્ચારણ), અનુપાન (પીવાની દવા પાછળ લેવાતું પેય કે ખાદ્ય)

૨. સરખાપણું : અનુરૂપ (—ના જેવું, —ને મળતા રૂપવાળું), અનુભવ (સરખી સ્થિતિ), અનુનાસિક (નાસિકામાંથી નીકળતું તદ્વત્ ઉચ્ચારણ)

**નોંધ :** ગુજરાતીમા अनुનો अण થયો છે: 'અણુસાર અણુવર' વગેરે

**अव**—૧. નીચે : અવતરણ, અવતાર (નીચે ઊતરી આવવું), અવરોહ (નીચે આવવું), અવનતિ (નીચે નમવું—પડતી), અવલોકન (ઊંડે ઊતરી જોવું), અવગાહન (ઊંડે ઊતરી નાહવું, અમુક વિષયમાં ઊંડો પ્રવેશ)

૨. અંદર : અવગમ (નીચે જવું—જાણવું)

૩. ખરાબ : અવજ્ઞા (નિંદારૂપ જાણવું), અવગણના—અવધીરણા (નિંદા)

**નોંધ :** ગુજરાતીમાં આ अव ઉપરથી ऊ આવ્યો છે: 'ઊતરવું'

**निस्-निर्**—૧. બહાર : નિર્ગમન ( બહાર નીકળવું ), નિઃસરણ ( બહાર નીકળવું ), નિરીક્ષણ ( ચારે બાજુ જોવું)

૨. રહિત, વિના નીકળી ગયેલું : નિર્લજ્જ ( લાજ વિનાનું ), નિર્દય ( દયા વિનાનું ), નિસ્તેજ ( તેજ વિનાનું ), નિષ્કારણ ( કારણ-રહિત ), નીરોગ ( રોગરહિત ), નિરંકુશ ( અંકુશ=દાબ વિનાનું )

**નોંધ :** આ ઉપસર્ગ ઉપરથી ગુજરાતીમાં 'નિ—ની' આવ્યો છે : 'નીકળવું નીડર નિસરણી નીરખવુ નીતરવું'— 'નગુણો' માં 'ન' થયો છે.

**दुस्-दुर्** ૧. ખરાબ: દુર્જન (ખરાબ માણસ), દુષ્કાળ (ખરાબ સમય), દુર્ભિક્ષ (ભીખ પણ ખરાબ થઈ પડે તેવો સમય ), દુરાચાર (ખરાબ આચાર )

૨. મુશ્કેલીથી : દુષ્પ્રાપ ( મુશ્કેલીથી મળે તેવું ), દુઃસહ ( મુશ્કેલીથી ખમાય તેવું )

**वि**—૧. વિશેષ : વિનય (વિશેષ દોરવાવું-શિક્ષણ), વિબોધ ( વિશેષ બોધ), વિજ્ઞાન ( વિશેષ જ્ઞાન-વિશિષ્ટ જ્ઞાન ), વિવરણ ( વિશેષ ફેલાવો —સમઝૂતી)

૨. જુદું : વિલક્ષણ (જુદા લક્ષણવાળું ), વિવિધ ( જુદા જુદા પ્રકારનું ), વિદેશ ( જુદો દેશ ), વિદેહ ( આ દેહ છોડી બીજો દેહ લેવો એ)

૩. ઊલટું : વિયોગ ( યોગથી ઊલટું ), વિરહ ( સાથે રહેવાથી ઊલટું ), વિયુક્ત ( જુદું પડવું ), વિરૂપ ( રૂપ વિનાનું ), વિફળ ( ફળ રહિત ), વિક્રય ( ખરીદીથી ઊલટું-વેચાણ ), વિસ્મરણ (સ્મરણથી ઊલટું-ભૂલી જવું )

**નોંધ :** ગુજરાતીમાં 'વી' થયો છે : 'વીસરવું' 'વીફરવું' વગેરે

**आ**—૧. અમુક હદ સુધી : આરોહણ-આરોહ ( અમુક હદ સુધી ઊગવું —ચડવું ), આબાલવૃદ્ધ (બાલથી લઈ વૃદ્ધ સુધી), આજન્મ ( જન્મથી માંડી), આમૃત્યુ ( મૃત્યુ સુધી ), આકંઠ ( ગળાડૂબ ), આસન્ન ( મરવા સુધી પહોંચી જઈ રહેલું ), આચાર-આચરણ ( અમુક મર્યાદા સુધી રહેવું )

**નોંધ :** ગુજરાતીમાં આવા 'અધિકતા'ના અર્થમાં 'अ' થયેલો જોવા મળે છે: અલોપ અઘોર (આ બેઉમાં 'अ' નકારાર્થે નથી.)

૨. થોડું, કૈંક: આરક્ત (કૈંક રાતું–લાલાશ પડતું), આકંપિત (કૈંક હલેલું), આલક્ષ્ય (કૈંક દેખાતું)

૩. ચારે બાજુ: આચ્છાદાન (ચારે બાજુ ઢાંકવું), આવરણ (ચારે બાજુથી વીંટવું), આસ્તરણ (ચારે છેડે પાથરવું)

૪. ઊલટું: આગમન (જવાથી ઊલટું–આવવું), આદાન (દેવાથી ઊલટું–લેવું). આનયન (લઈ જવાથી ઊલટું–લાવવું)

**नि**—૧. નીચે, અંદર: નિપાત (નીચે પડવું-પડતી), નિમગ્ન (ડૂબેલું), નિષાદ (નીચે બેસનાર–અનાર્ય જાતિનું–ભીલ જેવું)

૨. પુષ્કળ: નિગ્રહ (વિશેષ પકડી રાખવું–સંયમ), નિયમ (વિશેષ કાબૂ)

**अधि**–૧. ઉપર: અધિષ્ઠાન (ઊંચું સ્થાન–શહેર), અધિપતિ (સ્વામી), અધિકાર (સત્તા), અધિરોહણ (ચડવું–ગાદી ઉપર બેસવું), અધ્યક્ષ (ઉપર છે નજર જેની એવું–પ્રમુખ), અધિગમ (ઉપર જવું–પ્રાપ્ત કરવું), અધિવેશન (ઉપર પ્રવેશ કરવો–પરિષદ, બેઠક, સંમેલન)

**अपि**–૧. ઉપર: અપિધાન (ઉપર મૂકવું–ઢાંકવું)–પિધાન ('अ' લોપાય પણ છે.)

**अति**–૧. અત્યંત: અત્યાસક્તિ (ઘણી આસક્તિ). આ 'વિશેષણ' તરીકે પણ વ્યાપક છે.

૨. ઉપર થઈ જવું: અતિશય (સૂવાને વટાવી જઈ ઘણું), અતિક્રમણ (ઓળંગવું), અધીન (પાર ગયેલું), અતીંદ્રિય (ઇંદ્રિયોને ઓળંગી ગયેલું), અતિમાનુષ (મનુષ્યની બહારનું), અત્યંત (અંત–છેડાને વટાવી ગયેલું–ઘણું જ), અતિકાય (કાયાની શક્તિને વટાવી ગયેલું)

**सु**—૧. સારું: સુજન સુચરિત સુલક્ષણ, સુહૃદ (સારા હૃદયનું, મિત્ર); સુપ્રભાત

૨. સહેલું: સુગમ સુલભ સુકર

૩. ખૂબ: સુદૂર સુદીર્ઘ સુસ્વાદુ સુસમૃદ્ધ

**उद्**—૧. ઊંચે : ઉદ્ગમ (ઊંચે ઊડવું), ઉત્પાદન (ઊંચે પડવું–ફૂદવું; તોફાન), ઉડ્ડયન (ઊંચે ઊડવું), ઉત્તમ (શ્રેષ્ઠ), ઉત્કૃષ્ટ (ઊંચે ખેંચેલું–શ્રેષ્ઠ)

૨. ઊલટું : ઉન્માર્ગ (ઊલટો માર્ગ), ઉત્પથ

**નોંધ** : આ 'उद्' ઉપરથી ગુજ.માં 'ઊ' જોવા મળે છે: 'ઊપડવું' ઊગમ ઊડવું, ઊચરવું ('ઓચરવું' પણ)'

**अभि**—૧. તરફ : અભિનંદન (–ના તરફ આનંદવું–મુબારકબાદી), અભિચાર (–ના તરફ જવું–મંત્ર-પ્રયોગ), અભિપ્રેત (–ની તરફ ગયેલું—ઇષ્ટ, ગમતું), અભિનિવેશ (–ના તરફ લાગણી)

**प्रति**—૧. તરફ : પ્રત્યુદ્ગમન (તરફ જવું–આવકાર આપવો), પ્રતિબોધ, પ્રતિષ્ઠિત (–ના તરફ રહેલું–આબરૂદાર), પ્રતીક્ષા (રાહ જોવી)

૨. સામે, ઊલટું : પ્રતિવચન (સામું વચન–જવાબ), પ્રત્યાખ્યાન (જવાબ–ખંડન), પ્રતિ(તી)કાર (સામનો), પ્રતિપક્ષ (શત્રુપક્ષ), પ્રત્યક્ષ (આંખ સામેનું), પ્રતિધ્વનિ (પડઘો)

૩. દરેક : પ્રતિદિન (દરરોજ), પ્રત્યેક પ્રતિમાનવ

**નોંધ** : આ પ્રતિનો ગુજ.માં पड થાય છે: પડવો (प्रति–पद्), પડઘો (प्रति–घात), પડકમણું–પરકમણું (प्रतिक्रमण), પડપૂછ (प्रतिपृच्छा)

**परि**—૧. ચારે બાજુ : પરિચર્યા (સેવા), પર્યટન (ફરવું), પરીક્ષા (ચારે બાજુથી જોવું–કસોટી કરવી), પરિક્રમા–પરિક્રમણ

૨. પૂર્ણ : પરિપૂર્ણ પરિતોષ પરિશ્રમ પરિસમાપ્ત

**નોંધ** : ગુજરાતીમાં 'પર' મળે છે: 'પરકંમા પરવારવું' વગેરે

**उप**—૧. નજીક : ઉપનયન (–ની પાસે જવું–જનોઈની દીક્ષા), ઉપયોગ, ઉપસ્થાન (નજીક બેસવું–આરાધન), ઉપવાસ (નજીક વ્રત ધારણ કરી રહેવું, ભૂખ્યા રહેવું)

૨. એક કક્ષા ઊતરતું, ગૌણ : ઉપગ્રહ (ગ્રહનો ગ્રહ), ઉપાધ્યાય ઉપકુલપતિ ઉપપ્રમુખ, ઉપાહાર (ગૌણ આહાર–નાસ્તો), ઉપવન, ઉપેન્દ્ર ('ઇંદ્ર'નો નાનો ભાઈ–વામન), ઉપેક્ષા (જોવાની ગૌણતા, બેદરકારી), ઉપપતિ (રાખેલો ધણી)

**નોંધ** : ગુજરાતીમાં આનો अप થયો છે: 'અપવાસ અપાસરો' વગેરે

પૂર્વગો : પૂર્વગોને પોતાનો એક જ અર્થ છે. એ પૂર્વગો :

**अ કે अन्–'નહિ' :** વ્યંજનથી શરૂ થતા શબ્દો પૂર્વે અ : અધર્મ અભાવ અજ્ઞાન અધીર. સ્વરથી શરૂ થતા શબ્દો પૂર્વે अन् : અનાચાર અનર્થ અનેક અનંત અનાદિ વગેરે

**નોંધ :** ગુજરાતીમાં ભેદભાવ વિના 'અણ' વપરાય છે : અણનમ અણજાણ—અજાણ અણગમો અણઘટ

**आविस्–**ખુલ્લું : આવિષ્કાર (ખુલ્લું કરવું), આવિર્ભાવ (ખુલ્લું થવું-જન્મ)- (આ પૂર્વગ માત્ર સં. कृ અને भू ધાતુ સાથે જ જોવા મળે છે.)

**प्रादुस्—**પ્રગટ : પ્રાદુર્ભાવ (જન્મ)—(માત્ર भू ધાતુ સાથે)

**तिरस्—**અભાવ : તિરોભાવ (દેખાતું બંધ થવું), તિરોધાન (દેખાતું ઢંકાઈ જવું), તિરસ્કાર (અહીં 'तिरस्'નો અર્થ 'તરછોડાટ' કે 'અણગમો' છે). (આ પણ भू धा અને कृ ધાતુઓ સાથે જ જોવામાં આવે છે.)

**श्रत्–**શ્રદ્ધા : શ્રદ્ધા (માત્ર 'धा' ધાતુ સાથે જ જોવા મળે છે.)

**कु–**૧. ખરાબ : કુપુરુષ કુકર્મ કુપાત્ર કુવાક્ય કુસંગ કુબુદ્ધિ કુમતિ

૨. નિર્માલ્ય : 'કાપુરુષ'નો અર્થ 'બાયલો–બીકણ'–ત્યાં 'का' થાય છે.

**નોંધ :** ગુજરાતીમાં क થાય છે : કમોત કધાન કજાત કપાતર કમત

**अमा :** સાથે : અમાવાસ્યા-અમામાસી (સૂર્યચંદ્રની સાથેની સ્થિતિ જેમાં છે તે તિથિ–અમાસ), અમાત્ય (પ્રધાન)

**अलम् :** 'શોભા' : અલંકાર (कृ ધાતુ સાથે જ આવે છે.)

**अन्तस् :** 'અંદર : અંતર્દષ્ટિ (અંદરની નજર), અંતઃકરણ અંતઃપુર અંતઃક્ષોભ

**बहिस् :** 'બહાર' : બહિષ્કાર

આ ઉપરાંત કેટલાક સ્વતંત્ર શબ્દો સમાસના પૂર્વ પદ તરીકે આવી 'પૂર્વગો' નું કામ કરે છે; જેમકે

ઇતિ, ઇતિહ : ઇતિવૃત્ત, ઇતિહાસ

ચિરમ્–ચિર : ચિરંજીવી, ચિરકાળ

દિવા : દિવાકર દિવાંધ ('દિવા'=દિવસ)
ધિક્ : ધિક્કાર (કૃ ધાતુ સાથે જ)
નાના : નાનાવિધ ('નાના'=અનેક)
પશ્ચાત્ : પશ્ચાત્તાપ (પાછળથી થતો ઉચાટ)
પુરસ્ : પુરોગામી પુરોહિત પુરશ્ચરણ ('પુરસ્'=આગળ)
પુરા : પુરાવૃત્ત ( 'પુરા=પુરાણું' )
પૃથક્ ; પૃથક્કરણ પૃથક્કૃતિ પૃથગ્જન ('પૃથક્=જુદું')
પ્રાતર્ : પ્રાતઃકાળ પ્રાતઃસંધ્યા ('પ્રાતર્' = સવાર)
સાયમ્ : સાયંકાળ સાયંસંધ્યા ('સાયમ્' = સાંઝ)
'સ' કે 'સહ' : સફળ સકર્મક સરૂપ (અર્થ 'સાથે')
શમ્ : શંકર શંભુ ('શમ્' = કલ્યાણ)
સ્વયમ્ : સ્વયંવર સ્વયંભૂ સ્વયંકૃત ('સ્વયમ્' = પોતે પોતાની મેળે)
અધસ્ ; અધઃપાત અધોગમન અધોગામી અધોમુખ ('અધસ્' = નીચે)
પુનર્ : પુનર્ગમન પુનર્વિવાહ પુનરુક્તિ ('પુનર્' = ફરીથી)
નમસ્ ; નમસ્કાર નમસ્કૃતિ ('કૃ' સાથે 'નમન'નો અર્થ)

**અરબી-ફારસી-ઉર્દૂ પૂર્વગો :**

આપણી ભાષામાં અરબી-ફારસી-ઉર્દૂ પૂર્વગો એવા તત્સમ શબ્દોમાં, તો ક્વચિત્ ગુજ. શબ્દોમાં પણ પ્રયોજાય છે :

**ना** (ફારસી)—નહિ : નાલાયક નાપસંદ નામર્દ નાદાન

**बे** (ફારસી)—ઊલટું : બેઈમાન બેહદ બેદરકાર બેસુમાર બેઅદબ બેશક; (ભાષાસંકર તરીકે)—બેભાન બેશુદ્ધ બેશુદ્ધિ (સં. 'વિ' ઉપસર્ગ સાથે આ સંબંધિત છે.)

**बिन**—નહિ : બિનઆવડત-બિનજરૂરી (આ સં. विना ઉપરથી ઉર્દૂ છે.)

**ला** (અરબી) નહિ : લાચાર લાઈલાજ લાપરવા

**गेर** (અરબી) ઊલટું : ગેરહાજર ગેરવાજબી ગેરઇન્સાફ ગેરફાયદો

સંસ્કૃતમાં છે તેવા અવ્યયાત્મક કેટલાક પૂર્વગ ફારસીમાં પણ છે જે શબ્દોમાં પૂર્વપદ તરીકે આવી પોતાનો અર્થ આપે છે; જેવા કે

**कम**—૧. ઓછું : કમજોર કમતાકાત કમનજર

૨. ખરાબ : કમબખ્ત કમનસીબ, અને ભાષાસંકર—'કમભાગ્ય'

**दर**—પ્રત્યેક : દરેક દરરોજ દરખાસ્ત

**हर**—પ્રત્યેક : હરેક હરરોજ હરદમ, અને ભાષાસંકર–'હરકોઈ હરકાંઇ' વગેરે

**बद्**—ખરાબ : બદનામ બદફેલ બદમાશ બદહજમ

**सर**—મુખ્ય : સરદાર સરપંચ સરપેચ સરકાર સરજોર સરનસીન સરનામું

**बर**—બાજુ : બરતરફ બરખાસ્ત

**बिन**—(સં. विना—આ ઉર્દૂમાંનો છે) વિના : બિનરોજગાર બિનજવાબદાર બિનઅમલી, અને ભાષાસંકર–'બિનઅપરાધ'

કૃત્ કે **પ્રાથમિક પ્રત્યયો** : સંસ્કૃત ભાષાની શબ્દસિદ્ધિમાં મૂળ ધાતુઓને નામ વિશેષણ વગેરે બનાવવા લાગતા પ્રત્યયોમાં 'ક્રિયાવાચક' અર્થ રહેલો હોવાથી એવા પ્રત્યયોને કૃત્ કહેવામાં આવે છે, અને તેથી જ એ 'કૃત્ પ્રત્યયો' જેને અંતે આવે તેવા શબ્દોને **કૃદંત** કહે છે. આ સં. તત્સમ કૃત્ પ્રત્યયોમાંથી વિકસેલા ગુજ. પ્રત્યય પણ નીચે યથાસ્થાન આપવામાં આવશે.

**કાલવાચક કૃદંતો** : નીચેના પ્રત્યયોમાંથી કાળ અને અર્થનાં વાચક કૃદંત બને છે. તત્સમ તરીકે એ ગુજરાતીમાં વપરાયેલાં જોવા મળે છે; જેમકે

(૧) ભૂતકૃદંત : **त** : ગત મૃત મત રત ખાત સ્થિત વિનીત સ્મિત મિત શિષ્ટ વિદિત ગુપ્ત શક્ત મુક્ત ભક્ત તૃપ્ત સુપ્ત અર્ચિત પૂજિત ગૂઢ બુદ્ધ શુદ્ધ ક્રુદ્ધ લબ્ધ લુબ્ધ ક્ષુબ્ધ સિદ્ધ દગ્ધ વગેરે ( અનુક્રમે गम् मृ मन् रम् खन् स्था वि+नी स्मि मा शिस् विद् गुप् शक् मुच् भज् तृप् स्वप् अर्च् पूज् गुह् बुध् शुध् क्रुध् लभ् लुभ् क्षुभ् बन्ध् सिध् दह् વગેરેનાં )

**न** : ભિન્ન છિન્ન ખિન્ન લીન સંકીર્ણ ઉત્તીર્ણ પૂર્ણ જીર્ણ લગ્ન મગ્ન વગેરે (અનુક્રમે भिद् छिद् खिद् ली सम+कृ उद्+तॄ पॄ जॄ लस्ज् मस्ज् વગેરેનાં)

(૨) પરોક્ષ ભૂતકૃદંત : **वस्** : વિદ્વાન (विद्+वस्=विद्वस्નું પ્ર. એ.વ.. विद्वान्; નારીજાતિ 'विदुषी'

(૩) વર્તમાનકૃદંત : **मान** : રમમાણ ક્રિયમાણ વર્તમાન વર્ધમાન ગમ્યમાન વગેરે ( रम् कृ(કર્મણિ ) वृत् वृध् गम्(ભાવે) નાં); એના આભાસસામ્યે 'શોભાયમાન'

**નોંધ :** આ આત્મનેપદી પ્રત્યય છે; પરસ્મૈપદી **अत्** પ્રત્યયનાં તત્સમ રૂપ નથી; વિકસેલા પ્રાકૃત **अंत** પ્રત્યયવાળાં 'જીવંત' વગેરે અને ગુજરાતી પ્રકૃતિનાં 'કરંત' 'હસંત' 'રમંત' વગેરે તો પદ્યમાં પ્રયોજવામાં આવે છે.

(૪) વિધ્યર્થ કૃદંત : **य :** કાર્ય ગમ્ય ગ્રાહ્ય વાહ્ય રમ્ય શક્ય સહ્ય વધ્ય સ્તુત્ય ત્યાજ્ય ગર્હ્ય નિંદ્ય યોગ્ય વિધેય ઉદ્દેશ્ય વગેરે ( कृ गम् ग्रह् वह् रम् शक् सह् वध् स्तु त्यज् गर्ह् निन्द युज् वि+धा उद्+दिश् ઉપરથી )

**अनीय :** કરણીય રમણીય કમનીય ગમનીય વગેરે ( कृ रम् कम् गम् ઉપરથી )

**तव्य :** કર્તવ્ય ગંતવ્ય વક્તવ્ય મંતવ્ય વગેરે (कृ गम् वच् मन् ઉપરથી)

**અન્ય કૃદંતો :** આ કાળ અને અર્થનાં કૃદંતો ઉપરાંત નીચેનાં બીજાં કૃદંત આપણને ગુજરાતી ભાષામાં તત્સમ લેખે મળ્યાં છે :

(૧) કર્તૃવાચક : **तृ=ता** (નર.) : કર્તા હર્તા ભર્તા શ્રોતા વક્તા ભોક્તા સ્રષ્ટા દ્રષ્ટા દાતા વગેરે (कृ हृ भृ श्रु वच् भुज् सृज् दृश् दा ઉપરથી ). (ગુજ. માં પછી આ અને નીચેનાં ત્રણે જાતિમાં વપરાય છે.)

**अक** (નર.) : ગાયક નાયક સારક તારક પાવક યાચક કારક વાચક લેખક નાશક નર્તક જનક હિંસક ઘાતક વગેરે ( गै नी सृ तृ पू याच् कृ वच् लिख् नश् नृत् जन् हिंस् हन् ઉપરથી)

**अ** (નર.) : ચોર ગ્રહ–ગ્રાહ સાર દેવ બુધ પ્રિય ચલ સર્પ વગેરે ( चर् ग्रह् सृ दिव् बुध् प्री चल् सृप् ઉપરથી)

વળી સમાસના ઉત્તરપદ તરીકે આવતા શબ્દોમાં સુખદ–દુઃખદ પ્રજ્ઞ–પ્રાજ્ઞ ગૃહસ્થ–તટસ્થ અનુજ–અજ અગ્રેસર–પુરઃસર યશસ્કર–દુઃખકર–સુખકર–કિંકર–ભયંકર–સુવર્ણકાર વિહગ–વિહંગ–વિહંગમ દુર્ગમ વગેરે ( दा ज्ञा स्था जन् सृ कृ, गा ('इ' નો આદેશ) गम् ઉપરથી )

**अन** (નર.) : રમણ નંદન મોહન ભીષણ વગેરે (रम् नन्द् मुह् भी ઉપરથી) અને સમાસમાં 'જનાર્દન મધુસૂદન' વગેરે (अर्द् सूद् ઉપરથી)

**उ** (નર.) : ભિક્ષુક, ઇચ્છુક–(भिक्ष् इष्–इच्छ् ઉપરથી.) અને જિજ્ઞાસા-વાચક स् ઉમેરાઈ જિજ્ઞાસુ પિપાસુ મુમૂર્ષુ શુશ્રૂષુ વગેરે (ज्ञा पा मृ श्रु ઉપરથી)

**इन्=ई** (નર.) : ગ્રાહી મંત્રી ત્યાગી સ્થાયી અનુયાયી વગેરે (ग्रह् मन्त्र् त्यज् स्था अनु+या ઉપરથી)

**वर** (નર.) : ઈશ્વિર ભાસ્વર નશ્વર સ્થાવર વગેરે (ईश् भा नश् स्था ઉપરથી)

(૨) ક્રિયાવાચક : **ति** (નારી.) : ગતિ મતિ ઉન્નતિ રતિ કૃતિ શ્રુતિ શક્તિ ભક્તિ સ્મૃતિ નીતિ પ્રીતિ સ્થિતિ રીતિ સંતતિ ક્ષતિ બુદ્ધિ શુદ્ધિ ઋદ્ધિ આહુતિ સ્તુતિ ઉક્તિ વગેરે (गम् मन् उद्+नम् रम् कृ श्रु शक् भज् स्मृ नी प्रीं स्था री सम्+तन् क्षन् बुध् शुध् ऋध् आ+हु स्तु वच् ઉપરથી )

**नि** (નારી.) : ગ્લાનિ મ્લાનિ હાનિ (ग्लै म्लै અને हा ઉપરથી)

**अ** (નર.) : જય–વિજય ભય સંભવ–પ્રભવ કામ ત્યાગ રાગ ભોગ વિનય સંચય નિશ્ચય પાક યોગ રોગ છેદ–વિચ્છેદ ખેદ શ્વાસ–ઉચ્છ્વાસ વિસ્તાર પ્રમાદ–ઉન્માદ વિવાહ વગેરે (जि भी भू कम् त्यज् रञ्ज् भुज् नी चि पच् भुज् रुज् छिद् खिद् श्वस् स्तृ मद् वह् ઉપરથી ત્યાં ત્યાં ઉપસર્ગવાળાં પણ)

**अन** (નાન્ય.) : હરણ ભરણ પોષણ શયન મરણ કરણ ગમન ભજન કીર્તન નમન શ્રવણ દર્શન સ્મરણ જનન વાચન લેખન છેદન રોદન ભોજન નિવેદન બંધન વગેરે (हृ भृ पुष् शी मृ कृ गम् भज् कृत् नम् श्रु दृश् स्मृ जन् वच् लिख् छिद् रुद् भुज् नि+विद् बन्ध् ઉપરથી)

**अना** (નારી) : વેદના ઉપાસના યોજના રચના ઘટના અન્વેષણા વગેરે (विद् उप+आस् युज् वन्द् रच् घट् अनु+इष् ઉપરથી). આ પ્રમાણે સં. માં નથી તેવા પણ તત્સમાભાસી શબ્દ 'યંત્રણા મંત્રણા વિચારણા આલોચના આરાધના' વગેરે (यन्त्र् मन्त्र् वि+चार् आ+लोच् आ+राध् ઉપરથી)

**या** (નારી.) : વિદ્યા ક્રિયા શય્યા ચર્યા–દિનચર્યા–પરિચર્યા વગેરે विद् कृ शी चर् ઉપરથી)

**आ** (નારી.) : ઇચ્છા કથા સ્પૃહા વ્યથા પૂજા કૃપા જરા ચર્ચા વગેરે (इष् कथ् स्पृह् व्यथ् पूज् कृप् जृ चर्च् ઉપરથી),–ને ઇચ્છાદર્શક स् લાગ્યે 'જિજ્ઞાસા પિપાસા' વગેરે (ज्ञा અને पा ઉપરથી)

**न** (નર.) : પ્રશ્ન સ્વપ્ન કૃષ્ણ યજ્ઞ યત્ન વગેરે (पृच्छ् स्वप् कृष् यज् यत् ઉપરથી )

(૪) સાધનવાચક : **अन** (નાન્ય.) : કરણ શયન વદન નયન વગેરે ( कृ शी वद् नी ઉપરથી )

**त्र** (નાન્ય.) : નેત્ર પાત્ર શસ્ત્ર શાસ્ત્ર અસ્ત્ર શ્રોત્ર પવિત્ર પત્ર સ્તોત્ર ચરિત્ર વગેરે ( नी पा शस् शास् अस् श्रु पू पद् स्तु चर् ઉપરથી)

(૪) શીલવાચક : इष्णु (નર) : સહિષ્ણુ યજિષ્ણુ વર્ધિષ્ણુ વગેરે ( सह् यज् वृध् ઉપરથી )

उर (વિશે.) : ભાસુર વિદુર ભંગુર વગેરે (भास् विद् भञ्ज् ઉપરથી)

र (વિશે.) ; નમ્ર હિંસ્ર અસ્ર વગેરે ( नम् हिंस अस ઉપરથી)

સંસ્કૃતમાં સંખ્યાબંધ ઉણાદિ પ્રત્યયો પણ છે—જેમાંના કોઈ કોઈ કોઈ કોઈ ધાતુઓને લાગી શબ્દસ્વરૂપ આપે છે. ગુજરાતી વ્યાકરણમાં એની ઝીણવટ અપેક્ષિત નથી.

ગુજરાતી કાલવાચક કૃદંતો :

(૧) વર્તમાન કૃદંત : તું ( સં–अत् >પ્રા. अंत નો વિકાસ) : ખાતું બેસતું ઊઠતું વગેરે ( પદ્યમાં અકારાંત ધાત્વંગને (અં)તું : બેસંતું ઊઠંતું વગેરે).–અતીત ભૂતકાળ બતાવવા 'સાતત્ય' ભાવથી त ( નિર્બળ અંગ) નાં રૂપ : 'ખાત પીત બેસત ઊઠત' વગેરે. (આ પાછલું પછી ' ક્રિયાતિપત્ત્યર્થે' ક્રિયાપદ પણ બને છે. )

(૨) પ્રથમ ભૂતકૃદંત : યું (સં.–इत>પ્રા. इय નો વિકાસ ): કર્યું રહ્યું ઊઠ્યું વગેરે. ણું ( કર્મણિ–ભાવે અર્થમાં, સં.–न નો વિકાસ ) : કરાણું હસાણું રહેવાણું વગેરે મધ્ય. ગુજ. માં ને પછી છેક ' દયારામ ' સુધી વ્યાપક; આજે સૌરાષ્ટ્ર અને ઉ. ગુજરાતમાં માત્ર વપરાય છે. )

(૩) દ્વિતીય ભૂતકૃદંત : 'એલું' (દ્રવિડી इल्ल પ્રત્યયનો વિકાસ મરાઠી અને ગુજરાતીમાં મળેલો છે ): કરેલું હસેલું રહેલું ઊઠેલું વગેરે; આના નિર્બળ અંગ એલ નો પણ વ્યાપક પ્રચાર છે. હકીકતે દક્ષિણ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં આ કૃદંત ખૂબ પ્રચારમાં છે. પશ્ચિમ સૌરાષ્ટ્રમાં તો 'કરયલ હસ્યલ ઉઠયલ' વગેરે પ્રકારનો પ્રયોગ સામાન્ય છે.

(૪) વિધ્યર્થ કે સામાન્ય કૃદંત ; વું ( સં–तव्य->પ્રા.–यव्व >અપ.–एव्व નો વિકાસ ); કરવું હસવું ઊઠવું વગેરે

(૫) ભવિષ્ય–અર્થ કે કર્તૃવાચક : નારું ( સં. ક્રિયાવાચક अन > પ્રા. अण + અપ. ૬ઠ્ઠી વિ. નો પ્રત્યય ह + સં. कारक–>પ્રા. आरय નો વિકાસ ):–'કરનારું હસનારું' વગેરે ( = મધ્ય. ગુ. નાં ' કરણહારૂં ' વગેરે સરખાવો. ) નિર્બળ અંગ તરીકે નાર : 'કરનાર હસનાર' વગેરે.

ઉપરનાં પાંચે વિશેષણાત્મક છે, જ્યારે નીચેનું એક અવ્યયાત્મક છે:

(૬) સંબંધક કે અવ્યયાત્મક કૃદંત : ઈ (સં.–य. >પ્રા. इअ નો વિકાસ) : કરી ખાઈ જઈ ધોઈ વગેરે

**કૃત્પ્રત્યયવાળા અન્ય ગુજરાતી પ્રત્યયો :**

**૧. કર્તૃવાચક : (૧) ઐયો** (સં. –वाहिक) (નર.) : ગવૈયો ઘડવૈયો ભવૈયો (ગાવું, ઘડવું, ભાવ કરવો). **(૨) અણું** (સં. अन) (વિશે.) : રાંધણું ભરણું વલોણું પાથરણું, કર્મણિ અર્થમાં ચવાણું (લખવું રાંધવું ભરવું વલોવવું પાથરવું ચાવવું); વળી વચ્ચે 'ક' ના ઉમેરણથી : મારકણું બોલકણું કરડકણું (મારવું બોલવું કરડવું). **(૩) ઉં** (વિશે.) : બોલકું (બોલવું –'ક' ના ઉમેરણથી). **(૪) અણ** (સં.–अन (વિશે.) : (જૂ. ગુજ. નાં) ફેડણ ખેડણ (ફેડવું ખેડવું)

**૨. ક્રિયાવાચક : (૧) અ** (સં.–ति) (નારી.) : મેલ–મૂક બાધ–છોડ કાઢ–ઘાલ ઊઠ–બેસ (અંતે યશ્રુતિ. મેલવું–મૂકવું બાંધવું–છોડવું કાઢવું –ઘાલવું ઊઠવું–બેસવું). **(૨) અક** (=અકય) (નારી.)–ઉપરના 'અ' નો વિકાસ : આવક જાવક બેઠક–ઊઠક (આવવું જવું બેસવું–ઊઠવું). **(૩) આઈ** (પ્રેરક અંગના સં. आप ના વિકાસમાં નારી.–आपिका દ્વારા) (નારી.) : લડાઈ ચડાઈ લખાઈ ચોડાઈ ધોલાઈ ચળાઈ (લડવું ચડવું લખવું ચોડવું ધોવું ચાળવું;—આમાં 'લડાઈ–ચડાઈ' સિવાયનામાં 'મહેનતાણા'નો અર્થ). **(૪) આમણ** (પ્રેરકના સં. आप+ક્રિયાવાચક अनનો વિકાસ) (નાન્ય.) : લખામણ ચરામણ ચળામણ ઘડામણ શિવરામણ દબામણ (લખવું ચારવું ચાળવું ઘડવું શીવવું દાબવું—'મહેનતાણા'નો અર્થ). **(૫) આમણ** (= આમણ્ય)(નારી.–સં. પ્રેરક आपनिकाનો વિકાસ): શિખામણ ગભરામણ મથામણ (શીખવું ગભરાવું મથવું). **(૬) આમણી** ('આમણ'નું મૂળ રૂપ) (નારી.) ઘડામણી પહેરામણી પધરામણી (ઘડવું પહેરવું પધારવું). **(૭) આવટ** (=આવટ્ય) (સં. પ્રેરક आपનો જ વિકાસ, જેમાં ઉત્તરાંગે 'वृत्ति >પ્રા.वट्टी >અપ. वट्टि >મધ્ય. ગુજ. वटि >वटय >वट ની સંભાવના) (નારી.) : સજાવટ રુકાવટ ફાવટ બનાવટ (સજવું રોકવું ફાવવું બનવું.) **(૮) આટ** (સં.वर्तः >પ્રા. वट्टो >અપ. वट्ट >મધ્ય. ગુજ. वाट्ट >आट्ट >आट—મુખ્યત્વે ધ્વન્યાત્મક ધાતુઓને લાગે છે.) : ગડગડાટ–ગગડાટ ભડભડાટ–ભભડાટ ખડખડાટ–ખખડાટ કકડાટ બડબડાટ–બબડાટ ખિલખિલાટ લપલપાટ ચડભડાટ

ગભરાટ મરડાટ મલકાટ ચળકાટ (ગડગડવું–ગગડવું ભડભડવું–ભભડવું ખડખડવું –ખખડવું કકડવું બડબડવું–બબડવું લપલપવું ચડભડવું ગભરાવું મરડાવું મલકાવું). (૯) **આણ** (સં. પ્રેરકના आय+ક્રિયાવાચક अनનો વિકાસ. (નાન્ય.): વેચાણ મંડાણ લખાણ દબાણ ચડાણ ઉતરાણ કકલાણ ઝુમરાણ (વેચવું માંડવું લખવું દાબવું ચડવું ઊતરવું કકળવું, ઝૂમ કરવી–છેલ્લું નામધાતુ જેવું); **આણી** (નારી.) હગાણી મુતરાણી (હગવું મૂતરવું). (૧૦) **ણૂક** (નારી.–મૂળમાં ગુજ. ऊक જેવું સંભવે છે. બે જ શબ્દ મળે છે.): નિમણૂક વર્તણૂક (નીમવું વર્તવું.). (૧૧) **આવ** (સં. પ્રેરક आप પ્રત્યયનો વિકાસ) (નર.): ચડાવ ઠરાવ પડાવ અટકાવ દેખાવ ઢોળાવ વર્તાવ (ચડવું ઠરવું પડવું અટકવું દેખવું ઢોળવું વર્તવું). **આવો** (નર.): ફેલાવો મ્હલાવો ફુગાવો ચડાવો (ફેલવું મહાલવું ફૂગવું ચડવું). (૧૨) **અત** (=અત્ય) (નારી.): મધ્ય ગુજ.માં रामति શબ્દ મળે છે. મૂળ શંકાસ્પદ): રમત ગમત (રમવું ગમવું). (૧૩) **અતર** (=અતરય) અને **અતરી** (નારી; મૂળ શંકાસ્પદ): ભણતર ગણતર ઘડતર ચણતર કળતર (ભણવું ગણવું ઘડવું ચણવું કળવું); એક માત્ર 'ગણતરી'. (૧૪) **અણું** (સં. अन) (નાન્ય.) ભરણું ગળણું દળણું નમણું દેણું લેણું મરણું હગણું જોણું (ભરવું ગળવું દળવું નમવું દેવું લેવું મરવું હગવું જોવું) વગેરે. (૧૫) **અણી** (સં. अनથી, નારી.) ચાળણી કરણી ઉતરણી માગણી લણણી બેસણી રહેણી કહેણી વાવણી કાપણી માપણી (ચાળવું કરવું ઊતરવું માગવું લણવું બેસવું રહેવું કહેવું વાવવું કાપવું માપવું) વગેરે. (૧૬) **અણ** (સં. अन નાન્ય.) ચલણ વલણ ધાવણ લેણ દેણ (ચાલવું વળવું ધાવવું લેવું દેવું) વગેરે. (૧૭) **આપ** (નર.): મેળાપ (મળવું). (૧૮) **અણા** (સં. साधना વગેરેમાં છે તે): સુધારણા (સુધારવું). (૧૯) **અતી** (સં. ति નો વિકાસ, મર્યાદિત): ચલતી દેતી લેતી (ચાલવું દેવું લેવું). (૨૦) **ઈ** ('અતી'નો વિકાસ): બોલી બોલી–ચાલી હાંસી (બોલવું બોલવું–ચાલવું હસવું)

**૩. શીલવાચક:** (૧) **ઉ** (વિશે. સં. अकનો વિકાસ) ઘર-રખુ સ્વાર્થ-સાધુ ઘર-ફાડુ ખેડુ (રાખવું સાધવું ફાડવું ખેડવું) વગેરે. (૨) **આઉ** (સં. પ્રેરકના आपનો વિકાસ): ઉડાઉ ચડાઉ શિખાઉ ટકાઉ કમાઉ લડાઉ

ગુજરાતી આ કૃત્પ્રત્યયો વ્યાપકરૂપે લાગતા નથી અને તે તે પ્રત્યયનાં માત્ર મર્યાદિત રૂપ જ વપરાશમાં જોવા મળે છે.

**તદ્ધિત કે દ્વૈતીયિક પ્રત્યયો :** આપણે જોયું કે ક્રિયાવાચક ધાતુઓને લાગ્યા તે કૃત્પ્રત્યય. એ પ્રત્યયો લાગી તૈયાર થયેલાં કે પરંપરાએ ઊતરી આવેલાં નામ કે વિશેષણ, તેમજ સ્વતંત્ર સર્વનામ અવ્યય વગેરેને લાગતાં નવાં નામ વિશેષણ અવ્યય વગેરે બનાવનારા પ્રત્યયો **તદ્ધિત પ્રત્યયો** કહેવાય છે. 'તેને માટે હિત' = મુકાએલા તે **તદ્ધિત**: સં. તત્સમ શબ્દોમાં આપણે આવા સંખ્યાબંધ સં. તદ્ધિત પ્રત્યયો ઉપયોગમાં લઇયે છિયે. આ પ્રત્યયોને પોતપોતાનો વિશિષ્ટ અર્થ હોય છે; જેમકે

(૧) અભ્યાસક કે જ્ઞાતાના અર્થે (વિશે.) : **अ** : વૈયાકરણ (='વ્યાકરણ' જાણનાર)

**इक** : નૈયાયિક પૌરાણિક વૈદિક તાર્કિક આલંકારિક સાહિત્યિક વગેરે ('ન્યાય' 'પુરાણ' 'વેદ' 'તર્ક' 'અલંકાર' 'સાહિત્ય'ના જાણનાર)

**अक** : મીમાંસક ('મીમાંસા' જાણનાર)

(૨) સંતાન કે વંશના અર્થે (વિશેષણ–નામ): **अ** : રાઘવ પાંડવ ભાર્ગવ કૌરવ યાદવ ભારદ્વાજ દાનવ ('રઘુ' 'પાંડુ' 'ભૃગુ' 'કુરુ' 'યદુ' 'ભરદ્વાજ' 'દનુ'ના વંશના) વગેરે

**નોંધ:**–અહીં નારી જાતિમાં 'ई' થાય: જાનકી દ્રૌપદી પાંચાલી પાર્વતી ('જનક' 'દ્રુપદ' 'પંચાલ' 'પર્વત'ના વંશની) વગેરે

**इ** : દાશરથિ કાર્ષ્ણિ ('દશરથ' અને 'કૃષ્ણ'નો વંશજ=પુત્ર) વગેરે

**एय** : ગાંગેય ભાગિનેય વાર્ષ્ણેય કૌંતેય યૌધેય આગ્નેય ('ગંગા' 'ભગિની' 'વૃષ્ણિ' 'કુંતી' 'યોધ' 'અગ્નિ'નો વંશજ) વગેરે

**य** : જામદગ્ન્ય (પરશુરામ), દૈત્ય વૈન્ય ગાર્ગ્ય શૈન્ય ('જમદગ્નિ' 'દિતિ' 'વેન' 'ગર્ગ' 'શિનિ'નો વંશજ) વગેરે

(૩) –ને લગતું,–ના સંબંધનું (વિશેષણ) : **इक** : માનસિક વાચિક કાયિક ધાર્મિક આધ્યાત્મિક નૈસર્ગિક તાત્ત્વિક માસિક સ્વાભાવિક દૈનિક શારીરિક વ્યાવહારિક સાત્ત્વિક વાર્ષિક પ્રામાણિક સામયિક ('મનસ્' 'વાચ્' 'કાય' 'ધર્મ' 'અધ્યાત્મન્' 'નિસર્ગ' 'તત્ત્વ' 'માસ' 'સ્વભાવ' 'દિન' 'શરીર' 'વ્યવહાર' 'સત્ત્વ' 'વર્ષ' 'પ્રમાણ' 'સમય' ઉપરથી), પ્રાથમિક દ્વૈતીયિક તાર્તીયિક ચાતુર્થિક વગેરે ('પ્રથમ' 'દ્વિતીય' 'તૃતીય' 'ચતુર્થ' ઉપરથી) વગેરે

इ(न्)+क: રસિક રથિક ધનિક ક્રમિક ('રસિન્' 'રથિન્' 'ધનિન્' 'ક્રમિન્' એમ इन् થયા પછી સ્વાર્થે 'क' લાગતાં) ('પથિક' માં તો 'પથિન્' શબ્દ જ છે મૂળમાં).

अ : વૈદર્ભ માગધ પાંચાલ શૌરસેન વગેરે ('વિદર્ભ' 'મગધ' 'પંચાલ' 'શૂરસેન' ઉપરથી)

નોંધ:—નારીજાતિનો 'ई' લાગી આનાં 'વૈદર્ભી માગધી પાંચાલી શૌરસેની' વગેરે રૂપ થાય. કાર્તિક માર્ગશીર્ષ પૌષ માઘ ફાલ્ગુન ચૈત્ર વૈશાખ જ્યેષ્ઠ આષાઢ શ્રાવણ ભાદ્રપદ આશ્વિન સૌર ચાંદ્ર નાક્ષત્ર વગેરે ('કૃત્તિકા' 'મૃગશીર્ષ' 'પુષ્ય' 'મઘા' 'ફલ્ગુન' 'ચિત્રા' 'વિશાખા' 'જ્યેષ્ઠા' 'અષાઢા' 'શ્રવણ' 'ભદ્રપદ' 'અશ્વિની' 'સૂર્ય' 'ચંદ્ર' 'નક્ષત્ર' ઉપરથી)

નોંધ :—આનાં પણ 'ई' લાગી નારીજાતિનાં નામ બને: 'કાર્તિકી માર્ગશીર્ષી પૌષી માઘી' વગેરે. એ જ રીતે 'પૂર્ણમાસ' ઉપરથી 'પૌર્ણમાસી'

अ+क : શારીરક ('શરીર' ઉપરથી 'શારીર' થયે=જીવાત્મા)

इय : રાષ્ટ્રિય શ્રોત્રિય યજ્ઞિય વગેરે ('રાષ્ટ્ર' 'શ્રોત્ર' 'યજ્ઞ' ઉપરથી)

નોંધ :—'રાષ્ટ્રિય'ને બદલે ગુજરાતી જોડણીમાં 'રાષ્ટ્રીય' એમ દીર્ઘ 'ई' પણ કરવામાં આવે છે તે સં. વ્યાકરણને માન્ય નથી.

ईय : પર્વતીય ભારતીય, અને એના આભાસસામ્યે 'યુરોપીય' ('પર્વત' 'ભારત' અને 'યુરોપ' ઉપરથી); આ ઉપરાંત અંગુલીય જિહ્વામૂલીય વર્ગીય સ્વર્ગીય સ્વીય સ્વકીય પરકીય (—અને એના આભાસસામ્યે સં. 'ભાષા' ઉપરથી 'ભાષાકીય'—અને ગુજ. 'નાણું' 'ધારો' ઉપરથી 'નાણાકીય' 'ધારાકીય'—આ બધામાં 'क' સ્વાર્થેનું ઉમેરણ), મદીય અસ્મદીય ત્વદીય યુષ્મદીય પાણિનીય વગેરે અનેક ('અંગુલિ' 'જિહ્વામૂલ' 'વર્ગ' 'સ્વ' 'પર' 'રાજન્' 'મદ્' 'અસ્મદ્' 'ત્વદ્' 'યુષ્મદ્' 'પાણિનિ' ઉપરથી)

य : પાદ્ય અર્ઘ્ય વગેરે ( 'પાદ' 'અર્ઘ' ઉપરથી )

(૪) તેમાંથી થયેલું અર્થે : य : દંત્ય કંઠ્ય તાલવ્ય મૂર્ધન્ય ઓષ્ઠ્ય નાસિક્ય પ્રતીચ્ય પ્રાચ્ય ઉદીચ્ય આદ્ય અંત્ય વન્ય વગેરે ('દંત, 'કંઠ' 'તાલુ' 'મૂર્ધન્ 'ઓષ્ઠ' 'નાસિકા' 'પ્રતીચ્' 'પ્રાચ્' ઉદીચ્' 'આદિ' 'અંત' 'વન' ઉપરથી)

**त्य :** पौरस्त्य, पाश्चात्य दाक्षिणात्य ('पुरम्' 'पश्च' 'दक्षिण' ઉપરથી)

ધ્યાનમાં રાખવું કે 'ઉત્તર' ઉપરથી 'ઔત્તરત્ય' કે 'પૂર્વ' ઉપરથી 'પૌર્વાત્ય' થતું નથી. અર્વા. ગુજ. માં 'પૌર્વાત્ય' પણ ઉપયોગમાં આવે છે, પણ સં. વ્યાકરણને એ માન્ય નથી.

(૫) સ્વામીપણાના અર્થે (વિશેષણ) **मत्–मान्** (નર.) ધીમાન બુદ્ધિમાન નીતિમાન કાંતિમાન શ્રીમાન વગેરે. ('નીતિ' 'કાંતિ' 'શ્રી' ઉપરથી)

શબ્દને અંતે કે ઉપાંત્ય 'अ' કે 'आ' હોય છે તો 'मत्' ને સ્થાને 'वत्' લાગે છે; જેમકે જ્ઞાનવાન ધનવાન વિદ્યાવાન ભગવાન ભાસ્વાન

(ગુજરાતી જોડણી પ્રમાણે અંત્ય 'न' આખો લખવામાં આવ્યો છે.)

(ગુજરાતીમાં 'મંત–વંત'થી પણ આ શબ્દો પ્રયોજાય છે.)

**इन–ई** (નર.): ત્યાગી ભોગી રોગી અર્થી દંડી ઋણી પક્ષી વિદ્યાર્થી યોગી ઉદ્યોગી હસ્તી વગેરે ('ત્યાગ' 'ભોગ' 'રોગ' 'અર્થ' 'દંડ' 'ઋણ' 'પક્ષ' 'વિદ્યાર્થ' 'યોગ' 'ઉદ્યોગ' 'હસ્ત' ઉપરથી)

**विन्–वी :** તેજસ્વી ઊર્જસ્વી મેધાવી માયાવી ('તેજસ્' 'ઊર્જસ્' 'મેધા' 'માયા' ઉપરથી)

**मिन्–मी** (નર.): વાગ્મી સ્વામી ('વાચ્' 'સ્વ' ઉપરથી)

**आट :** વાચાટ ('વાચ્' ઉપરથી)

**आल :** વાચાલ–વાચાળ ('વાચ્' ઉપરથી)

**आलु :** દયાલુ–દયાળુ માયાલુ–માયાળુ કૃપાલુ–કૃપાળુ નિદ્રાલુ–નિદ્રાળુ ('દયા' 'માયા' 'કૃપા' 'નિદ્રા' ઉપરથી)

**નોંધ** ગુજ.માં 'દયાળ' 'હેતાળ' 'રિસાળ' 'શરમાળ' વગેરે 'આલુ'ના વિકાસના 'આળ'થી થાય છે.

**वल :** રજસ્વલા ('રજસ્' ઉપરથી)

**ल :** વત્સલ પાંસુલ માંસલ ('વત્સ' 'પાંસુ' 'માંસ' ઉપરથી)

**उर :** દંતુર ('દંત' ઉપરથી)

**र :** મધુર પાંડુર ('મધુ' 'પાંડુ' ઉપરથી)

જાતિના ભેદ વિના પછી ગુજરાતીમાં આ વિશેષણો સરખી રીતે ત્રણે જાતિમાં વપરાય છે.

(૬) ભાવવાચક : अ (નાન્ય.): ગૌરવ લાઘવ માર્દવ ચાપલ કૌશલ મૌન કૌમાર સૌષ્ઠવ વગેરે ('ગુરુ' 'લઘુ' 'મૃદુ' 'ચપલ' 'કુશલ' 'મુનિ' 'કુમાર' 'સુષ્ઠુ' વિશેષણાત્મક શબ્દો ઉપરથી થયેલાં)

य (નાન્ય.): ધૈર્ય સ્વાસ્થ્ય શૌર્ય લાલિત્ય જાડ્ય વીર્ય સૌંદર્ય પાંડિત્ય આરોગ્ય વાણિજ્ય માધુર્ય નૈપુણ્ય કૌશલ્ય આલસ્ય મૌર્ખ્ય માલિન્ય માંદ્ય સાહાય્ય વગેરે ('ધીર' 'સ્વસ્થ' 'શૂર' 'લલિત' 'જડ' 'વીર' 'સુંદર' 'પંડિત' 'અરોગ' 'વણિજ' 'મધુર' 'નિપુણ' 'કુશલ' 'અલસ' 'મૂર્ખ' 'મલિન' 'મંદ' 'સહાય'—આ વિશેષણો ઉપરથી થયેલાં)

ઉપરમાં આદિ શ્રુતિની વૃદ્ધિ થઈ છે; નીચેનામાં વૃદ્ધિ નથી થતી: સખ્ય ('સખી' ઉપરથી=મૈત્રી)

(इ)मन्=(इ)मा (નર.): લઘિમા અણિમા રક્તિમા નીલિમા ગરિમા મહિમા કાલિમા વગેરે ('લઘુ' 'અણુ' 'રક્ત' 'નીલ' 'ગુરુ' 'મહત્' 'કાલ' ઉપરથી)

ई (નારી.): ચાતુરી ઔચિતી ('ચતુર' 'ઉચિત' ઉપરથી)

त्व (નાન્ય.), ता (નારી.): સંસ્કૃતમાં સામાન્ય રીતે બધાં સામાન્ય અને વિશેષ નામ–સર્વનામ–વિશેષણોને અપવાદ વિના લાગે છે. અપવાદ માત્ર એટલો કે ઉપરનાં 'अ' 'य' '(इ)मन्' 'ई' થી થયેલાં ભાવવાચક નામોને એ ન લાગે. એ રીતે 'ધૈર્યત્વ–ધૈર્યતા સૌંદર્યત્વ–સૌંદર્યતા' ન જ થાય.

એટલું ધ્યાન રાખવાનું કે આમાંથી ભાવવાચક નામ થતું હોય છે અને તેથી કોઈ પણ પ્રકારના 'ભાવવાચક નામ'ને આ બેઉ પ્રત્યય લગાડી ફરી 'નામ' ઊભાં કરવામાં નથી આવતાં. એથી જ ગુજરાતી 'સગવડ અગવડ અગત્ય' જેવાં ભાવવાચક નામોનાં ફરી 'સગવડતા' 'અગવડતા' 'અગત્યતા' જેવાં નામ પણ નથી બની શકતાં.

(૭) પરિણામ કે વિકારને અર્થે (વિશેષણ): मय : વાઙ્મય મૃન્મય કાષ્ઠમય ગોમય તન્મય વગેરે ('વાચ્' 'મૃદ્' 'કાષ્ઠ' 'ગો' 'તદ્' ઉપરથી)

य : ગવ્ય દ્રવ્ય ('ગો' 'દ્રુ'=ઝાડ ઉપરથી)

(૮) તુલનાત્મક : तर : સંસ્કૃતમાં બધાં જ ગુણવાચક વિશેષણોને તુલના બતાવનાર 'तर' લગાડવામાં આવે છે: ગુરુતર લઘુતર મૃદુતર અન્યતર. –અવ્યયોને પણ લગાડી વિશેષણ બનાવાય છે: ઉત્તર દૂરતર વગેરે

સંસ્કૃતમાં '**ઈયસ્**' પ્રત્યય પણ છે, પણ એવાં રૂપ ગુજરાતીમાં જાણીતાં નથી: 'પ્રેય' 'શ્રેય' વગેરે નામ તરીકે વપરાય છે.

(૯) શ્રેષ્ઠતાવાચક : **तम** ; 'તર'ની જેમ જ આ પણ લાગે છે અને પછી શ્રેષ્ઠતાનો અર્થ બતાવે છે : ગુરુતમ લઘુતમ મૃદુતમ અન્યતમ, અવ્યયોને પણ લગાડી : ઉત્તમ દૂરતમ

**इष्ठ** : જ્યેષ્ઠ લઘિષ્ઠ પાપિષ્ઠ કનિષ્ઠ શ્રેષ્ઠ વરિષ્ઠ ઘનિષ્ઠ વગેરે સં. તત્સમ લેખે જાણીતાં છે. આના આભાસસામ્યે 'ગજ્યુ' ઉપરથી સંસ્કૃતીકરણ લેખે 'ગરિષ્ઠ=ખૂબ ગજ્યુ' એ અર્થમાં ગુજ.માં કવચિત્ વપરાય છે; બાકી 'ગરિષ્ઠ' તો 'ગુરુ'નું શ્રેષ્ઠતાદર્શક રૂપ છે.

(૧૦) લઘુતાવાચક : **क** : બાલક–બાળક અશ્વક બટુક

(૧૧) સ્વાર્થે : **क** : અર્થમાં કશો પણ વધારો ન કરે; જેમકે બાલક–બાળક છત્રાક પુત્રક; નારીજાતિએ : મૃત્તિકા વાલુકા વગેરે

**अ** : બાંધવ પ્રાજ્ઞ ('બંધુ' 'પ્રજ્ઞ' ઉપરથી)

**य** : ચાતુર્વર્ણ્ય માલ્ય સોદર્ય ('ચતુર્વર્ણ' 'માલા' 'સોદર=ભાઈ' ઉપરથી)

(૧૨) સર્વનામો ઉપરથી અવ્યય બનાવનાર :

**दा** (કાળવાચક) : યદા તદા કદા સદા સર્વદા ('યદ્' 'તદ્' 'કિમ્' 'સ' 'સર્વ' ઉપરથી)

**था** (રીતવાચક) : યથા તથા સર્વથા અન્યથા ('યદ્' 'તદ્' 'સર્વ' 'અન્યત્' ઉપરથી)

**त्र** (સ્થળવાચક) : સર્વત્ર અન્યત્ર એકત્ર ('સર્વ' 'અન્યત્' 'એક' ઉપરથી)

(૧૩) અવ્યયો ઉપરથી વિશેષણ બનાવનાર :

**तन** : ચિરંતન હ્યસ્તન શ્વસ્તન અદ્યતન સનાતન સદાતન પ્રાક્તન પુરાતન ('ચિરમ્' 'હ્યસ્ (ગઈકાલ)' 'શ્વસ્ (આવતી કાલ)' 'અદ્ય' 'સના–સદા' 'પ્રાચ્' 'પુરા' ઉપરથી)

(૧૪) તેને થયું છે-ના અર્થે (વિશેષણ) : **इत** : સુખિત દુઃખિત પુષ્પિત કંટકિત પુલકિત વગેરે ('સુખ' 'દુઃખ' 'પુષ્પ' 'કંટક' 'પુલક' ઉપરથી)

(૧૫) સરખામણીને અર્થે (અવ્યયાત્મક) : **वत्** : મૂર્ખવત્ બ્રાહ્મણવત્ ('મૂર્ખના જેવું,' 'બ્રાહ્મણના જેવું')

સંસ્કૃતમાં આ ઉપરાંત પણ બીજા કેટલાક તદ્ધિત પ્રત્યયો છે, પણ ગુજરાતી ભાષામાં એ ખાસ ઉપયોગી નથી; ક્વચિત્ એવાં શબ્દરૂપ વપરાય તો એ તત્સમ-સ્વરૂપે જવલ્લેજ.

**ગુજરાતી દ્વૈતીયિક પ્રત્યયો** : કેટલાક ગુજરાતી પ્રત્યય સં. માંથી ઊતરી આવેલા છે, તો કેટલાક નવા જ ઊભા થયા છે. આ પ્રત્યયો નામ સર્વનામ વિશેષણોને લાગી ફરી નામ વિશેષણ અને ક્વચિત્ અવ્યયો ઊભાં કરે છે: જેમકે

(૧) સ્વામીપણું બતાવતા (વિશેષણ): **मंत-वंत** : જુઓ ઉપર પૃ. ૧૯૨.

**વાળું** (ઘણું કરી સં. पालक : > પ્રા. वालओ મૂળ.) તત્સમ-તદ્ભવ બધા જ 'બુદ્ધિવાળું ધનવાળું ગામવાળું ઝાંપાવાળું' વગેરે

**આળું** : ઉપરના 'વાળું'નું લાઘવ : છોગાળું રૂપાળું લટકાળું (થોડા જ શબ્દોમાં)

**આળુ** (સં. आलु જ): કૃપાળુ દયાળુ ઈર્ષ્યાળુ વગેરે

**આળ** : જુઓ ઉપર પૃ. ૧૯૨ માં 'आलु': દયાળ વગેરે.

**આણી** : (સં. બ્રાહ્મણ ગ્રંથોમાં 'आयन' લાગી વંશ બતાવાતો એનો આ વિકાસ છે) : ઉદાણી જેઠાણી અડવાણી કાલાણી વગેરે અવટંકો

**(ઈ)કું** (સં. ईय + क નો સંયોગ): પોતીકું બાપીકું; પછી 'ઉ'વાળાં રૂપ : બાપુકું.

**ઈલું** : (દ્વિ. ભૂ. કૃ. ના પ્રકારના 'इल्ल>ईल' પ્રકારના થોડા જ શબ્દોમાં): ઝેરીલું ખેદીલું ખારીલું હોંશીલું દૂષીલું હઠીલું રંગીલું તેજીલું મોઝીલું કોડીલું છોભીલું

**આઉ** : વગડાઉ અડયાઉ

**ઈ** : (इन्, ईय, इकનો વિકાસ) : માળી દેશી વગેરે.–પછી 'ભારી ડાબી અરાઢી ગુજરાતી મારવાડી મેવાડી' વગેરે

**ઈયું** : (સં. ईय, इकનો વિકાસ) : ગામડિયું ધામિયું હાટિયું વગેરે; નારીજાતિએ 'આ' : ગામડિયા સ્ત્રી

સંસ્કૃતમાં '**ईयस्**' પ્રત્યય પણ છે, પણ એવાં રૂપ ગુજરાતીમાં જાણીતાં નથી: 'પ્રેય' 'શ્રેય' વગેરે નામ તરીકે વપરાય છે.

(૯) શ્રેષ્ઠતાવાચક : **तम** ; 'તર'ની જેમ જ આ પણ લાગે છે અને પછી શ્રેષ્ઠતાનો અર્થ બતાવે છે : ગુરુતમ લઘુતમ મૃદુતમ અન્યતમ, અવ્યયોને પણ લગાડી : ઉત્તમ દૂરતમ

**इष्ठ** : જ્યેષ્ઠ લઘિષ્ઠ પાપિષ્ઠ કનિષ્ઠ શ્રેષ્ઠ વરિષ્ઠ ધનિષ્ઠ વગેરે સં. તત્સમ લેખે જાણીતાં છે. આના આભાસસામ્યે 'ગજ્યું' ઉપરથી સંસ્કૃતીકરણ લેખે 'ગરિષ્ઠ=ખૂબ ગજ્યું' એ અર્થમાં ગુજ.માં કવચિત્ વપરાય છે; બાકી 'ગરિષ્ઠ' તો 'ગુરુ'નું શ્રેષ્ઠતાદર્શક રૂપ છે.

(૧૦) લઘુતાવાચક : **क** : બાલક–બાળક અશ્વક બટુક

(૧૧) સ્વાર્થે : **क** : અર્થમાં કશો પણ વધારો ન કરે; જેમકે બાલક–બાળક છત્રાક પુત્રક; નારીજાતિએ : મૃત્તિકા વાલુકા વગેરે

**अ** : બાંધવ પ્રાજ્ઞ ('બંધુ' 'પ્રજ્ઞ' ઉપરથી)

**य** : ચાતુર્વર્ણ્ય માલ્ય સોદર્ય ('ચતુર્વર્ણ' 'માલા' 'સોદર=ભાઈ' ઉપરથી)

(૧૨) સર્વનામો ઉપરથી અવ્યય બનાવનાર :

**दा** (કાળવાચક) : યદા તદા કદા સદા સર્વદા ('યદ્' 'તદ્' 'કિમ્' 'સ' 'સર્વ' ઉપરથી)

**था** (રીતવાચક) : યથા તથા સર્વથા અન્યથા ('યદ્' 'તદ્' 'સર્વ' 'અન્યત્' ઉપરથી)

**त्र** (સ્થળવાચક) : સર્વત્ર અન્યત્ર એકત્ર ('સર્વ' 'અન્યત્' 'એક' ઉપરથી)

(૧૩) અવ્યયો ઉપરથી વિશેષણ બનાવનાર :

**तन** : ચિરંતન હ્યસ્તન શ્વસ્તન અદ્યતન સનાતન સદાતન પ્રાક્તન પુરાતન ('ચિરમ્' 'હ્યસ્ (ગઈકાલ)' 'શ્વસ્ (આવતી કાલ)' 'અદ્ય' 'સના–સદા' 'પ્રાચ્' 'પુરા' ઉપરથી)

(૧૪) તેને થયું છે-ના અર્થે (વિશેષણ) : **इत** : સુખિત દુઃખિત પુષ્પિત કંટકિત પુલકિત વગેરે ('સુખ' 'દુ:ખ' 'પુષ્પ' 'કંટક' 'પુલક' ઉપરથી)

(૧૫) સરખામણીને અર્થે (અવ્યયાત્મક) : **वत्** : મૂર્ખવત્ બ્રાહ્મણવત્ ('મૂર્ખના જેવું,' 'બ્રાહ્મણના જેવું')

સંસ્કૃતમાં આ ઉપરાંત પણ બીજા કેટલાક તદ્ધિત પ્રત્યયો છે, પણ ગુજરાતી ભાષામાં એ ખાસ ઉપયોગી નથી; ક્વચિત્ એવાં શબ્દરૂપ વપરાય તો એ તત્સમ-સ્વરૂપે જવલ્લેજ.

**ગુજરાતી દ્વૈતીયિક પ્રત્યયો** : કેટલાક ગુજરાતી પ્રત્યય સં. માંથી ઊતરી આવેલા છે, તો કેટલાક નવા જ ઊભા થયા છે. આ પ્રત્યયો નામ સર્વનામ વિશેષણોને લાગી ફરી નામ વિશેષણ અને ક્વચિત્ અવ્યયો ઊભાં કરે છે: જેમકે

(૧) સ્વામીપણું બતાવતા (વિશેષણ): **मंत-वंत** : જુઓ ઉપર પૃ. ૧૯૨.

**વાળું** (ઘણું કરી સં. पालक : > પ્રા. वालओ મૂળ.) તત્સમ-તદ્‌ભવ બધા જ 'બુદ્ધિવાળું ધનવાળું ગામવાળું ઝાંપાવાળું' વગેરે

**આળું** : ઉપરના 'વાળું'નું લાઘવ : છોગાળું રૂપાળું લટકાળું (થોડા જ શબ્દોમાં)

**આળુ** (સં. आलु જ) : કૃપાળુ દયાળુ ઈર્ષ્યાળુ વગેરે

**આળ** : જુઓ ઉપર પૃ. ૧૯૨ માં 'आलु' : દયાળ વગેરે.

**આણી** : (સં. બ્રાહ્મણ ગ્રંથોમાં 'आयन' લાગી વંશ બતાવાતો એનો આ વિકાસ છે) : ઉદાણી જેઠાણી અડવાણી કાલાણી વગેરે અવટંકો

**(ઈ)કું** (સં. ईय + क નો સંયોગ) : પોતીકું બાપીકું; પછી 'ઉ'વાળાં રૂપ : બાપુકું.

**ઈલું** : (દ્વિ. ભૂ. કૃ. ના પ્રકારના 'इल्ल>ईल' પ્રકારના થોડા જ શબ્દોમાં) : ઝેરીલું ખેદીલું ખારીલું હોંશીલું દૂષીલું હઠીલું રંગીલું તેજીલું મોઝીલું કોડીલું છોભીલું

**આઉ** : વગડાઉ અડબાઉ

**ઈ** : (इन्, ईय, इकनो વિકાસ) : માળી દેશી વગેરે.—પછી 'ભારી ડાહ્યી મરાઠી ગુજરાતી મારવાડી મેવાડી' વગેરે

**ઈયું** : (સં. ईय, इकनो વિકાસ) : ગામડિયું ધામિયું હાટિયું વગેરે; નારીજાતિએ 'આ' : ગામડિયા સ્ત્રી

સંસ્કૃતમાં '**ईयस्**' પ્રત્યય પણ છે, પણ એવાં રૂપ ગુજરાતીમાં જાણીતાં નથી: 'પ્રેય' 'શ્રેય' વગેરે નામ તરીકે વપરાય છે.

(૯) શ્રેષ્ઠતાવાચક : **तम** ; 'તર'ની જેમ જ આ પણ લાગે છે અને પછી શ્રેષ્ઠતાનો અર્થ બતાવે છે : ગુરુતમ લઘુતમ મૃદુતમ અન્યતમ, અવ્યયોને પણ લગાડી ; ઉત્તમ દૂરતમ

**इष्ठ** : જ્યેષ્ઠ લઘિષ્ઠ પાપિષ્ઠ કનિષ્ઠ શ્રેષ્ઠ વરિષ્ઠ ધનિષ્ઠ વગેરે સં. તત્સમ લેખે જાણીતાં છે. આના આભાસસામ્યે 'ગઠ્યુ' ઉપરથી સંસ્કૃતીકરણ લેખે 'ગરિષ્ઠ=ખૂબ ગઠ્યુ' એ અર્થમાં ગુજ.માં કવચિત્ વપરાય છે; બાકી 'ગરિષ્ઠ' તો 'ગુરુ'નું શ્રેષ્ઠતાદર્શક રૂપ છે.

(૧૦) લઘુતાવાચક : **क** : બાલક–બાળક અશ્વક બટુક

(૧૧) સ્વાર્થે : **क** : અર્થમાં કશો પણ વધારો ન કરે; જેમકે બાલક–બાળક છત્રાક પુત્રક; નારીજાતિએ ; મૃત્તિકા વાલુકા વગેરે

**अ** : બાંધવ પ્રાજ્ઞ ('બંધુ' 'પ્રજ્ઞ' ઉપરથી )

**य** : ચાતુર્વર્ણ્ય માલ્ય સોદર્ય ('ચતુર્વર્ણ' 'માલા' 'સોદર=ભાઈ' ઉપરથી )

(૧૨) સર્વનામો ઉપરથી અવ્યય બનાવનાર :

**दा** (કાળવાચક) : યદા તદા કદા સદા સર્વદા ('યદ્' 'તદ્' 'કિમ્' 'સ' 'સર્વ' ઉપરથી )

**था** (રીતવાચક) : યથા તથા સર્વથા અન્યથા ('યદ્' 'તદ્' 'સર્વ' 'અન્યત્' ઉપરથી)

**त्र** (સ્થળવાચક) : સર્વત્ર અન્યત્ર એકત્ર ('સર્વ' 'અન્યત્' 'એક' ઉપરથી)

(૧૩) અવ્યયો ઉપરથી વિશેષણ બનાવનાર :

**तन** : ચિરંતન હ્યસ્તન શ્વસ્તન અદ્યતન સનાતન સદાતન પ્રાક્તન પુરાતન ('ચિરમ્' 'હ્યસ્ (ગઈકાલ)' 'શ્વસ્ (આવતી કાલ)' 'અદ્ય' 'સના–સદા' 'પ્રાચ્' 'પુરા' ઉપરથી)

(૧૪) તેને થયું છે-ના અર્થે (વિશેષણ) : **इत** : સુખિત દુઃખિત પુષ્પિત કંટકિત પુલકિત વગેરે ('સુખ' 'દુઃખ' 'પુષ્પ' 'કંટક' 'પુલક' ઉપરથી)

(૧૫) સરખામણીને અર્થે (અવ્યયાત્મક) : **वत्** : મૂર્ખવત્ બ્રાહ્મણવત્ ('મૂર્ખના જેવું,' 'બ્રાહ્મણના જેવું')

સંસ્કૃતમાં આ ઉપરાંત પણ બીજા કેટલાક તદ્ધિત પ્રત્યયો છે, પણ ગુજરાતી ભાષામાં એ ખાસ ઉપયોગી નથી; ક્વચિત્ એવાં શબ્દરૂપ વપરાય તો એ તત્સમ-સ્વરૂપે જવલ્લેજ.

**ગુજરાતી દ્વૈતીયિક પ્રત્યયો** : કેટલાક ગુજરાતી પ્રત્યય સં. માંથી ઊતરી આવેલા છે, તો કેટલાક નવા જ ઊભા થયા છે. આ પ્રત્યયો નામ સર્વનામ વિશેષણોને લાગી ફરી નામ વિશેષણ અને ક્વચિત્ અવ્યયો ઊભાં કરે છેઃ જેમકે

(૧) સ્વામીપણું બતાવતા (વિશેષણ): **मंत-वंत** : જુઓ ઉપર પૃ. ૧૯૨.

**વાળું** (ઘણું કરી સં. पालक : > પ્રા. वालओ મૂળ.) તત્સમ-તદ્ભવ બધા જ 'બુદ્ધિવાળું ધનવાળું ગામવાળું ઝાંપાવાળું' વગેરે

**આળું** : ઉપરના 'વાળું'નું લાઘવ : છોગાળું રૂપાળું લટકાળું (થોડા જ શબ્દોમાં)

**આળુ** (સં. आलु જ) : કૃપાળુ દયાળુ ઈર્ષ્યાળુ વગેરે

**આળ** : જુઓ ઉપર પૃ. ૧૯૨ માં 'आलु' : દયાળ વગેરે.

**આણી** : (સં. બ્રાહ્મણ ગ્રંથોમાં 'आयन' લાગી વંશ બતાવાતો એનો આ વિકાસ છે) : ઉદાણી જેઠાણી અડવાણી કાલાણી વગેરે અવટંકો

**(ઈ)કું** (સં. ईय + क નો સંયોગ) : પોતીકું બાપીકું; પછી 'ઉ'વાળાં રૂપ : બાપુકું.

**ઈલું** : (દ્વિ. ભૂ. કૃ. ના પ્રકારના 'इल्ल>ईल' પ્રકારના થોડા જ શબ્દોમાં) : ઝેરીલું ખેદીલું ખારીલું હોંશીલું દૂપીલું હઠીલું રંગીલું તેજીલું મોઝીલું કોડીલું છોભીલું

**આઉ** : વગડાઉ અડબાઉ

**ઈ** : (इन्, ईय, इकનો વિકાસ) : માળી દેશી વગેરે.-પછી 'ભારી ડાધી મરાઠી ગુજરાતી મારવાડી મેવાડી' વગેરે

**ઈયું** : (સં. ईय, इकનો વિકાસ) : ગામડિયું ધામિયું હાટિયું વગેરે; નારીજાતિએ 'આ' : ગામડિયા સ્રી

સંસ્કૃતમાં 'ईयस्' પ્રત્યય પણ છે, પણ એવાં રૂપ ગુજરાતીમાં જાણીતાં નથી: 'પ્રેય' 'શ્રેય' વગેરે નામ તરીકે વપરાય છે.

(૯) શ્રેષ્ઠતાવાચક : **तम** ; 'તર'ની જેમ જ આ પણ લાગે છે અને પછી શ્રેષ્ઠતાનો અર્થ બતાવે છે : ગુરુતમ લઘુતમ મૃદુતમ અન્યતમ, અવ્યયોને પણ લગાડી : ઉત્તમ દૂરતમ

**इष्ठ** : જ્યેષ્ઠ લઘિષ્ઠ પાપિષ્ઠ કનિષ્ઠ શ્રેષ્ઠ વરિષ્ઠ ધનિષ્ઠ વગેરે સં. તત્સમ લેખે જાણીતાં છે. આના આભાસસામ્યે 'ગજ્યું' ઉપરથી સંસ્કૃતીકરણ લેખે 'ગરિષ્ઠ= ખૂબ ગજ્યું' એ અર્થમાં ગુજ.માં કવચિત્ વપરાય છે; બાકી 'ગરિષ્ઠ' તો 'ગુરુ'નું શ્રેષ્ઠતાદર્શક રૂપ છે.

(૧૦) લઘુતાવાચક : **क** : બાલક–બાળક અશ્વક બટુક

(૧૧) સ્વાર્થે : **क** : અર્થમાં કશો પણ વધારો ન કરે; જેમકે બાલક–બાળક છત્રાક પુત્રક: નારીજાતિએ ; મૃત્તિકા વાલુકા વગેરે

**अ** : બાંધવ પ્રાજ્ઞ ('બંધુ' 'પ્રજ્ઞ' ઉપરથી )

**य** : ચાતુર્વર્ણ્ય માલ્ય સોદર્ય ('ચતુર્વર્ણ' 'માલા' 'સોદર=ભાઈ' ઉપરથી )

(૧૨) સર્વનામો ઉપરથી અવ્યય બનાવનાર :

**दा** (કાળવાચક) : યદા તદા કદા સદા સર્વદા ('યદ્' 'તદ્' 'કિમ્' 'સ' 'સર્વ' ઉપરથી)

**था** (રીતવાચક) : યથા તથા સર્વથા અન્યથા ('યદ્' 'તદ્' 'સર્વ' 'અન્યત્' ઉપરથી)

**त्र** (સ્થળવાચક) : સર્વત્ર અન્યત્ર એકત્ર ('સર્વ' 'અન્યત્' 'એક' ઉપરથી)

(૧૩) અવ્યયો ઉપરથી વિશેષણ બનાવનાર :

**तन** : ચિરંતન હ્યસ્તન શ્વસ્તન અદ્યતન સનાતન સદાતન પ્રાક્તન પુરાતન ('ચિરમ્' 'હ્યસ્ (ગઈકાલ)' 'શ્વસ્ (આવતી કાલ)' 'અદ્ય' 'સના–સદા' 'પ્રાચ્' 'પુરા' ઉપરથી)

(૧૪) તેને થયું છે-ના અર્થે (વિશેષણ) : **इत** : સુખિત દુઃખિત પુષ્પિત કંટકિત પુલકિત વગેરે ('સુખ' 'દુઃખ' 'પુષ્પ' 'કંટક' 'પુલક' ઉપરથી)

(૧૫) સરખામણીને અર્થે (અવ્યયાત્મક) : **वत्** : મૂર્ખવત્ બ્રાહ્મણવત્ ('મૂર્ખના જેવું,' 'બ્રાહ્મણના જેવું')

સંસ્કૃતમાં આ ઉપરાંત પણ બીજા કેટલાક તદ્ધિત પ્રત્યયો છે, પણ ગુજરાતી ભાષામાં એ ખાસ ઉપયોગી નથી; ક્વચિત્ એવાં શબ્દરૂપ વપરાય તો એ તત્સમ-સ્વરૂપે જવલ્લેજ.

**ગુજરાતી દ્વૈતીયિક પ્રત્યયો** : કેટલાક ગુજરાતી પ્રત્યય સં. માંથી ઊતરી આવેલા છે, તો કેટલાક નવા જ ઊભા થયા છે. આ પ્રત્યયો નામ સર્વનામ વિશેષણોને લાગી ફરી નામ વિશેષણ અને ક્વચિત્ અવ્યયો ઊભાં કરે છે: જેમકે

(૧) સ્વામીપણું બતાવતા (વિશેષણ): **मंत–वंत** : જુઓ ઉપર પૃ. ૧૯૨.

**વાળું** (ઘણું કરી સં. पालक : > પ્રા. वालओ મૂળ.) તત્સમ–તદ્ભવ બધા જ 'બુદ્ધિવાળું ધનવાળું ગામવાળું ઝાંપાવાળું' વગેરે

**આળું** : ઉપરના 'વાળું'નું લાઘવ : છોગાળું રૂપાળું લટકાળું (થોડા જ શબ્દોમાં)

**આળુ** (સં. आलु જ) : કૃપાળુ દયાળુ ઈર્ષ્યાળુ વગેરે

**આળ** : જુઓ ઉપર પૃ. ૧૯૨ માં 'आलु' : દયાળ વગેરે.

**આણી** : (સં. બ્રાહ્મણ ગ્રંથોમાં 'आयन' લાગી વંશ બતાવાતો એનો આ વિકાસ છે) : ઉદાણી જેઠાણી અડવાણી કાલાણી વગેરે અવટંકો

(ઈ)**કું** (સં. ईय + क નો સંયોગ) : પોતીકું બાપીકું; પછી 'ઉ'વાળાં રૂપ : બાપુકું.

**ઈલું** : (દ્વિ. ભૂ. કૃ. ના પ્રકારના 'इल्ल>ईल' પ્રકારના થોડા જ શબ્દોમાં) : ઝેરીલું ખેદીલું ખારીલું હોંશીલું દૂધીલું હઠીલું રંગીલું તેજીલું મોઝીલું કોડીલું છોભીલું

**આઉ** : વગડાઉ અડબાઉ

**ઈ** : (इन्, ईय, इकનો વિકાસ) : માળી દેશી વગેરે.–પછી 'ભારી ડાશ્રી મરાઠી ગુજરાતી મારવાડી મેવાડી' વગેરે

**ઈયું** : (સં. ईय, इकનો વિકાસ) : ગામડિયું ધામિયું હાટિયું વગેરે; નારીજાતિએ 'આ' : ગામડિયા સ્ત્રી

સંસ્કૃતમાં '**ईयस्**' પ્રત્યય પણ છે, પણ એવાં રૂપ ગુજરાતીમાં જાણીતાં નથી: 'પ્રેય' 'શ્રેય' વગેરે નામ તરીકે વપરાય છે.

(૯) શ્રેષ્ઠતાવાચક : **तम** ; 'તર'ની જેમ જ આ પણ લાગે છે અને પછી શ્રેષ્ઠતાનો અર્થ બતાવે છે : ગુરુતમ લઘુતમ મૃદુતમ અન્યતમ, અવ્યયોને પણ લગાડી : ઉત્તમ દૂરતમ

**इष्ठ** : જ્યેષ્ઠ લઘિષ્ઠ પાપિષ્ઠ કનિષ્ઠ શ્રેષ્ઠ વરિષ્ઠ ધનિષ્ઠ વગેરે સં. તત્સમ લેખે જાણીતાં છે. આના આભાસસામ્યે 'ગળ્યું' ઉપરથી સંસ્કૃતીકરણ લેખે 'ગરિષ્ઠ= ખૂબ ગળ્યું' એ અર્થમાં ગુજ.માં ક્વચિત્ વપરાય છે; બાકી 'ગરિષ્ઠ' તો 'ગુરુ'નું શ્રેષ્ઠતાદર્શક રૂપ છે.

(૧૦) લઘુતાવાચક : **क** : બાલક–બાળક અશ્વક બટુક

(૧૧) સ્વાર્થે : **क** : અર્થમાં કશો પણ વધારો ન કરે; જેમકે બાલક–બાળક છત્રાક પુત્રક; નારીજાતિએ ; મૃત્તિકા વાલુકા વગેરે

**अ** : બાંધવ પ્રાજ્ઞ ('બંધુ' 'પ્રજ્ઞ' ઉપરથી )

**य** : ચાતુર્વર્ણ્ય માલ્ય સોદર્ય ('ચતુર્વર્ણ' 'માલા' 'સોદર=ભાઈ' ઉપરથી )

(૧૨) સર્વનામો ઉપરથી અવ્યય બનાવનાર :

**दा** (કાળવાચક) : યદા તદા કદા સદા સર્વદા ('યદ્' 'તદ્' 'કિમ્' 'સ' 'સર્વ' ઉપરથી )

**था** (રીતવાચક) : યથા તથા સર્વથા અન્યથા ( 'યદ્' 'તદ્' 'સર્વ' 'અન્યત્' ઉપરથી)

**त्र** (સ્થળવાચક) : સર્વત્ર અન્યત્ર એકત્ર ('સર્વ' 'અન્યત્' 'એક' ઉપરથી)

(૧૩) અવ્યયો ઉપરથી વિશેષણ બનાવનાર :

**तन** : ચિરંતન હ્યસ્તન શ્વસ્તન અદ્યતન સનાતન સદાતન પ્રાક્તન પુરાતન ('ચિરમ્' 'હ્યસ્ (ગઈકાલ)' 'શ્વસ્ (આવતી કાલ)' 'અદ્ય' 'સના–સદા' 'પ્રાચ્' 'પુરા' ઉપરથી)

(૧૪) તેને થયું છે-ના અર્થે (વિશેષણ) : **इत** : સુખિત દુઃખિત પુષ્પિત કંટકિત પુલકિત વગેરે ('સુખ' 'દુ:ખ' 'પુષ્પ' 'કંટક' 'પુલક' ઉપરથી)

(૧૫) સરખામણીને અર્થે (અવ્યયાત્મક) : **वत्** : મૂર્ખવત્ બ્રાહ્મણવત્ ('મૂર્ખના જેવું,' 'બ્રાહ્મણના જેવું')

સંસ્કૃતમાં આ ઉપરાંત પણ બીજા કેટલાક તદ્ધિત પ્રત્યયો છે, પણ ગુજરાતી ભાષામાં એ ખાસ ઉપયોગી નથી; ક્વચિત્ એવાં શબ્દરૂપ વપરાય તો એ તત્સમ–સ્વરૂપે જવલ્લેજ.

**ગુજરાતી દ્વૈતીયિક પ્રત્યયો** : કેટલાક ગુજરાતી પ્રત્યય સં. માંથી ઊતરી આવેલા છે, તો કેટલાક નવા જ ઊભા થયા છે. આ પ્રત્યયો નામ સર્વનામ વિશેપણોને લાગી ફરી નામ વિશેપણ અને ક્વચિત્ અવ્યયો ઊભાં કરે છે: જેમકે

(૧) સ્વામીપણું બતાવતા (વિશેષણ): **मंत–वंत** : જુઓ ઉપર પૃ. ૧૯૨.

**વાળું** (ઘણું કરી સં. पालक : > प्रा. वालओ મૂળ.) તત્સમ–તદ્ભવ બધા જ 'બુદ્ધિવાળું ધનવાળું ગામવાળું ઝાંપાવાળું' વગેરે

**આળું** : ઉપરના 'વાળું'નું લાઘવ : છોગાળું રૂપાળું લટકાળું (થોડા જ શબ્દોમાં)

**આળુ** (સં. आलु જ): કૃપાળુ દયાળુ ઈર્ષ્યાળુ વગેરે

**આળ** : જુઓ ઉપર પૃ. ૧૯૨ માં 'आलु': દયાળ વગેરે.

**આણી** : (સં. બ્રાહ્મણ ગ્રંથોમાં 'आयन' લાગી વંશ બતાવાતો એનો આ વિકાસ છે) : ઉદાણી જેઠાણી અડવાણી કાલાણી વગેરે અવટંકો

(ઈ)**કું** (સં. ईय + क નો સંયોગ): પોતીકું બાપીકું; પછી 'ઉ'વાળાં રૂપ : બાપુકું.

**ઈલું** : (દ્વિ. ભૂ. કૃ. ના પ્રકારના 'इल्ल>ईल' પ્રકારના થોડા જ શબ્દોમાં): ઝેરીલું ખેદીલું ખારીલું હોંશીલું દૂષીલું હઠીલું રંગીલું તેજીલું મોઝીલું કોડીલું છોભીલું

**આઉ** : વગડાઉ અડબાઉ

**ઈ** : (इन्, ईय, इकनो વિકાસ) : માળી દેશી વગેરે.–પછી 'ભારી ડાધી મરાઠી ગુજરાતી મારવાડી મેવાડી' વગેરે

**ઈયું** : (સં. ईय, इकनो વિકાસ) : ગામડિયું ધામિયું હાટિયું વગેરે; નારીજાતિએ 'આ' : ગામડિયા સ્ત્રી

સંસ્કૃતમાં '**ઈયસ્**' પ્રત્યય પણ છે, પણ એવાં રૂપ ગુજરાતીમાં જાણીતાં નથી: 'પ્રેય' 'શ્રેય' વગેરે નામ તરીકે વપરાય છે.

(૯) શ્રેષ્ઠતાવાચક : **तम** ; 'તર'ની જેમ જ આ પણ લાગે છે અને પછી શ્રેષ્ઠતાનો અર્થ બતાવે છે : ગુરુતમ લઘુતમ મૃદુતમ અન્યતમ, અવ્યયોને પણ લગાડી ; ઉત્તમ દૂરતમ

**इष्ठ** : જ્યેષ્ઠ લઘિષ્ઠ પાપિષ્ઠ કનિષ્ઠ શ્રેષ્ઠ વરિષ્ઠ ધનિષ્ઠ વગેરે સં. તત્સમ લેખે જાણીતાં છે. આના આભાસસામ્યે 'ગળ્યુ' ઉપરથી સંસ્કૃતીકરણ લેખે 'ગરિષ્ઠ=ખૂબ ગળ્યુ' એ અર્થમાં ગુજ.માં કવચિત્ વપરાય છે; બાકી 'ગરિષ્ઠ' તો 'ગુરુ'નું શ્રેષ્ઠતાદર્શક રૂપ છે.

(૧૦) લઘુતાવાચક : **क** : બાલક–બાળક અશ્વક બટુક

(૧૧) સ્વાર્થે : **क** : અર્થમાં કશો પણ વધારો ન કરે; જેમકે બાલક–બાળક છત્રાક પુત્રક; નારીજાતિએ : મૃત્તિકા વાલુકા વગેરે

**अ** : બાંધવ પ્રાજ્ઞ ('બંધુ' 'પ્રજ્ઞ' ઉપરથી )

**य** : ચાતુર્વર્ણ્ય માલ્ય સોદર્ય ('ચતુર્વર્ણ' 'માલા' 'સોદર=ભાઈ' ઉપરથી )

(૧૨) સર્વનામો ઉપરથી અવ્યય બનાવનાર :

**दा** (કાળવાચક) : યદા તદા કદા સદા સર્વદા ('યદ્' 'તદ્' 'કિમ્' 'સ' 'સર્વ' ઉપરથી )

**था** (રીતવાચક) : યથા તથા સર્વથા અન્યથા ('યદ્' 'તદ્' 'સર્વ' 'અન્યત્' ઉપરથી)

**त्र** (સ્થળવાચક) : સર્વત્ર અન્યત્ર એકત્ર ('સર્વ' 'અન્યત્' 'એક' ઉપરથી)

(૧૩) અવ્યયો ઉપરથી વિશેષણ બનાવનાર :

**तन** : ચિરંતન હ્યસ્તન શ્વસ્તન અદ્યતન સનાતન સદાતન પ્રાક્તન પુરાતન ('ચિરમ્' 'હ્યસ્ (ગઈકાલ)' 'શ્વસ્ (આવતી કાલ)' 'અદ્ય' 'સના–સદા' 'પ્રાચ્' 'પુરા' ઉપરથી)

(૧૪) તેને થયું છે-ના અર્થે (વિશેષણ) : **इत** : સુખિત દુઃખિત પુષ્પિત કંટકિત પુલકિત વગેરે ('સુખ' 'દુ:ખ' 'પુષ્પ' 'કંટક' 'પુલક' ઉપરથી)

વટ ; (–વટય;નારી') (સં. वृत्ति) : ધરવટ સગાવટ સાચવટ

ક : 'ઠંડક' 'ટાઢક' બે શબ્દો

ડી : 'મરડી' એક શબ્દ; 'ગંદકી'માં તો ફારસી 'ગી' છે.

વાડ : (–વાડય; નારી.) 'એઠવાડ–ગંદવાડ'માં નર. નારી; 'મંદવાડ'માં નર. વાડો : ગંદવાડો. (આનો સંબંધ સં. पाटकः>પા. वाडओ>અપ. वाडउ સાથે.)

આડો : (સં.–वाटक નો સંબંધ; નર.) : અખાડો ધુમાડો નીંભાડો –લીંભાડો સંધાડો

આરો : (સં. आकार અંગનો સંબંધ. નારી.) : ધુજારો મૂંઝારો ધસારો વસારો લવારો લખલખારો. આરી (નારી.) : ધુજારી કંપારી લવારી

ઊતી : (સં. वृत्ति માંથી એક શકયતા) : 'સમજૂતી' એક શબ્દ: આનું લાઘવથી 'સમજૂત' પણ વપરાય છે. (હિંદીમાં વધુ ઉદાહરણો છે: समझौती बुझौती मनौति चुकौती भरौती)

વટો : (સં. वृत्त સાથે સંબંધ) : ભોગવટો દેશવટો; છતાં 'વહીવટ'માં માત્ર વટ છે.

લઘુતાવાચક ઉ (સં. क પ્રત્યયનો વિકાસ) : વામણું નમણું

ક (અર્વાચીન ભૂમિકામાં નવેસર) : કરતું–ક–ને આવતો–ક–ને; વળી "થોડુંક લગારેક લગરીક જરાક' વગેરે

કુ (વિશે.) : નાનકું ટીણકું હરણકું પરડકું(=નાનો સાપ) પોટકું

ઇયો : (નર.) નારણિયો મોતિયો નાનિયો

ઇયું (નાન્ય.): સરવરિયું નાળિયું છાલિયું હરણિયું

લુ (અપ. उल्ल પ્રત્યયનો વિકાસ; જરૂર પ્રમાણે 'લો–લી–લું') : મૃગલું એડલું ઓટલો ચોટલી ગાડલું ગોધલો હરણલું પોટલું–પોટલી–પોટલો ઓટલો–ઓટલી રોટલો–રોટલી મોરલો ચોડલી મઢૂલી(નારી.) ધડૂલો

વું (સ્વાર્થે 'क'ના વિકાસમાં; (જરૂર પ્રમાણે 'વો–વી–વું') : ઝાડવું ચાડવો લાડવો છોડવો ચરવી

ટ–ઠું : ચોરાટ–ચોરાંટ ખુરાટ–ખુરાંટ વચટ પોચટ ચોરટો–ચોલટો ભામટો છાકટો ખાખટી (ખાખડી પણ)

નું : (સં. कर्ण>कन्न નો વિકાસ) : છઠ્ઠી વિભક્તિના અર્થનો અનુગ બધાં જ નામોને અને 'હું' 'તું' 'અમે' 'તમે' સિવાયનાં સર્વનામોને

રું (સાર્વનામિક અપ. केरउનો વિકાસ) : મારું તારું અમારું તમારું ઉપરની જ રીતે વિશેષણાત્મક બની રહે છે.

(૨) ભાવવાચક : **આઈ** (વૈદિક ताति પ્રત્યયનો વિકાસ; નારી.) : વિશેષણ ઉપરથી મુખ્યત્વે બને છે, ઉપરાંત ક્વચિત્ સામાન્ય નામ ઉપરથી પણ બને છે; જેમકે 'મોટાઈ મર્દાઈ લુચ્ચાઈ ચતુરાઈ ઊંચાઈ ઊંડાઈ સજાઈ ગરીબાઈ પહોળાઈ' અને 'માણસાઈ ગધેડાઈ' વગેરે

**આશ** : (આશ્ય, વિકાસ સ્પષ્ટ નથી, નારી.) : સ્વાદ અને રંગવાચક વિશેષણોને) : ખારાશ ખટાશ કડવાશ મીઠાશ તીખાશ કાળાશ રતાશ પીળાશ ધોળાશ લીલાશ

**આણ** : (નાન્ય.) : (માપ બતાવે) : લંબાણ ઊંડાણ નીચાણ ઊંચાણ ટૂંકાણ પોલાણ ખોયાણ ('ખોયું'=ઊંડું ઉપરથી)

**આણ** : ('આણ્ય', નારી.) : કડવાણ

**આટ** : (નર.) ; ખારાટ ગરમાટ

**આણું** ('આણ' નાન્ય.નો વિકાસ) : જૂઠાણું

**તન**, તણ (સં. વૈ. त्वन>અપ. त्तण દ્વારા) : શૂરાતન હેવાતણ પુરુપાતન

**આટો** ; (નર.) ; ગરમાટો ઘુમાટો સપાટો ઝપાટો

**ઓટી** : (સં. वृत्ति>પ્રા. वट्टी સાથે સંબંધ) (નારી.) : હથોટી

**આપો** (નર.) : બુઢાપો ઘરડાપો બળાપો અંધાપો

પ ('-પ્ય; નારી.) (સં. 'त्व' ઉપરથી) : મોટપ ઊણપ કૂણપ સારપ ભોંઠપ હીણપ

મ ('મ્ય' નારી.): (સં. इमन् ઉપરથી) : નાનમ મોટમ

પણ (સં. વૈ. 'त्वन' ઉપરથી) : શાણપણ ડહાપણ ઘડપણ ગાંડપણ મોટપણ નાનપણ વગેરે

પણું (નાન્ય.) (સં. વૈ. 'त्वन' ઉપરથી) : બધા જ પ્રકારનાં ગુણવાચક વિશેષણો સર્વનામો, અને સામાન્ય-વિશેષ નામોને 'त्व' અને 'ता'ની જેમ ગુજ.માં 'પણું' લાગી શકે છે.

**વાર** : (ફારસી) : ઉમેદવાર તકસીરવાર

**દાર** (ફારસી) : દુકાનદાર ઈનામદાર ફોજદાર સૂબેદાર જમાદાર ચોપદાર હવાલદાર

(૨) ને લગતું–એ અર્થે (વિશેષણ) **ઈ** (ફારસી અને અરબી) : જંગલી અરબી ફારસી હિંદવી શહેરી પારસી અંગ્રેજી ઈશાઈ શાહી

(૩) ભાવવાચક (નામ) : **ઈ** (નારી.) : હોશિયારી ચાલાકી નેકી હરામી લબાડી ખૂબી દોસ્તી સોદાગરી બાદશાહી ફકીરી ગમગીની

**તી** (નારી.) : કમતી જાસ્તી

**ગી** (નારી.) : બંદગી તાજગી

આ ઉપરાંત પણ કોઈ કોઈ પ્રત્યય છે, પણ તત્સમ પૂરતા જ મર્યાદિત છે.

(૪) અવ્યય બનાવનાર : **વાર** (=પ્રમાણે–ના ક્રમે) : બયાનવાર તફસીલવાર કોમવાર ઘરવાર એમ વ્યાપક રીતે ગુજ. માં વપરાય છે.)

**પ્રકીર્ણ :**

(૧) આ ઉપરાંત ગુજરાતીમાં વિકસેલા 'અનુગ' પ્રકારના : (સં. માંથી આવેલા ગુજ.) : **સર** ('હેતુ' બતાવવા) : કામસર હેતુસર માપસર નિયમસર કાયદાસર ધોરણસર વગેરે

(૨) (સં.માંથી આવેલા ગુજ.) : **ભર–ભેર** ('બધું' 'ભરેલું' અર્થ બતાવનાર) : જગતભર હર્ષભર–હર્ષભેર

કૃત્ અને તદ્ધિત પ્રત્યયોની આજની સ્થિતિ લગભગ મર્યાદિત પ્રકારની છે અને અમુક અમુક શબ્દોમાં જ જાણીતી છે; બેશક, 'વાળું' 'પણું' જેવાં એવાં છે કે જે સર્વત્ર ઉપયોગમાં આવે છે.

## ૩. વ્યુત્પત્તિ–પરિચય :

'ગુજર ભાખા' કે 'મધ્યકાલીન ગુજરાતી ભાષા'ના વિકાસમાં આપણે સ્પષ્ટ જોઈ શકયાં છિયે કે આપણી પાસે ગુજરાતી ભાષાનું અર્વાચીન સ્વરૂપ સ્થપાયા સુધીમાં એક વિશાળ સંક્રમણ–પરંપરા વિસ્તરેલી છે. આદિમ ભારત–આર્ય ભાષાભૂમિકાથી લઈ આજ સુધીમાં તે તે સ્વર કે તે તે વ્યંજન તે તેના સ્વરૂપમાં પણ રહેલો જોવામાં આવે છે, તો થોડા કે ઝાઝા

. ડું (અપ. अड પ્રત્યયનો વિકાસ; જરૂર પ્રમાણે 'ડો-ડી-ડુ'): મુખડું બાલુડું આંખડી વાંસડો પંખીડું ઠાકરડો ઠાકરડી રાતડી છાંયડો વેલડી ઢોલડી મદૂલડી મરકલડો દેગડો દેગડી

**નોંધ**: આ 'ડુ' પ્રત્યયની પહેલાં મધુરતા બતાવવા 'લ' ઉમેરવામાં આવે છે: રાતડી-રાતલડી આંખડી-આંખલડી ચૂંદડી-ચૂંદલડી સેજડી-સેજલડી વાટડી-વાટલડી વગેરે. આવા શબ્દોમાં સર્વત્ર **લડ** હોય છે; **ડલ** ઉચ્ચારી શકાતા નથી. કેટલીક વાર પ્રથમથી જ **લ** લાગ્યો હોય છે, જેને પછી 'ડુ' લાગ્યો હોય છે; જેમકે સાહેલી-સાહેલડી એકલો-એકલડો વાંસળી-વાંસલડી વગેરે

(૪) અનિશ્ચિત અર્થે: **એક** અથવા **ક** (સંખ્યાવાચક વિશેષણોને; સંભવ છેકે સં. एक માંથી મળ્યો હોય): બેક ત્રણેક ચારેક પાંચેક છએક-છક વગેરે.

**કું-કો**: (સં. क પ્રત્યયનો જ વિકાસ): એકકું-એકું-એક્કો-એકો છક-છકકું-છક્કો, પાંચીકો દસકો વીસકો સૈકું-સૈકો. **કી** (નારી.): એકીએકી

(૫) તુલનાવાચક: **એરું**: (સં. तर ઉપરથી): ઘણેરું મોંઘેરું નાનેરું મોટેરું તીખેરું ઊંચેરું નીચેરું વડેરું ઘરડેરું સોંઘેરું (આ સૌરાષ્ટ્રમાં ગ્રામીણોમાં વ્યાપક છે.)-બધાં વિશેષણોમાં વ્યાપક નથી.

(૬) સાર્વનામિક પ્રત્યયો: (૧) સાતમી વિભક્તિ-અર્થનાં 'જ્યાં ક્યાં ત્યાં. અહિંયાં'-માં અપ.નો ૫મી વિભક્તિનો હાં વિકસી આવ્યો છે, તો 'જહીં તહીં અહીં' માં અપ.નો ૭મી વિભક્તિનો હિં પ્રત્યય જ પડ્યો છે. (૨) 'જ્યારે ત્યારે અત્યારે' માં તો जि-वारइ દ્વારા जिहारइ વગેરે થતાં વિકાસ છે. આ બધાંમાં હશ્રુતિ મૂળમાં હતી તેણે સ્વરોને જ મહાપ્રાણિત બનાવ્યા છે.

**અરબી-ફારસી દ્વૈતીયિક પ્રત્યયો**: ગુજરાતીમાં સ્વીકારવામાં આવેલા અરબી-ફારસી શબ્દોએ પણ આપણને આવા થોડા પ્રત્યય આપ્યા છે:-

(૧) સ્વામીપણું બતાવવા: (વિશેષણ) **મંદ** (ફારસી): અક્કલમંદ દોલતમંદ ('દોલતવાળું' વગેરે અર્થે)

**યાર**: (ફારસી): હોશિયાર બખત્યાર મુખત્યાર

**વર**: (ફારસી): જાનવર જોરાવર

| | विषमकम् | विशमअं | विसमउं | વસમું |
|---|---|---|---|---|
| | *विमानकम् | विहाणअं | विहाणउं | વહાણું (વા:ણું) |
| | *विलग्यति | विलग्गइ | विलग्गइ | વળગે |
| उ : | उपवासः | ... | ... | અપવાસ |
| | उपाश्रयः | ... | ... | અપાસરે। |
| | कुङ्कुमम् | कुंकुमं | कुंकुमु | કંકુ |
| | कुटुम्बिकः | कुडुंबिओ | कुडुंबिउ | કણબી |
| | कौसुम्भकः | कुसुंभओ | कुसुंभउ | કસુંબો |
| | કુસૂર (અર.) | ... | ... | કસૂર |
| | खुरिका | खुरिआ | खुरिअ | ખરી |
| | गुडुची | गलोई | गलोइ | ગળો |
| | क्षुरकः | छुरओ | छुरउ | છરો |
| | જુરૂર (અર.) | ... | ... | જરૂર |
| | તુમાશા (ફા.) | ... | ... | તમાશો |
| | तुष्मे (वै.) | तुम्हे | तुम्हे,-म्हइं | તમે (ત:મે) |
| | द्विवेदः | *दुवेओ | *दुवेउ | દવે |
| | धुरा | धुरा | धुर | ધર |
| | धुरालुः | धुरालू | *धुरालु | ધરાળ |
| | पुटकः | पुडओ | पुडउ | પડો |
| | पुनर् | पुणो | पुणु | પણ |
| | द्विपुटकम् | बेवडअं | बेवडउं | બેવડું |
| | મુર્દેહ (ફા.) | ... | ... | મડદું |
| | *लुनति | लुणइ | लुणइ | લણે |
| | सुपुत्रः | सुपुत्तो | सुपुत्तु | સપૂત |

**(૨) મધ્યમાં इ=अ, उ=अ :**

| | | | | |
|---|---|---|---|---|
| इ : | ... | उड्डिद्दो | उड्डिद्दु | અડદ |
| | कठिनम् | ... | ... | કઠણ |
| | कुट्टिनिका | कुट्टिणिआ | कुट्टिणिअ | કૂટણી |
| | गर्भिणिका | गब्भिणिआ | गब्भिणिअ | ગાભણી |
| | त्वरितम् | ... | ... | તરત, તુરત |

| | | | | |
|---|---|---|---|---|
| | तित्तिरम् | तित्तिरं | तित्तिरु | તેતર |
| | पूर्णिमा | पुन्निमा | पुन्निम | પૂનમ |
| | मार्गशिराः | मग्गसिरो | मग्गसिरु | માગસર |
| | वाणिज्यम् | वाणिज्जं | वाणिज्जु | વણજ |
| | वैरिणी | वेरिणी | वेरिणि | વેરણ |
| | हरिणम् | हरिणं | हरिणु | હરણ |
| | हरिद्रा | हलिद्दा | ... | હળદર |
| ई>इ : | निरीक्षते | निरिक्खइ | निरिक्खइ | નીરખે |
| | परीक्षते | परिक्खइ | परिक्खइ | પરખે |
| | परीक्षा | परिक्खा | परिक्ख | પરખ |
| उ : | अगुरुः | ... | ... | અગર |
| | आकुलकः | आकुलओ | आकुलउ | આકળો |
| | अङ्गुलिका | अंगुलिआ | अंगुलिअ | આંગળી |
| | उन्दुरुः | उंदुरू | उंदुरु | ઉંદર |
| | ... | कुड्डुच्छओ | कुड्डुच्छउ | કડછો |
| | कर्बुरकम् | कब्बुरअं | कब्बुरउं | કાબરું |
| | कुक्कुटक. | कुक्कुडओ | कुक्कुड उ | કૂકડો |
| | गुग्गुलः | गुग्गुलो | गुग्गुलु | ગૂગળ |
| | चतुर्गुणकम् | चउग्गुणअं | चउग्गुणउं | ચોગણું |
| | पङ्गुलकः | पंगुलओ | पंगुलउ | પાંગળો |
| | फाल्गुनः | फग्गुणो | फग्गुणु | ફાગણ |
| | मानुषः | माणुसो | माणुसु | માણસ |
| | मत्कुणः | मंक्कुणो | मक्कुणु | માંકડ |
| | मुकुटः | .. | ... | મુગટ |
| | જુઓ ઉપર : | | | ખેવડું |
| | लशुनम् | लसुणं | लसुणु | લસણ |
| | वागुरिकः | ... | ... | વાઘરી |
| | विद्युत् | विज्जू, विज्जुलिआ | विज्जु, विज्जुलिअ | વીજ, વીજળી |
| | संबुध्यते | संबुज्झइ | संबुज्झइ | સમજે |
| | श्वशुरकः | ससुरओ | ससुरउ | સસરો |
| | हिङ्गुलकः | हिंगुलओ | हिंगुलउ | હીંગળો |

ऋ: જુઓ ઉપર: વસ્તુ

(૩) અંત્ય इ=अ, उ=अ:

| | | | | |
|---|---|---|---|---|
| इ: | अक्षि (નપું.) | अक्खी | अक्खि | આંખ (સ્રી.) |
| | अग्निः (પું.) | अग्गी | अग्गि | આગ (સ્રી.) |
| | अर्चिस् | अच्ची | अच्चि | આંચ |
| | कुक्षिः | कुक्खी | कुक्खि | કૂખ |
| | ग्रन्थिः (પું.) | गंठी | गंठि | ગાંઠ (સ્રી.) |
| | पङ्क्तिः | पंती | पंति | પાંત |
| | मसिः | मसी | मसि | મસ, મેસ |
| | वर्त्तिः | वट्टी | वट्टि | વાટ (=દિવેટ) |

સં. जाति भाति रीति गति વગેરે શબ્દોના અર્વા. તદ્‌ભવોમાં 'જાત' 'ભાત' 'રીત' 'ગત' વગેરેમાં અંતે અકાર છે તે વસ્તુસ્થિતિએ લઘુપ્રયત્ન યકાર છે એ ધ્યાનમાં રાખવું.

| | | | | |
|---|---|---|---|---|
| ई > इ: | कटी | कडी | कडि | કડ, કેડ |
| | गर्भिणी | गब्भिणी | गब्भिणि | ગાભણ |
| | गाली | गाली | गालि | ગાળ |
| | चतुर्थी | चउत्थी | चउत्थि | ચોથ |
| | धमनी | धमणी | धमणि | ધમણ |
| | पाली | पाली | पालि | પાળ |
| | भगिनी | बहिणी | बहिणि | બહેન (બેન) |
| | वल्ली | वल्ली | वल्लि | વેલ |

હ્રસ્વ इ અને દીર્ઘ ઈવાળા સં. શબ્દોમાંથી ગુજરાતીમાં અકારાંત બને છે તે બધા જ શબ્દોમાં હકીકતે તો લઘુપ્રયત્ન 'य' નું જ શ્રવણ થાય છે, ભલે લેખનમાં એ આજે બતાવવામાં આવતો ન હોય. આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનનાં અપભ્રંશ-ભૂમિકામાં હ્રસ્વ ઇકારાંત રૂપ થાય છે તે ગુજરાતીમાં લેખનમાં અકારાંત કરવામાં આવે છે, પણ સર્વત્ર લઘુપ્રયત્ન य શ્રવણ થાય છે: અપ. 'करि > કરય, पालि > પાળ્ય' વગેરે જેવાં રૂપો. ભવિષ્યકાળનાં રૂપોમાં મધ્યવર્તી સ્થિતિમાં એવા ઈનો ज લખાય છે ત્યાં પણ આ સ્થિતિ છે; જેમકે અપ. करिस्सइ > કરયશે. करिस्सउं~ કરયશીં

करिस्सहुं > કરયશું (તળ-ગુજરાતમાં 'કરીશું'). હેત્વર્થ કે સામાન્ય કૃદંતમાં પણ અપ. एव्व(સં. तव्य)ના વિકાસમાં પ્રથમ તો 'કરેવૂ' પછી 'કરિવૂ' થયે 'કરયવુ' ઉચ્ચારણ, જોકે લખાય છે 'કરવુ'. બધાં જ ક્રિયાપદનાં રૂપોમાં આ સ્થિતિ એકસરખી છે.

| | | | | |
|---|---|---|---|---|
| उ : | જુઓ | 'અગર' | | |
| | गुरुः | .. | ... | ગોર |
| | देवदारुः | ... | ... | દેવદાર |
| | भानुः | भाणू | भाणु | ભાણુ |
| | मधु | ... | ... | મધ |
| | मृत्युः | ... | ... | મોત |
| | विद्युत् | विज्जू | विज्जु | વીજ |

પુંલ્લિગ તેમજ નપુંસકલિંગ શબ્દોને અંતે વ્યંજનમાં અપભ્રંશમાં ૧ લી–૨ જી એ. વ. નો જે પ્રત્યય 'उ' છે તે પ્રત્યય મધ્ય. ગુજરાતીમાં ઘસાતો ચાલતાં અકારના રૂપમાં સ્થાપિત થઈ જાય છે. ઉપરના શબ્દોમાં અકારાંત રૂપોનાં અપભ્રંશ રૂપો જોવાથી એ સ્પષ્ટ થશે.

## ૨. સંયોગલોપ અને પૂર્વસ્વરદીર્ઘત્વ :

નવ્ય ભારત-આર્ય ભાષાઓની આ એક વિશિષ્ટ લાક્ષણિકતા છે. 'અપભ્રંશ' સુધી, બહુ જ થોડા અપવાદે, જ્યાં જ્યાં મધ્યવર્તી (કે શબ્દાંતે) સંયુક્ત વ્યંજનો હતા તે ઉત્તરકાલીન અપભ્રંશમાં ઘસાઈ પરસવર્ણ કે પૂર્વસવર્ણ વ્યંજનના રૂપમાં સ્થિર થયે જતા હતા. આ પ્રક્રિયામાં વ્યંજન એકલો થતાં, મોટે ભાગે, પૂર્વનો સ્વર દીર્ઘ થવાનો આરંભ થઈ ચૂક્યો હતો. આપણી 'ગુજર ભાખા' કે 'મધ્યકાલીન ગુજરાતી' વિકસિત થઈ ત્યાં-સુધીમાં આ પ્રક્રિયા પૂર્ણપણે સ્થાપિત થઈ ચૂકી હતી. નીચે એ વિકાસ જોવા મળશે :

| | | | | |
|---|---|---|---|---|
| अ=आ : | अद्य | अज्ज | अज्जु | આજ |
| | अष्टा | अट्ठा | अट्ठ | આઠ |
| | अस्तमेति | अत्थमेइ | अत्थमइ | આથમે |
| | अर्पयति | अप्पेइ | अप्पइ | આપે |
| | अर्बुदः | अब्बुओ | अब्बुउ | આબુ |
| | कर्कटिका | कक्कडिआ | कक्कडिअ | કાકડી |

| | | | |
|---|---|---|---|
| कक्षः | कच्छो | कच्छु | કાછ |
| कज्जलम् | कज्जलं | कज्जलु | કાજળ |
| कर्णः | कन्नो | कन्नु | કાન |
| कर्म | कम्मं | कम्मु | કામ |
| खट्वा | खट्टा | खट्ट | ખાટ |
| गर्जति | गज्जइ | गज्जइ | ગાજે |
| गर्भः | गब्भो | गब्भु | ગાભ |
| गल्लः | गल्लो | गल्लु | ગાલ |
| घर्मः | घम्मो | घम्मु | ઘામ |
| चक्रम् | चक्कं | चक्कु | ચાક (પું.) |
| चत्वरम् | चच्चरं | चच्चरु | ચાચર |
| चर्मककम् | चम्मअअं | चम्मडउं | ચામડું |
| *अध्यध्यकम् | *अज्झज्झअं | *अज्झज्झउं | ઝાઝું |
| झल्लरी | झल्लरी | झल्लरि | ઝાલર |
| दह्यते | दज्झइ | दज्झइ | દાઝે |
| नग्नकम् | नग्गअं | नग्गउं | નાગું |
| नष्टकम् | नट्ठअं | नट्ठउं | નાઠું |
| नश्यति | नस्सइ | नस्सइ | નાસે |
| पक्वम् | पक्कअं | पक्कउं | પાકું |
| प्रस्तरति | पत्थरइ | पत्थरइ | પાથરે |
| पर्पटः | पप्पडो | पप्पडु | પાપડ |
| स्पर्शः | पस्सो | पस्सु | પાસ |
| भक्तः | भत्तो | भत्तु | ભાત |
| मस्तकम् | मत्थअं | मत्थउं | માથું |
| रक्तकम् | रत्तअं | रत्तउं | રાતું |
| लज्जा | लज्जा | लज्ज | લાજ |
| वन्ध्या | वंझा | वंझ | વાંઝ (ણી) |
| वर्णः | वन्नो | वन्नु | વાન |
| शर्करा | सक्करा | सक्कर | સાકર |
| सत्यम् | सच्चं | सच्चु | સાચ |
| सप्त | सत्त | सत्त | સાત |
| स्रस्तरकः | सत्थरओ | सत्थरउ | સાથરો |

| | | | |
|---|---|---|---|
| स्वस्तिकक: | सत्थियओ | सत्थियउ | સાથિયો |
| सर्पः | सप्पो | सप्पु | સાપ |
| संध्या | संझा | संझ | સાંઝ |
| हस्तः | हत्थो | हत्थु | હાથ |

અવાંતર સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| आ=आ : | आत्मनकम् | अप्पणअं | अप्पणउं | આપણું |
| | आत्मा | अप्पा | अप्प | આપ |
| | अन्नाद्यम् | अन्नज्जं | अन्नज्जु | અનાજ |
| | खाद्यम् | खज्जं | खज्जु | ખાજ |
| | जाड्यकम् | जड्डअं | जड्डउं | જાડું |
| | मार्गयति | मग्गेइ | मग्गइ | માગે |
| | लाक्षा | लक्खा | लक्ख | લાખ |
| | व्याघ्रः | वग्घो | वग्घु | વાઘ |
| | वाद्यकम् | वज्जअं | वज्जउं | વાજું |
| | साक्ष्यम् | सक्खं | सक्खु | શાખ(સ્ત્રી.) |
| ऋ=आ : | कृष्णकः | कन्हओ | कन्हउ | કહાન (કાન) |
| | नृत्यति | नच्चइ | नच्चइ | નાચે |
| | पृष्ठकम् | पट्ठअं | पट्ठउं | પાઠું |
| | मृत्तिका | मट्टिआ | मट्टिअ | માટી |
| इ=ई : | पिच्छकम् | पिच्छअं | पिच्छउं | પીછું |
| | पिष्टकम् | पिट्ठअं | पिट्ठउं | પીઠું |
| | पिप्पलकः | पिप्पलओ | पिप्पलउ | પીપળો |
| | भिल्लः | भिल्लो | भिल्लु | ભીલ |
| | मिष्टकम् | मिट्ठअं | मिट्ठउं | મીઠું (ગળ્યું) |
| | विद्युत् | विज्जू | विज्जु | વીજ |
| | शिक्यकम् | सिक्कअं | सिक्कउं | શીકું |
| | शीर्षम् | सिस्सं | सिस्सु | શીસ |

અવાંતર સ્થિતિમાંથી :

| | | | | |
|---|---|---|---|---|
| ऋ=ई : | गृध्र : | गिद्धो | गिद्धु | ગીધ |
| | दृष्टकम् | दिट्ठअं | दिट्ठउं | દીઠું |

| | | | |
|---|---|---|---|
| | घृष्टः | घिट्ठो | घिट्ठु | ધીઠ, ધીટ |
| | *पृष्टिः | पिट्ठी | पिट्ठि | પીઠ |
| | मृष्टकम् | मिट्ठअं | मिट्ठउं | મીઠું (લવણ) |
| | शृङ्गम् | सिंगं | सिंगु | શીંગ |
| उ=ऊ : | उद्यमः | उज्जमो | उज्जमु | ઊજમ |
| | उड्डयते | उड्डेइ | उड्डइ | ઊડે |
| | उष्णकम् | उन्हअं | उन्हउं | ઊનું (ઉ:નું) |
| | कुक्कुटकः | कुक्कुडओ | कुक्कुडउ | કૂકડો |
| | चुम्बति | चुंबइ | चुंबइ | ચૂમે |
| | त्रुट्यति | तुट्टइ | तुट्टइ | તૂટે |
| | दुह्यते | दुज्झइ | दुज्झइ | દૂઝે |
| | दुग्धम् | दुद्धं | दुद्धु | દૂધ |
| | दुर्बलकम् | दुब्बलअं | दुब्बलउं | દૂબળું |
| | पुत्रः | पुत्तो | पुत्तु | પૂત |
| | फुल्लम् | फुल्लं | फुल्लु | ફૂલ |
| | बुभुक्षा | बुहुक्खा | बुहुक्ख | ભૂખ |
| | मुष्टिका | मुट्ठिआ | मुट्ठिअ | મૂઠી |
| | शुष्ककम् | सुक्कअं | सुक्कउं | સૂકું |
| | सुप्तकः | सुत्तओ | सुत्तउ | સૂતો |

અવાંતર સ્થિતિમાંથી :

| | | | |
|---|---|---|---|
| ऊ=ऊ : | ऊर्णम् | उन्नं | उन्नु | ઊન |
| | ऊर्ध्वकम् | उब्भअं | उब्भउं | ઊભું |
| | थूत्कृत– | थुक्किअ– | थुक्किअ– | થૂક(વું) |
| | शून्यकम् | सुन्नअं | सुन्नउं | સૂનું |
| | कूर्चकः | कुच्चओ | कुच्चउ | કૂચો |
| ऋ=ऊ : | पृष्ठकम् | पुट्ठअं | पुट्ठउं | પૂઠું |
| | *पृष्टिः | पुट्ठी | पुट्ठि | પૂઠ |
| | पृच्छति | पुच्छइ | पुच्छइ | પૂછે |

**સૂચના :** જીવંત ગુજરાતી ભાષાની આ સાર્વત્રિક લાક્ષણિકતા છે કે આ સિવાયના સ્વર દીર્ઘ ઉચ્ચરિત થતા નથી; લેખનમાં જ આ સૌ દીર્ઘ કરવામાં આવે છે એટલું જ.

## ૩. દ્વિસ્વરમધ્યગત વર્ગીય એકવડા અલ્પપ્રાણ વ્યંજનોનો લોપ :

क ग च ज त द આ વ્યંજનોનો મહારાષ્ટ્રી પ્રાકૃત ભૂમિકામાં લોપ થાય છે. અવાંતર દશામાં આ રીતે થયેલા લોપને કારણે સામસામા આવી રહેલા સ્વરોની સંધિથી પછી જે શબ્દસ્વરૂપો ઊભાં થાય છે તેનો પ્રવાહ નવ્ય ભારત–આર્ય ભાષાઓ સુધી અવિરત ચાલ્યો આવ્યો છે. અહીં એ સ્પષ્ટ થશે :

| | | | | |
|---|---|---|---|---|
| क : | कुम्भकार: | कुंभआरो | कुंभआरु | કુંભાર |
| | गर्भिणिका | गब्भिणिआ | गब्भिणिअ | ગાભણી |
| | चर्मकार: | चम्मआरो | चम्मआरु | ચમાર |
| | चित्रकारक: | चित्तआरओ | चित्तआरउ | ચિતારો |
| | यूका | जूआ | जूअ | જૂ |
| | नकुलिकक: | नउलियओ | नउलियउ | નોળિયો |
| | पर्णकम् | पन्नअं | पन्नउं | પાનું |
| | द्वारकम् | बारअं | बारउं | બારું |
| | लोहकार: | लोहआरो | लोहआरु | લુહાર |
| | विकिरति | विइरइ | विइरइ | વેરે |
| | शीतकालक: | सीयआलओ | सीयआलउ | શિયાળો |

પુંલ્લિંગમાં વિકારક સબળ અંગોમાં ૧–૨ વિ.,એ. વ. માં ओं, સ્ત્રીલિંગમાં ई, નપુંસકલિંગમાં उं આવે છે, વળી એવો જ અંતે સ્વરભારવાળો પુલ્લિંગમાં उ આવે છે, તે સૌના મૂળમાં સ્વાર્થે क પ્રત્યય પડ્યો હોય છે; આ પાછલાનું ઉદાહરણ :

| | | | |
|---|---|---|---|
| लड्डुक: | लड्डुओ | लड्डुउ | લાડુ |

વિશેષ નામોમાં 'પાનુ' 'કાનુ' 'લખુ' વગેરે બધાં ઉકારાંત નામોમાં આ સ્વાર્થે क પ્રત્યયનો વિકાસ છે.

| | | | | |
|---|---|---|---|---|
| ग : | कोष्ठागार: | कोट्ठाआरो | कोट्ठाआरु | કોઠાર |
| | छगणम् | छअणं | छअणु | છાણુ |
| | शृगाल: | सियालो | सियालु | શિયાળ |
| | *समगन्धक: | *समअंधओ | *सँवअंधउ | સોંધો |

| | | | | |
|---|---|---|---|---|
| च : | वचनम् | वयणं | वयणु' | વેણુ |
| | सौचिका | सोइआ | सोइअ | સોઈ |
| ज : | बीजम् | बीअं | बीउ | બી |
| | भाजनकम् | भाअणअं | भाअणउं | ભાણું |
| | भोजिकः | भोइओ | भोइउ | ભોઈ |
| | राजिका | राइआ | राइअ | રાઈ |
| | वाणिजकः | वाणियओ | वाणियउ | વાણિયો |
| | विजायते | वियाअइ | वियाअइ | વિયાય–વ્યાય |
| त : | अमृतं | अमिअं | अमिउ | અમી |
| | अक्षतम् | अक्खअं | अक्खउं | આખું |
| | घृतम् | घिअं | घिउ | ઘી |
| | चतुर्दश | चउद्दह | चउद्दह | ચૌદ |
| | *दीपतैल्यम् | दीवएल्लं | दीवएल्लु | દિવેલ |
| | पीतककम् | पीअअअं | पीअलउं | પીળું |
| | माता | माआ | माअ | મા |
| | मृतकः | मुअओ | मुअउ | મૂઓ |
| द : | खादति | खाअइ | खाअइ | ખાય |
| | खदिरः | खइरो | खइरु | ખેર |
| | पदाग्रः | पअग्गो | पअग्गु | પગ |
| | पादः | पाओ | पाउ | પા |
| | पादोनकम् | पाओणअं | पाओणउं | પોણું |
| | *रोदति | रोअइ | रोअइ | રોય |

## ૪. દ્વિશ્રુતિમધ્યગત વર્ગીય એકવડા મહાપ્રાણ વ્યંજનોના ह :

બે સ્વરોના મધ્યમાં આવેલા એકવડા ख घ थ फ અને भ ની સ્થિતિમાં વર્ગીયતા નષ્ટ થાય છે અને મહાપ્રાણ તત્ત્વ માત્ર બચી રહે છે:

| | | | | |
|---|---|---|---|---|
| ख : | मुखम् | मुहं | मुहु | મોં (મોઃ) |
| | सखिका | सहिआ | सहिअ | સહી (સહિયર) |
| | संमुखकम् | संमुहअं | संमुहउं | સામું ( સાઃમું ) |
| | सुखापयति | सुहावेइ | सुहावइ | સોહાવે |

| | | | | |
|---|---|---|---|---|
| घ : | प्राघुणक: | पाहुणओ | पाहुणउ | પરોણો (પ:રોણો) |
| | मेघः | मेहो | मेहु | મેહ (મે:) |

पितृगृह–मातृगृहमां *पिअगरह–*माअगरह થયા પછી સમાસમાં *पिअ–घर—*माअ–घर થયા બાદ पिअहर–माअहर થયે 'પીયર–પીહર' અને 'મહિયર' તેમજ 'માહ્યરું' પણ.

| | | | | |
|---|---|---|---|---|
| थ : | कथयति | कहेइ | कहइ | કહે |
| | गूथम | गूहं | गूहु | ગૂ |
| | *ग्रथिल्लकम् | गहिल्लअं | गहिल्लउं | ઘેલું |
| | यूथिका | जूहिआ | जूहिअ | જૂઈ |
| | पथिक: | पहिओ | पहिउ | પહી, પઈ |
| | *प्रथिल्लकम् | पहिल्लअं | पहिल्लउं | પહેલું (પે:લું) |
| | पृथुककम् | पुहुअअं | पुहुअउं | પહોળું (પો:ળું) |
| | मथितम् | महिअं | महिउ | મહી (છાશ) |

(એના વિકાસમાં मथितकारिका દ્વારા 'મહિયારી')

| | | | | |
|---|---|---|---|---|
| ध : | औषधकम् | ओसहअं | ओसहडु | ઓસડ |
| | गोधूमः | गोहूमो | गोहूउं | ઘઉં |
| | गोधा | गोहा | गोह | ઘો |
| | दधीनि | दहीणि | दहिइं (બ.વ.) | દહીં |
| | न्यग्रोधक: | नग्गोहओ | नग्गोहडु | નગોડ |
| | बधिरकम् | बहिरअं | बहिरउं | બહેરું (બે:રું) |
| | वधूका | वहूआ | वहूअ | વહુ |
| | वेधः | वेहो | वेहु | વેહ(વીંધ) |
| | साधुः | साहू | साहु | શાહ (સોદાગર) |
| | अधुना | अहुणा | अहुणा | હવડાં–હમણાં |
| फ : | कफोणिका | कहोणिआ | कहोणिअ | કહોણી (કો:ણી) |
| | श्लक्ष्णकम् | लन्हअं | लन्हउं | નાનું (ના:નું) |

( આ ઉદાહરણમાં સંયુક્ત વ્યંજન છૂટો પડ્યા પછી 'ह' થયો છે.)

| | | | | |
|---|---|---|---|---|
| | पुष्पफलम् | पुप्फहलं | पुप्फहलु | ફોફળ (સોપારી) |
| भ : | आभीरः | आहीरो | आहीरु | આહીર |

| | | | |
|---|---|---|---|
| गाम्भीरकम् | गहिरअं | गहिरउं | ઘેરું |
| दु:खभावक: | दुक्खहावओ | दुक्खहावउ | દુખાવો |
| प्रभा | पहा | पह | પો (પો:) |
| बुभुक्षा | बुहुक्खा | बुहुक्ख | ભૂખ |
| लाभक: | लाहओ | लाहउ | લાહો, લહાવો (લા:વો) |
| वल्लभकम् | वल्लहअं | वल्लहउं | વહાલું (વા:લું) |
| सौभाग्यम् | सोहग्गं | सोहग्गु | સોહાગ (પું.) |
| शोभते | सोहइ | सोहइ | સોહે |

**૫. ननो ण :**

આદિમ ભારત–આર્ય ભાષા અને પછીની ભૂમિકામાં જ્યાં ક્યાંય એકવડો ન હતો તેનો વ્યાપક રીતે પ્રાકૃત ભૂમિકામાં—ખાસ કરીને અનાદિ દશામાં—અર્ધમાગધી અને શૌરસેનીમાં અને બધે મહારાષ્ટ્રી પ્રાકૃતમાં ગુજરાત–મારવાડના વિશાળ પ્રદેશમાં અનાદિ દશામાં ण સામાન્ય રીતે થતો હતો તે આજે તદ્વત્ ગુજરાતીમાં ઊતરી આવ્યો છે; જેમકે

| | | | |
|---|---|---|---|
| अङ्गनकम् | अंगणअं | अंगणउं | આંગણુ |
| ऊनकम् | ऊणअं | ऊणउं | ઊણું |
| घनकम् | घणअं | घणउं | ઘણું |
| तानयति | ताणेइ | ताणइ | તાણે |
| धनम् | धणं | धणु | ધણ |
| धनिक: | धणिओ | धणिउ | ધણી |
| नयनम् | नयणं | नयणु | નેણ |
| पानीयम् | पाणिअं | पाणिउ | પાણી |
| मानुष: | माणुसो | माणुसु | માણસ |
| व्याख्यानम् | वक्खाणं | वक्खाणु | વખાણ |
| विना | विणा | विणु | વિણ |
| वचनम् | वयणं | वयणु | વેણ |
| हीनकम् | हीणअं | हीणउं | હીણું |

**૬. न्ननो न :**

આદિમ ભારત–આર્ય ભૂમિકા અને પછીની ભૂમિકામાં બેવડા न्न ભૂતકૃદંતમાં भिन्न छन्न क्लिन्न खिन्न અને अन्नाद्य જેવા શબ્દોમાં મળે છે.

આમાંથી छन्नकम्‌નું પ્રા. छन्नअं > અપ. छन्नउं દ્વારા 'છાનું' અને अन्नाद्यम् > પ્રા. अन्नज्जं > અપ. अन्नज्जु દ્વારા 'અનાજ' વગેરે જેવો વિકાસ મળે છે. બાકી તો સંસ્કૃત શબ્દોમાંના न्य ण्य ज्ञ र्ण પ્રકારના સંયુક્ત વ્યંજનોના વિકાસમાં પ્રાકૃતમાં ण्ण વિકસે છે; આ જ અર્ધમાગધી–જૈન મહારાષ્ટ્રી અને જૈન પરંપરાના અપભ્રંશમાં न्न તરીકે લખાયેલ હોય છે. આના વિકાસમાં ગુજરાતીમાં ન ઊતરી આવ્યો છે:

| | | | | |
|---|---|---|---|---|
| न्य : | मन्यते | मन्नइ | मन्नइ | માને |
| | शून्यकम् | सुन्नअं | सुन्नउं | સૂનું |
| ण्य : | अरण्यम् | रन्नं | रन्नु | રાન |
| | पुण्यम् | पुन्नं | पुन्नु | પૂન |
| [1]ज्ञ : | यज्ञोपवीतम् | जन्नोवइअं | जन्नोवइउ | જનોઈ |
| | विज्ञप्तिका | विन्नत्तिआ | विन्नत्तिअ | વીનતી, વિનંતિ |
| | विज्ञपयति | विन्नवइ | विन्नवइ | વીનવે |
| | संज्ञा | संना | संन | સાન |
| र्ण : | ऊर्णम् | उन्नं | उन्नु | ઊન |
| | कर्णः | कन्नो | कन्नु | કાન |
| | चूर्णकः | चुन्नओ | चुन्नउ | ચૂનો |
| | जूर्णकम् | जुन्नअं | जुन्नउं | જૂનું |
| | पर्णम् | पन्नं | पन्नु | પાન |
| | वर्णः | वन्नो | वन्नु | વાન |
| | सौवर्णकम् | सोअन्नअं | सोअन्नउं | સોનું |
| ष्ण=न्ह : | उष्णकालकः | उन्हआलओ | उन्हआलउ | ઉનાળો |
| | उष्णकम् | उन्हअं | उन्हउं | ઊનું (ઉ:નું) |
| | कृष्णः | कन्हो | कन्हु | કહાન (કા:ન) |
| | पार्ष्णिका | पन्हिआ | पन्हिअ | પાની (પા:ની) |
| क्ष्ण=न्ह : | श्लक्ष्णकम् | लन्हअं | लन्हउं | નાનું (ના:નું) |

૧. સં. आज्ञा ઉપરથી ગુજ. 'આણ' અને સં. राज्ञिका ઉપરથી ગુજ. 'રાણી' આવે છે તે છેક મહારાષ્ટ્રી પ્રાકૃતમાં જ आणा અને राणिआ હોવાને લઈને છે.

### ૭. લનો ળ :

આદિમ ભારત-આર્ય ભાષાભૂમિકાથી લઈ સંસ્કૃત સુધીમાં અનાદિ દશામાં જ્યાં ક્યાંય એકવડા લનું અસ્તિત્વ હતું, પ્રાકૃત ભૂમિકાઓમાં પણ છેક અપભ્રંશ સુધી એનો એ અથવા તો કોઈ અન્ય વર્ણના વિકાસમાં રહીને એકવડો લ આવ્યો હોય તેનો ઉચ્ચાર મારવાડી-ગુજરાતી-પંજાબી -મરાઠી ભાષાઓમાં જિહ્વામૂલીય ળના રૂપમાં થવાનું ખૂબ સામાન્ય રહ્યું; જેમકે

| | | | |
|---|---|---|---|
| अतसिका | अलसिआ | अलसिअ | અળશી |
| आलुटयति | आलुट्टइ | आलुट्टइ | આળોટે |
| अङ्गुलिका | अंगुलिआ | अंगुलिअ | આંગળી |
| कदली | कयली | कयलि | કેળ |
| गलति | गलइ | गलइ | ગળે |
| गुडूची | गलोई | गलोइ | ગળો |
| ... | छिन्नाला | छिन्नालि | છિનાળ |
| ... | झोलिआ | झोलिअ | ઝોળી |
| ... | डालिआ | डालिअ | ડાળી |
| ... | डोलओ | डालउ | ડોળો |
| नालिकेरम् | नालिएरं | नालिएरु | નાળિયેર |
| नकुलिककः | नउलियओ | नउलियउ | નોળિયો |
| मिलति | मिलइ | मिलइ | મળે |
| ... | विट्टालो | विट्टालु | વટાળ |
| शीतलकं | सीअलअं | सीअलउं | શીળું |
| स्यालकः | सालओ | सालउ | સાળો |
| षोडश | सोलह | सोलह | સોળ |
| हरिद्रा | हलिद्दी | ... | હળદર |

પાલિમાં ડને સ્થાને ળ લખાતો, પરંતુ મને સ્પષ્ટ પ્રતીતિ છે કે એ તો મૂર્ધન્યતર ड़ માટે જ હતો, એ લને સ્થાને નહિ; લને સ્થાને તો માત્ર इला શબ્દ અને એના ઉપરથી થયેલા શબ્દોમાં જ ઋગ્વેદમાં મળે છે.

અપભ્રંશ પછી સ્વાર્થે એકવડો લ પ્રચારમાં આવ્યો છે તેના વિકાસમાં પણ ળ આવી રહે છે; જેમકે

| | | | |
|---|---|---|---|
| अग्र– | अग्ग– | अग्गल– | આગળ |
| अन्ध:– | अंधओ– | अंधल– | આંધળો |
| पश्च– | पच्छ– | पच्छल– | પાછળ |
| पीत– | पीअ– | पीअल– | પીળું |
| अधस्त– | हेट्ठ– | हेट्ठल– | હેઠળ |

બાકી તત્સમ સંસ્કૃત શબ્દોમાં એકવડો લ હોય તેને સ્થાને આપણી ભાષાઓમાં ળ બોલવાનું સર્વસામાન્ય છે; જેમકે 'કળા જળ તળ ફળ મળ બાળક બાળા માળા શાળા શીતળ.' આચાર્ય હેમચંદ્રે પૈશાચી ભાષામાં લનો ળ થવાની પ્રક્રિયા નિર્દેશી છે; પરંતુ મને એમ પણ લાગ્યું છે કે અપભ્રંશમાં પણ એ સ્થિતિ હતી :

सायरु उप्परि तणु धरइ तळि घल्लइ रयणाइं ।
सामि सुभिच्चु वि परिहरइ संमानेइ खलाइं ॥

આ દોહામાં रयणाइंના પ્રાસમાં खलाइं છે તે खळाइं હોવાની જરાય ઓછી શકયતા નથી; અને તો तलि એ પણ तळि જ હશે.

## ૮. લ્લનો લ :

બેવડા न्न ધરાવતી પરિસ્થિતિમાં જેમ અર્વાચીન તરફ આવતાં એકવડો न જ થાય છે, તે જ રીતે સંસ્કૃત અને પ્રાકૃત ભૂમિકામાં બેવડા ल्ल હોય તો ગુજરાતી સુધીમાં આવતાંયે એકવડા લના રૂપમાં આવી રહે છે, એનો ળ થતો નથી. આ પ્રક્રિયા :

| | | | |
|---|---|---|---|
| कल्यम् | कल्लं | कल्लु | કાલ (કાલે) |
| ... | खल्ला | खल्ल | ખાલ |
| गल्ल: | गल्लो | गल्लु | ગાલ |
| *ग्रथिल्लकम् | गहिल्लअं | गहिल्लउं | ઘેલું |
| छल्लि: | छल्ली | छल्लि | છાલ |
| झल्लरी | झल्लरी | झल्लरि | ઝાલર |
| *शिथिल्लकम् | सिढिल्लअं | सिढिल्लउं | ઢીલું |
| *तैल्यम् | तेल्लं | तेल्लु | તેલ |
| *प्रथिल्लकम् | पहिल्लअं | पहिल्लउं | પહેલું (પે:લું) |
| भद्रकम् | भल्लअं | भल्लउं | ભલું |

મુખ્યત્વે તો, ઉપરનો પહેલો પ્રકાર બન્યો, તો મોડેથી બીજો પ્રકાર પણ બન્યો જ. કવિ નર્મદે ગુજરાતી ભાષા અને એની બોલીઓ બોલનારાઓની સરહદનો સૂચક ખ્યાલ આજથી લગભગ સો વર્ષ પૂર્વે આપ્યો છે; જેવો કે

"ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા કુંતેશ્વર મહાદેવ
ને સોમનાથ·ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ."

ઉત્તરે અરવલ્લી–આબુમાં અંબા માતા—દાતા અને શિરોહીના પ્રદેશની સરહદ; પૂર્વ દિશામાં કાળી માતા–પાવાગઢ–સાતપુડા અને ડુંગરપુર-વાંસવાડાનો વાગડ પ્રદેશ તેમજ માળવા ખાનદેશ અને મહારાષ્ટ્રનો નાશિક જિલ્લો; દક્ષિણ દિશામાં કુંતેશ્વર મહાદેવ—મહારાષ્ટ્રના કોંકણ–થાણા જિલ્લાની ઉત્તર સરહદ; પશ્ચિમમાં સૌરાષ્ટ્રને પશ્ચિમ કિનારે અરબી સમુદ્ર ઉપર ભાવનગરથી પ્રભાસપાટણ (સોમનાથ) થઈ દ્વારકા (દ્વારકેશ) સુધીનો પ્રદેશ; આ હદો ઉપરાંત ભાષાની દૃષ્ટિએ કચ્છ, આબુનો ઉત્તર તરફનો શિરોહી જિલ્લો અને ભીલી સરહદી પ્રદેશ, ડુંગરપુર–વાંસવાડાનો વાગડ પ્રદેશ અને પૂર્વનો ભીલી સરહદી પ્રદેશ, સુરત જિલ્લાની પૂર્વ સરહદે ભીલી પ્રદેશ, આ ગુજરાતી ભાષાની વિવિધ બોલીઓ પ્રયોજનારો વિશાળ ભૂભાગ છે. મુંબઈ સહિત દક્ષિણનો થાણા જિલ્લાથી લઈ સમગ્ર કોંકણ પ્રદેશ રાજકીય દૃષ્ટિએ મહારાષ્ટ્રમાં છે, છતાં ભાષાકીય દૃષ્ટિએ કોંકણી ભાષા, ડૉ. એસ. એમ. કત્રે 'કોંકણી ભાષાના બંધારણ'માં જણાવે છે તે પ્રમાણે, મરાઠી કરતાં ગુજરાતીને વધુ મળતી છે (is more akin to Gujarati than Marathi).

ગુજરાત–સૌરાષ્ટ્રમાં અતિ પ્રાચીન કાળમાં અસલ પ્રજા કઈ હશે એનો સૌરાષ્ટ્રમાં તો કોઈ પ્રદેશમાં પતો લાગતો નથી એટલું બધું મૂળ ભેળાઈ ગયેલું છે; ગુજરાત તળમાં આદિવાસી ભીલોની, વચ્ચેના પ્રદેશોમાં, વસ્તી ઓછી છે, પરંતુ સુરત જિલ્લામાં પૂર્વ વિભાગમાં—વાંસદા ધરમપુરના પ્રદેશમાં, ઉપર ચડતાં પંચમહાલમાં અને સાબરકાંઠાના પ્રદેશમાં ભીલોના ભિન્ન ભિન્ન પ્રકારોની વસાહતો છે;—આ જૂની પ્રજા છે. જાણવામાં આવેલો આર્યોનો સૌથી જૂનો સમૂહ સૌરાષ્ટ્રની ભૂમિમાં આવી વસ્યો તે આભીરો-

(આહીર)નો છે. એના પછી શ્રીકૃષ્ણે કુશસ્થલીને રાજધાની બનાવી યાદવોની વસાહતો કરી. પરંતુ આભીરોની પહેલાં પણ સૌરાષ્ટ્રની ભૂમિમાં મોટી સંસ્કારી વસાહતો હતી એવું રોઝડી રંગપુર લોથલ એ સ્થાનોમાં થયેલા ખોદકામથી જાણવામાં આવ્યું છે; એ સંસ્કૃતિ ઈ. સ. પૂ. ૩૦૦૦ થી ૩૫૦૦ વર્ષ ઉપરની સિંધમાં મોહેં-જો-દડો અને પંજાબના હડપ્પા સ્થાનોમાંથી ખોદકામ દ્વારા પ્રાપ્ત થયેલી સુમેરિયન (દ્રવિડી) સંસ્કૃતિની સમકાલીન અને એનાથી અનન્ય પ્રકારની છે એ પુરવાર થઈ શક્યું છે; મળેલાં સીલો વગેરેમાં પ્રાપ્ત થતી ચિત્રલિપિ—વર્ણલિપિ હોય તો એ પણ—સમાન છે. એ પ્રજા કઈ ભાષા પ્રયોજતી હતી એ અદ્યાપિપર્યંત, પેલાં સીલો-તકતીઓ ઉપરથી લિપિ વાંચી શકાઈ નહિ હોવાને કારણે, જાણી શકાયું નથી.

ગુજરાત-સૌરાષ્ટ્રમાં રાજવ્યવહારની કઈ ભાષા હશે એનો સબળ અને પ્રામાણિક પુરાવો તો ગિરનારની તળેટીના ખડક ઉપર કોતરવામાં આવેલી સમ્રાટ અશોકની ધર્મલિપિ છે, ઈ. સ. પૂર્વેની ત્રીજી સદીની. આ એ સમય છે કે જ્યારે પૂર્વ દિશામાંથી આવેલા મૌર્યોનું આ પ્રદેશ ઉપર વર્ચસ સ્થિર થઈ ચૂકેલું હતું. આ સમયથી ગ્રીક બૅક્ટ્રિયન-પાર્થિયન-સિથિયનો-અર્ધ સિથિયન ક્ષત્રપો સહિત યવનોની ટોળીઓ ૩૦૦ વર્ષના ગાળામાં મુખ્યત્વે સૌરાષ્ટ્રમાં ફેલાઈ. ક્ષત્રપોની રાજભાષા અશોકની ધર્મ-લિપિના વિકાસની હોવા છતાં, પૂર્વ દિશાની ખડકની ઢોળાવ-સપાટીમાં કોતરાયેલી અશોકની ધર્મલિપિની બરોબર પાછલી પશ્ચિમ ઢોળાવની સપાટીમાં મહાક્ષત્રપ રુદ્રદામાના ખોદાયેલા શિલાલેખની ભાષા સંસ્કૃત છે. એ પછી સૌરાષ્ટ્ર ઉપર ગુપ્ત સામ્રાજ્યનું આધિપત્ય હતું અને ગુપ્તો પણ આવી વસ્યા હશે; સ્કંદગુપ્તનો શિલાલેખ ઉપરના બેઉ લેખોની વચ્ચેના ખાલી રહેતા ઉત્તર ઢોળાવની સપાટીમાં ખોદાયેલો છે તે પણ સંસ્કૃત ભાષાનો છે. ક્ષત્રપોના કચ્છથી મળેલા પાળિયાઓમાં તો અશોકની ધર્મલિપિને મળતી ભાષા તેમજ સિક્કાઓમાં પણ એવી જ ભાષા જોવા મળે છે, એટલે સ્થાનિક પ્રજાને માટે સમઝવામાં આનાથી સરળતા હશે. ગુપ્તોના ઉત્તર કાળમાં વલભીપુરમાં રાજધાની કરી મૈત્રકોએ દેશ ઉપર આધિપત્ય મેળવ્યું ત્યારે એઓએ દાનપત્રોમાં ભાષા સર્વત્ર સંસ્કૃત જ સ્વીકારી. ઈ. સ. ની પાંચમી સદી સુધીમાં તો સમગ્ર ભારતવર્ષમાં પ્રાંત-ભેદે અનેક પ્રાકૃત ભાષાઓથી પણ આગળ વધી તે તે પ્રાકૃત ભાષામાંથી

નીકળી આવેલા અપભ્રંશ-પ્રકારો વ્યાપક રૂપે પ્રયોજાતા હતા. એ ખરું કે ગુજરાત–સૌરાષ્ટ્રમાં કયો અપભ્રંશ કે અપભ્રંશો પ્રજા પોતાના વ્યવહારને માટે વાપરતી હતી એ જાણવાનું કોઈ પ્રામાણિક સાધન આપણી પાસે નથી. વલભીપુરના મૈત્રકોના રાજ્યકાળમાં જૈનાચાર્ય દેવર્ધિગણી ક્ષમાશ્રમણે જૈનાગમની વલભી-વાચના અક્ષરસ્થ કરી તેમાં સ્થાનિક સંસ્કારોની અસર કયચિત્ પકડાય છે; ખાસ કરીને નપુંસકલિંગ ૧ લી-૨ જી વિ., બ. વ. માં आइं (<પ્રા. आणि<સં. आनि) પ્રત્યયવાળાં રૂપ છેક 'આચારાંગ સૂત્ર'માં પણ પ્રયોજેલાં છે, તો યશ્રુતિવાળાં રૂપોની જ પ્રચુરતા છે, જે અશોકની ગિરનારી ધર્મલિપિમાં પણ પકડાય છે. અપભ્રંશના ૨૭ જેટલા પ્રાંતીય ભેદો પ્રાકૃત વ્યાકરણોમાં સૂચવાયા છે તેમાં 'લાટ' નામનો એક અપભ્રંશ નોંધાયેલો છે. સુરત જિલ્લાની દક્ષિણ સરહદથી લઈ ઉત્તર ગુજરાતની ઉત્તર સરહદ સુધી એક સમયે 'લાટ' પ્રદેશ હતો. રાજા ભોજના જણાવ્યા પ્રમાણે લાટવાસીઓને સુંદર પ્રાકૃત સાંભળવાનો શોખ હતો (शृण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः); આ લાટવાસીઓને તો ભોજના સમયમાં પોતાનો અપભ્રંશ પણ હતો. આઠમી-નવમી સદીમાં તો કાવી ગંધાર ભરૂચ વગેરે બંદરો દ્વારા અરબ વેપારીઓ પણ આ પ્રદેશમાં આવી વસ્યા હતા, જેણે દેશના વેપારમાં અરબી શબ્દોની પણ દેણગી શરૂ કરી હતી. આ પહેલાં ઈ. સ. ૪૦૦ થી ૬૦૦ ના ગાળામાં 'ગુર્જર' ટોળાં પણ મારવાડમાંથી આજની તળ-ગુજરાતની ભૂમિમાં પ્રવેશી નાંદોદ અને ભરૂચના પ્રદેશમાં રાજત્વ સુધી પણ પહોંચ્યાં હતાં.

ઈ. સ. ની સાતમી સદી સુધી આ લાટ અને સૌરાષ્ટ્રના પ્રદેશમાં લોકભાષા ખરેખર કઈ હતી એ જાણવાનું કોઈ પણ પ્રામાણિક સાધન અદ્યાપિપર્યંત જાણવામાં આવ્યું નથી. સૌથી જૂનો સગડ તો ભિન્નમાલના ઉદ્દ્યોતનસૂરિએ પોતાની 'કુવલયમાળા' નામક પ્રાકૃત રચનામાં એક સ્થળે જુદી જુદી પ્રજાઓની ભાષા-લઢણોનો ખ્યાલ આપતાં મજાકમાં સૂચન કર્યાં છે ત્યાં "'आ हम्ह काइं तुम्ह मित्तु' भणिरे पेच्छए **लाडे**" આમ 'લાટના અપભ્રંશનું વાક્ય આપ્યું છે. એ પૂર્વે મારુનું વચન "अप्पा तुप्पा" અને (ભિન્નમાલ) ગુર્જરોનું વચન "णउ रे भल्लउ" આપેલ છે. અત્યાર સુધી જાણવામાં આવેલો, સંભવતઃ અણહિલપુર પાટણમાં રચના કરી હોય તેવો, સાહિત્યકાર તો કોઈ ચંદ્રમુનિ છે, જેણે મૂળરાજ (ઈ. સ. ૯૪૨-૯૮૭) ના ગોષ્ઠિક પ્રાગ્વાટ સજ્જનના પુત્ર કૃષ્ણના કુટુંબના વાચન-

માટે 'કથાકોશ' નામના અપભ્રંશ ગ્રંથની રચના કરી હતી. આ પછી આ દેશમાં થયેલી રચનાઓ અપભ્રંશ ભાષામાં કરવામાં આવેલી મળે છે. ઈ. સ. ૧૧૫૦ આસપાસ આચાર્ય હેમચંદ્ર પોતાના સિદ્ધહેમ વ્યાકરણના ૮ મા પ્રાકૃત અધ્યાયના છેલ્લા ૪ થા પાદને અંતે 'અપભ્રંશ' ભાષાનું વ્યાકરણ બાંધી આપે છે. એમણે સ્પષ્ટ કહ્યું નથી, છતાં ભાષાસ્વરૂપ ઉપરથી સ્પષ્ટ રીતે પકડી શકાય છે કે એઓ ત્રણ પ્રકારના શબ્દોથી ભાષા સમૃદ્ધ થયેલી નિરૂપે છે: ૧. અદલોઅદલ સંસ્કૃત ભાષાના **તત્સમ** શબ્દો, ૨. સંસ્કૃત શબ્દો ઉપરથી ઊતરી આવેલા **તદ્ભવ** પ્રાકૃત અને એના વિકાસના અપભ્રંશ શબ્દો, અને ૩. સંસ્કૃત ભાષામાં જે નહોતા, પરંતુ લોકમાંથી મળેલા આર્યેતર, પ્રાકૃતમાં સ્વીકારાયેલા હોય તો **'દેશ્ય પ્રાકૃત તદ્ભવ'** તરીકે અને ન સ્વીકારાયેલા હોય તો **શુદ્ધ દેશ્ય** તરીકે સ્વીકારાયેલા.

ઈ. સ. ૧૧૮૫ માં રચાયેલો 'ભરતેશ્વર–બાહુબલિ રાસ' એવી સૌથી પહેલી રચના જાણવામાં આવી છે કે જેમાં 'एक्कि गूडर **सावाण** सुहड चउरा दिवरावइ–१३४' ત્યાં અરબી શબ્દ सावान=તંબૂ વપરાયેલો હાથ લાગે છે. આ પછી તો છેક ઈ. સ. ૧૩૧૫ ના 'સમરારાસુ'મા 'પાતસાહિ સુરતાણુ અલપખાનુ ખાનુ મીરમલિક ખાનુખાનુ અડદાસિ દુનિય હજ હીંદુઅ અહિદર મલિક ખજમત સલ્લાર' આ અરબી તદ્ભવ શબ્દો વપરાયેલા મળે છે. આ પછી અવારનવાર કૃતિઓમાં અરબી–ફારસી શબ્દો વપરાયે જાય છે, અને ઈ. સ. ૧૩૯૮માં રચાયેલા ઈડરના શ્રીધર વ્યાસના 'રણમલ્લછંદ'માં અને ઈ. સ. ૧૪૫૬ના જાલોરમાં વિસલનગરા પદ્મનાભે રચેલા 'કાન્હડદેપ્રબંધ'માં મુખ્યત્વે અરબી ફારસી શબ્દો પ્રચુરતાની માત્રામાં પ્રયોજાયેલા મળે છે. રાજકીય દૃષ્ટિએ અરબી–ફારસી શબ્દોને લેવાનું તો ઈ. સ. ૧૩૦૦ માં અલપખાને અણહિલપુર પાટણ ઉપર ચડાઈ કરી કર્ણ વાઘેલાને હરાવી નસાડયો અને ગુજરાતને મુસ્લિમ શાસન નીચે મૂકયું ત્યારથી થઈ છે. ખાસ કરીને મકાનોનાં વેચાણ ગિરો વગેરે પ્રકારનાં દસ્તાવેજોમાં તેમજ કવચિત્ ઉત્કીર્ણ લેખોમાં પારિભાષિક શબ્દો અરબી ફારસી વપરાયેલા મળે છે; સાહિત્યકૃતિઓમાં પ્રમાણ 'રણમલ્લછંદ' કે 'કાન્હડદેપ્રબંધ' જેવી કૃતિઓને અપવાદે સ્વલ્પ જ રહ્યા કર્યું છે. નરસિંહ મહેતાની રચનાઓમાં 'રબાવે અશાઓ જંબીર પુકારે દિલ બદલે ગમાઈ દુલારા' જેવા શબ્દો મળી આવે જ છે. 'સોદો કેંચી ચમચો ખુલાક છોગું

જાજમ કલગી હરોળ દરોગો તમંચો મુચરકો તોપ ચાકુ જેવા તુર્કી શબ્દો પણ આ શરૂના ગાળામાં જ આવી ગયા છે. દયારામની રચનાઓમાં અરબી-ફારસી શબ્દો પણ વપરાયેલા જોવા મળે છે.

આપણે ત્યાં વપરાતા નીચેના સંસ્કૃત તત્સમ શબ્દો, પ્રાકૃત તત્સમ શબ્દો દેશ્યો સહિત, નવા દેશ્ય શબ્દો; ઉપરાંત અરબી ફારસી શબ્દો, પોર્ચુગીઝ શબ્દો, ધ્યાન ખેંચ્યા વિના રહેશે નહિઃ

**સંસ્કૃત તત્સમ પ્રચલિત શબ્દો :** સ્થિતિ પ્રીતિ નીતિ સંતતિ પ્રસૂતિ દૃષ્ટિ સૃષ્ટિ ગ્લાનિ હાનિ ચરણ મરણ શરણ હરણ સ્મરણ અંતઃ-કરણ કિરણ દૃષ્ટાંત હૃદય ગૃહસ્થ વૃંદાવન પૃથક્ વૃત્તાંત દૃશ્ય દૃઢ પતિવ્રતા નમ્રતા ગ્રહણ વ્રજ સેવક ક્લેશ વિશેષ વિશેષણ દાસી સ્મશાન શપથ ઉદાસ શાસન વૈશ્ય ક્ષત્રિય બ્રાહ્મણ શૂદ્ર સત્ત્વ તત્ત્વ સાત્ત્વિક તાત્ત્વિક મહત્ત્વ મહત્તા પરીક્ષા નિરીક્ષા સમીક્ષા નીરસ પ્રામાણિક સ્વાભાવિક પારમાર્થિક અલૌકિક નૈસર્ગિક ભાવિક દૈનિક સાપ્તાહિક :માસિક વાર્ષિક વ્યાવહારિક અલૌકિક સ્વાભાવિક વાસ્તવિક ઐતિહાસિક ધાર્મિક ઐચ્છિક સામયિક સામાજિક માંગલિક પ્રાથમિક દ્વૈતીયિક તાર્તીયિક સ્વીકાર અંગીકાર સ્પષ્ટીકરણ ધૈર્ય આરોગ્ય ગૌરવ અતિશય અર્વાચીન પ્રાચીન શ્રેષ્ઠ વરિષ્ઠ ધર્મિષ્ઠ બલિષ્ઠ કનિષ્ઠ રમણીય વંદનીય પૌરસ્ત્ય પાશ્ચાત્ય દાક્ષિણાત્ય શુદ્ધ અદ્ભુત દિન દીન દિવસ શ્રીયુત ચિહ્ન વિચક્ષણ પૂર્ણ ચૂર્ણ સ્ફૂર્તિ ઉચિત અયોગ્ય યોગ્ય ભિક્ષા શિક્ષા દીક્ષા આશીર્વાદ સંમતિ વિપરીત ઇતિહાસ દંપતી તીવ્ર અધીન ગંભીર સુશીલ મહિમા ઉજ્જવળ મૂર્તિ કીર્તિ વાર્તા કર્તવ્ય વર્તમાન વગેરે આપણા નિત્યના પ્રચલિત શબ્દો છે.

**પ્રાકૃત તત્સમ શબ્દો:** નીચેના પ્રાકૃત તત્સમ શબ્દો, પ્રાકૃતમાંથી મળેલા દેશ્ય શબ્દો સાથે, લક્ષ્યમાં લઈ શકાય:

અગર(=અગુરુ) અણુગાર અપંગ અમ્મા અરહંત અવડ(દે.) આવ(વું) આવર(વું) આહીર ઓસર(વું) ઓસાણ(=ઝાંખી સ્મૃતિ) ઓસાર કંડાર(વું) કંસાર કંસારી કડુ કર(વું) કસ(વું) કાગ(શૌ.) કારવ(વું) કાવડ કૂડ કૂણ(વું) કોસ ખડ ખપ્પર ખરડ(વું) ખા(વું) ખાણ ખાર ખીલ ખેડ(વું) ખેમ ખોડ ગંદ(વું) ગડ ગાઉ ગામ ઘડ(વું) ઘડાવ(વું) ઘર ઘરણ(સં. ગ્રહણ) ઘસ(વું) ઘાણ(દે.) ઘારણ ઘાસ ઘેવર ઘોર(વું) ચડ(વું)

ચડચડ ચસ(વું) ચાસ(દે.) ચાહ(વું, દે.) છોડ(વું) જગ(શૌ.) જડ(અપ.) જણ જમ જર(વું) જસ જાગ જાણ(વું) જાણે(સં. जाने) જુગ જુગલ જોગ જોડ(વું) ઝંખ(વું) ઝંપ(વું) ઝગડ(વું) ઝર(વું) ઝાડ ઝૂર(વું) ટક્કર(દે.) ટિપ્પણ ઠગ(દે.) ઠાણ ઠામ ડંડ ડસ–ડંસ(વું) ડર(વું) ડુંગર ડોલ(વું) નીસર(વું) તીસ તેર તોડ(વું) થંભ થૂ દસ દૂણ(વું) દૂસ(વું) દોર ધડ(દે.) ધમધમ(વું;દે.) ધસ(વું) ધા(વું) પંખી પંથ પડ(વું) પડ પથ્થર પરિયાણ પસર(વું) પાળ(વું) પાસ પી(વું) પીલ(વું) પીસ(વું) પીલુ પોરવાડ ફંદ ફણસ ફાડ(વું) ફેડ(વું) બડબડ(વું) ભડ ભમ(વું) ભમાડ(વું) ભીડ(દે.) મગર(શૌ.) મઘમઘ(વું) મચ્છ મઠ મર(વું) મહોચ્છવ માહ મેહ મોર રડ(વું) રો(વું) લૂસ(વું) લે(વું) લોઢ(વું) વડ વલણ વાવર(વું) વેસણ સંકોડ(વું) સગડ(સં. शकट ઉપરથી) સઢ(દે.) સમાર(વું) હણ(વું) હેર(વું) વગેરે

પ્રાકૃત–અપભ્રંશ પછીના યુગમાં સ્વતંત્ર દેશ્ય શબ્દો પણ મળ્યા છે કે ઊભા થયા છે; જેવા કે કોકડું કોચલું કાચલી ખાંખા ખદડો ખોખું ગોબરું ઘોંઘો ચંચૂકો ચિચોડો જકડવું ટટ્ટુ ટાંગો ટાંટિયો ટોડો ટેકો ટંટો ઠીબડું ઠોકરું ઠોઠ ડોઘલું ડબો ડોબું ઢાંઢું ઢેકો ઢેકું ઢબ્બુ ઢેર તોતડું થોથું દોદડું ધબ્બો પિપોડી પોદળો ફાફડો ફાંફાં ફોસ્લો–ફોડલો બણગું બોદું બોબડું બોબું રીઢું રોઢું રેંચુ લડબો લટ્ટુ લથબથ વીની સોલો હડફો હડકાયું વગેરે અનેક.

**અરબી :** મિનારો ફસલ બુરજ જિલ્લો શરાબ અતલસ બંદૂક ખાસ બરફ મશાલ હોજ ફુવારો હલવો ઈજાર કાજી વજીર નાયબ મુસદ્દી અમલ મુકદ્દમો મુનસફ કિલ્લો હવાલો મહાલ તાલુકો ઈલાકો અખત્યાર અદા અદાલત અદાવત અરજ ઈજારો ઇનસાફ ઉર્ફે કતલ કબજો કસબો કાનૂન કાયદો કેદ કેફિયત ખબર ખિતાબ ખુલાસો જમા જામીન તગાવી તપસીલ તાકીદ તારીખ તુમાર દફતર દલીલ દસ્તૂર દાખલ,–લો દાવો નાજર ફારેગ ફેંસલો બાકી મહેસૂલ માફ,–ફી મુચરકો મુદ્દો મુકામ મુલતવી રકમ રસાલો રુખસદ રુશવત રૈયત વકીલ વતન વસૂલ શાહીદ શરાફ સદર સનંદ સલાહ સહી સાહેદ હક હજૂર હિસાબ હુકમ વગેરે

**ફારસી :** દીવાલ દરવાજો સુરમો ગુલાબ ખંજર પરદો રકાબી ટેગ પ્યાલો સવારી બાગ જલેબી પાયજામો બક્ષી સૂબો ખજાનચી ચકલો ચોકી ચોતરો–ચબૂતરો શહેર કારકુન સરકાર પરગણું ખરચું કાનૂગો બાદશાહ

કિનોરી કમખો આમદાની કારભાર,–રી ખાનું ખૂન,–ની ગુનો ગુનેગાર ગુમાસ્તો જમીન જાગીર જાહેરાત તખત દગો દરખાસ્ત દરબાર દસ્કત દસ્તાવેજ દાદ દીવાન,–ની પરવાનો પરવાનગી પેદાશ ફરમાન ફરિયાદ–,દી બક્ષિસ બજાવવું બંદોબસ્ત મહોર રૂબરૂ સરજોરી સજા સિરસ્તેદાર હપતો હંગામી નમૂનો મેજ રસીદ રોગાન શાહી તીર ગલોલ નિશાન કમાન શમશેર નેજો મિયાન કમર પ્યાદું વગેરે આમ અનેક વિષયોના શબ્દો ગુજરાતમાં રમતા ભમતા થઈ ગયા છે.

**પોર્ચ્યુગીઝ શબ્દો :** ગુજરાતના સુલતાન બહાદુરશાહના સમયમાં જ દીવ અને દમણ ઉપર પોર્ચ્યુગીઝોએ પ્રભુત્વ જમાવ્યું હતું અને વેપાર તેમજ રાજકારણમાં એ લોકોએ પગપેસારો કર્યો હતો. 'અનેનાસ અંગ્રેજ–જી આફૂસ–હાફૂસ આલમારી આયા બગલો(મછવાનો પ્રકાર) બાલદી બારકસ બટાટા બોયુ–યું બૂચ ચા ધૂમસ કાચ–ગાજ ઇસ્કોતરો ઇસ્ત્રી–અસ્ત્રી–અસ્તરી જાફરાન કાજુ કારતૂસ કોબી,–બીજ લવાદ લિલામ મજાગરું મેજ મિસ્ત્રી નાતાલ પાદરી પગાર પરેજ(કેદમાં) પાંઉ પાયરી(કેરી) પેર(જામફળ) ફલાણું ફાલતુ ફોરમ ફીત પીપ પિસ્તોલ પુરાવો રતલ રોન સાબુ સપાટ-(પતલા જોડા) સોરટી–સુરતી(લોટરી) તંબાકુ–તમાકુ ટાંકું તિજોરી તુરંગ-(જેલ) ટોપી ઉંબરો વાર('યાર્ડ') વરંડો છીટ–છીંટ' વગેરે શબ્દો આપણે પોર્ચ્યુગીઝ મૂળના અપનાવ્યા છે. વલંદા ડેનિશ ફ્રેંચ વેપારીઓ ગુજરાતમાં જામી શક્યા નહિ, પરંતુ અંગ્રેજો ધીમે ધીમે જામી ગયા અને છેવટે સમગ્ર ભારતવર્ષના સમ્રાટ પણ થઈ પડ્યા. ૧૮૫૭ના બળવા પછી યુનિવર્સિટીઓની સ્થાપના થઈ અને અંગ્રેજી ભાષાનો અભ્યાસ ફરજિયાત બન્યો, રાજ્યનો મોટા ભાગનો વહીવટ પણ અંગ્રેજી ભાષામાં થવા મંડયો, વ્યવહારનાં સાધનો દવાઓ વગેરે પણ અંગ્રેજી નામથી પ્રચારમાં આવ્યા જ કર્યાં, એણે ગુજરાતી ભાષામાં હજારો અંગ્રેજી શબ્દોને રમતા ભમતા કરી દીધા.

**અંગ્રેજી શબ્દો :** અંગ્રેજી તત્સમ શબ્દો જેમ સ્વીકાર્યા તેમ અંગ્રેજી શબ્દોમાં થોડા ઝાઝા વિકારે તદ્ભવ શબ્દો પણ સ્વીકાર્યા : ઇસ્પિતાલ ફારમ પલટણ અડદલી માસ્તર રફલ બિસકૂટ બાટલી વગેરે

અહીં આપણને અનેક પ્રકારે મળેલા એ અંગ્રજી શબ્દોનો વિચાર પ્રસ્તુત કરતાં ત્રણ પ્રકારના શબ્દ જોવા મળે છે : ૧. તદ્દન સ્વાભાવિક શા બની ચૂકેલા, (૨) રાજકારણી વગેરે વ્યવહારોથી મળેલા વિશિષ્ટ શબ્દો અને (૩) વિભિન્ન શાસ્ત્રોના (વિજ્ઞાન વગેરેના) અને વ્યવહારના મહત્ત્વના.

**તદ્દન સ્વાભાવિક શા બની ચૂકેલા શબ્દો :** આ નીચે આપવામાં આવતા શબ્દ પ્રાયઃ એના શુદ્ધ ઉચ્ચારના સ્વરૂપમાં આપવામાં આવ્યા છે. (જ્યાં જુદું પડતું રૂપ પણ પ્રચારમાં હશે તો એવું રૂપ ત્યાં બાજુમાં કૌંસમાં બતાવવામાં આવશે). આપણે સારી રીતે જાણિયે છિયે કે અંગ્રેજી રાજ્યકાળમાં અનેક હુન્નર-ઉદ્યોગો, નવાં નવાં યંત્રો, નવાં સાધન-સામગ્રી ભારતવર્ષમાં દાખલ થયાં અને છેક ગામડામાં પણ જઈ પહોંચ્યાં, તો રેલવે વગેરે સાધનો દેશભરમાં વ્યાપક થયાં. આણે આપણને સંખ્યાબંધ અંગ્રેજી શબ્દો આપ્યા છે. સાઇકિલ મોટર-સાઈકલ સ્કુટર મોટર બસ ટ્રેક્ટર એન્જિન રેલવે ટ્રેન ગાર્ડ સ્ટેશન સ્ટેશન-માસ્તર ટ્રાફિક ટી.ટી. પેસેન્જર બોટ(આગબોટ) ડોક(ધક્કો) કસ્ટમ્સ ઇન્સ્પેક્ટર જેવા શબ્દો; તે તે સાધનોના જુદા જુદા ભાગ, જેવા કે સાઇકલ-મોટર સાઇકલ વગેરેના : ગવર્નર હેન્ડલ સીટ-સેડલ ચેન ફ્રીવ્હીલ ક્રેન્ક બૉલ હબ બેરિંગ ટ્યૂબ ટાયર વાલ્વ બ્રેક વગેરે; મોટર અને બસના : ડ્રાઇવર ગિયર સ્ટિયરિંગ વાલ્વ સિલિન્ડર માઇલો-મીટર રેગ્ઝિન કન્ડક્ટર વેક્યૂમ બ્રેક હોર્ન પેટ્રોલ ડીઝલ મોબીલ વગેરે; રેલવે ટ્રેનના : મેલ ફાસ્ટ એક્સપ્રેસ પેસેન્જર લોકલટ્રેન ગૂડ્ઝ બૅલેન્સ સિગ્નલ ફિશપ્લેટ ફાયરમૅન કોલ(કોલસો) વગેરે; ઇલેક્ટ્રિસિટીના વાયર સ્વિચ પ્લગ ટર્બાઈન ગ્રીડ વગેરે

નીચેની યાદી આપણને આના કરતાં પણ વધુ વ્યાપક અને વ્યવહારમાં નિત્યના જાણીતા શબ્દ આપે છે; જેવા કે :

ઍક્ટ ઍલ્યુમિનિયમ ઍમ્બ્યુલન્સ ઍટમ બેબી બૉમ્બ બલૂન બામ બાંણુ બૅગ બેટરી બાઇસિકલ બિલ બૂટ બ્રશ બકલ બિસ્કીટ બંડલ બંગલો બટન(બુતાન) કૅમેરા કેન્સર સિમેન્ટ ચૉકલેટ કૉલેરા સિગાર-સિગારેટ સિનેમા કોટ કોલ કોલન-વૉટર કૉલર કલેક્ટર કમિશન કમિટી કમ્પની કમ્પાસ કૉન્ક્રીટ કૉન્ફરન્સ કૉંગ્રેસ કન્ટ્રોલ કુપન ક્રોસિંગ કપ કર્ફ્યુ ડિક્રી ડી.ડી.ટી. ડેપો ડાયરી ડૉક્ટર(દાક્તર) ડઝન એન્જિનિયર(ઇજનેર) ફૅક્ટરી ફિલ્મ ફ્રૂટ ફ્રેમ ફ્રોક(ફરાક) ફન્ડ ફ્યૂઝ ગેલેરી ગૅલન ગૅરેજ ગેસ જિન્જર ગ્લાસ ગ્રામોફોન ગ્રોસ ગૅરેન્ટી ગિની હૅટ હોમિયોપથી હૉસ્પિટલ(ઇસ્પિતાલ) હૉસ્ટેલ હોટલ હોલ ઇન્ચ ઇન્ફ્લ્યુએન્ઝા ઇન્જેક્શન જિપ(ગાડી) જૅકેટ-(જાકીટ) કેરોસીન લૅમ્પ લેમન લાઇસન્સ લાઈટ લાઈન લોકલબોર્ડ લૉજ

લૉરી લાઉડ-સ્પીકર મેલેરિયા માર્કેટ મેયર મેમ્બર માઇલ મિલિટરી મિનિટ મ્યુનિસિપાલિટી નિકલ નોટ નોટીસ નમ્બર નર્સ નાઇલોન ઑક્ટ્રોઈ ઓપરેશન ઑર્ડર પાર્સલ પાસ પેન પેન્સિલ પેનેસિલિન પેન્શન પર્મિટ ફિનાઈલ ફોનોગ્રાફ ફોટો પાઈપ પ્લેગ પ્લાસ્ટિક પ્લેટ-ફોર્મ ન્યુમોનિયા પોકેટ-(પાકીટ) પોલિસી પોલિશ(પાલિશ) પોપ્લિન પાઉડર પાવર પમ્પ પન્કચર ક્વિનાઈન ક્વેટા રેડિયો રાસ્બરી રેશન રિસિપ્ટ(રસીદ) રીલ રજિસ્ટર રિપોર્ટ રેસ્ટોરાં રિકશો(રિકસા) રાઈફલ રબર રૂલ રૂમ સેન્ટ સ્કાઉટ સીલ સેકન્ડ સેટ(સટ) શૉલ(શાલ) સોસાયટી સ્પિરિટ સ્ટેમ્પ સર્વે ટેબલ ટેક્સ ટેક્સી ટેલિફોન ટિકેટ(ટિકિટ) ટિન ટિન્કચર ટોમેટો(ટમેટાં) ટન ટાવર ટુવેલ(ટુવાલ) ટ્રામ ટ્રેઝરી ટ્રાઇસિકલ ટ્રન્ક ટેન્ક(ટાંકી) ટાઇફોઇડ વાર્નિશ વેસેલિન વેફર ઇયરીંગ(એરિંગ) નેકલેસ બેંગલ્સ(બંગડી) બો વગેરે

**રાજકારણીય વગેરે વ્યવહારોથી મળેલા શબ્દ :** આ એવા ચલણી રાજકારણ તેમજ લોકોના પરસ્પરના વિશિષ્ટ વ્યવહારમાંથી મળેલા બીજા ઘણા શબ્દોમાંના ઘરગથુ જેવા થઈ ગયા છે: જેવા કે ગવર્નર પોલીસ જજ મૅજિસ્ટ્રેટ (માજિસ્ટર) જેલ જેલર વગેરે; કોર્ટ કચેરીના: કોર્ટ બેલીફ સમન્સ કેસ જજ મેજિસ્ટ્રેટ જ્યુરી કલાર્ક પોલીસ સુપરિન્ટેન્ડન્ટ અપીલ એફિડેવિટ ડી.એસ.પી. ડી.આઈ.જી. સી.આઇ.ડી. એલ.આઈ.બી. ઑફિસ વોરન્ટ રેવન્યૂ ચીફ વગેરે

સ્કૂલ કૉલેજ વગેરેના; સ્કૂલ માસ્ટર મૉનિટર પ્રોફેસર યુનિવર્સિટી રજિસ્ટ્રાર ફૉર્મ સર્ટિફિકેટ એસ.એસ.સી. ચૉક પૉઇન્ટર લેસન બી.એ. એમ.એ. પીએચ.ડી. વગેરે ડિગ્રીઓ; બૅન્ક વ્યવહારના : બૅન્ક એજન્ટ એકાઉન્ટ ચેક પાસ-બુક કાઉન્ટર લેજર બેરર ક્રૉસ ક્રેડિટ સેવિંગ્ઝ બેલેન્સ

વિવિધ ઉદ્યોગોના : મિલ મશીન મશીનરી બોબિન બૉઈલર બોનસ સેક્રેટરી સેર ડિવિન્ડન્ટ ચિમની વગેરે

પોસ્ટખાતાના : પોસ્ટ પોસ્ટ-કાર્ડ પોસ્ટમેન મનીઑર્ડર વી.પી. પાર્સલ બુકપોસ્ટ રજિસ્ટર સેમ્પલ પોસ્ટલ-કેશ-સર્ટિફિકેટ એર-મેલ વગેરે

વિવિધ વ્યવહારના : એરોપ્લેન બલુન જેપ્લિન હેલિકોપ્ટર ડાકોટા જેટ વગેરે

**વિવિધ-શાસ્ત્રોના તેમજ વ્યવહારના મહત્ત્વના શબ્દો:** શાસ્ત્રોમાં તો ખાસ કરીને વિદ્યાની વિવિધ શાખાઓ અને વિજ્ઞાનશાસ્ત્રની વિવિધ શાખાઓના પારિભાષિક શબ્દો છે: ઑક્સિજન ઑઝોન હાઇડ્રોજન નાઇટ્રોજન કાર્બન એસેટિલિન એલ્યુમીન આલ્કો-હોલ એલેમ્બિક આલ્કલી એલોય એલમ એમોનિયા એમીબા આલ્ટિમીટર એનીમિયા એન્ટિમની એન્ટિસેપ્ટિક આર્ગોન આર્ટરી એસ્પિરિન બૅક્ટેરિયા બૅરોમીટર થર્મો-મીટર બૅરલ બાઇનોક્યુલર ક્લોરિન ક્લોરોફોર્મ વગેરે

અહીં નીચે આ એક એવી યાદી રજૂ કરવાનો પ્રયત્ન છે કે એ શબ્દોને બદલ્યા વિના તેના તે સ્વરૂપમાં ( કે ઉચ્ચારણની દૃષ્ટિએ ભારતીય જેવા થઈ ગયા હોય તો એવા સ્વરૂપમાં ) આપણે ઉપયોગમાં આ લઇયે છિયે. કેળવાયેલા લોકોમાં તો આ આજે ઘર કરી ગયા છે:

એકેડેમી( અકાદમી ) ઍસિડ એકવાયર ઍક્ટર એડમિરલ એડવોકેટ એફિડેવિટ એજન્સી એર-પૉર્ટ એર-ટાઇટ એલાર્મ આલ્બમ આલ્પાકા એંગ્લો એપ્રિલ આર્ક(આરકુ) એરિયા આર્ટિસ્ટ આસ્ફાલ્ટ એસોશિયેશન ઑડિટ ઑડિટર ઑડિશન ઑગસ્ટ બૅરેક(બરાક) બૅરિસ્ટર બાથ-રૂમ બેયોનેટ બાઇબલ બિશપ બૉબ્ડ-હેર બૉગી બૉન્ડ બુકસેલર બુટ બૉટલ(બાટલી) બૉક્સ(બાકસ) બાયકોટ બૉર્ડિંગ બ્રિજ બ્રિગેડિયર બ્રાઉન-પેપર બ્રશ(બરાશ) બ્યુગલ બજેટ બુલેટિન બટલર કેબિન કેબિનેટ કેબલ કેડેટ કાફે કેક કેલ્શિયમ કેલેન્ડર કૅમ્પ કૅનાલ કૅન્વાસ કૅપિટલ કૅપ્ટન(કપ્તાન) કાર કૅરેટ કાર્બન કાર્ડ કાર્ડબોર્ડ કાર્ગો કાર્ટુન કાર્ટ્રીઝ(કારતૂસ) કૅશ કૅશિયર કાસ્કેટ કેટલોગ કૅથોલિક સેલ્યુલોઇડ સેલ્યુલોઝ સેન્સસ સેન્ટિગ્રેડ સેન્ટર સેન્ટ્રલ ચેમ્બર ચાન્સેલર ચાર્જ શોફર ચેક ક્રિશ્ચિયન ક્રોમિયમ સર્કલ સર્કિટ-હાઉસ સર્ક્યુલર સર્કલ સિટી સિવિલ ક્લેમ્પ ક્લાસ-રૂમ કોકેન(કોકીન) કોકો કોફિન કોક(કોલસો) કર્નલ કૉલોની કૉલમ કૉમિક કમ્પ્લીટ કૉમ્પોઝ કૉમ્પોઝિંગ કૉમ્પાઉન્ડ કૉન્સલ-જનરલ કન્ટિન્જન્સી કૂકર કૂલી કૉર્ક કૉરોનર કૉર્પોરેશન કાઉન્સિલ ક્રેઇન ક્રીમ ક્રિકેટ ડેરી ડિબેન્ચર ડિસેમ્બર ડેસિમલ ડેક ડેલિગેટ ડિલિવરી ડેમોક્રસી ડિપાર્ટમેન્ટ ડિપોઝીટ ડેપ્યુટેશન ડિઝાઇન ડેસ્ક ડિસ્ટ્રોયર ડિટેક્ટીવ ડિશ ડિસ્ટેમ્પર ડિસ્ટ્રિક્ટ ડૉક્યુમેંટ ડૉલર ડોમ ડોઝ ડ્રાફ્ટ ડ્રેનેજ ડુપ્લિકેટ ડાઇનેમો ઇસ્ટર ઇલેક્ટ્રિસિટી એસ્બેટોઝ એનેમલ એસેન્સ યુરોપ યુરોપિયન એક્સાઇઝ એક્સ્પોર્ટ ફ્રેબ્રિક ફૅમિલી ફૅન્સી ફાર્સ(ફારસ) ફૅશન ફેબ્રુઆરી ફ્લૅટ ફ્રૉક્સ ફ્રેન્ચ ફ્રાન્સ ગેલી ગેલી-ટેપ ગૅપ ગાર્ડન ગેટ ગૉઝ(ગાજ-કાચ

ગેઝેટ જનરેટર જર્મની જિપ્સી ગર્ડર ગ્લોબ ગ્લિસરીન ગ્રેડ ગ્રેજ્યુએટ ગ્રામ ગ્રેટિસ ગ્રેચ્યુઇટી ગ્રીઝ ગિની જિપ્સમ હેમરેજ હોલ હાર્બર હોર્મોન હાઇપો હિસ્ટીરિયા ઇમ્પોર્ટ ઇન્સ્ટિટ્યૂટ ઇન્સ્યુલિન ઇન્ટર્વલ ઇન્વોઇસ આયોડીન ઇરિડિયમ ઇસ્યૂ જાન્યુઆરી(જાનેવરી) જોકર જ્યુબિલી જુલાઈ જંકશન જૂન જ્યુનિયર લેબલ લેડી લૉન્ડ્રી લેન લવન્ડર લીગ લીઝ લૅન્સ લીવલ લિન્ટલ લિટમસ લિવર લોન લોબી લોટ લોશન લો-લેવલ લન્ચ મેડમ(મઢમ) મેંગેનીઝ મૅજિક મૅગ્નેશિયમ મૅગ્નેટ મેજર મમી મેનો-વર(મનવાર) માર્ચ માર્જિન. માર્શલ મેચ મેટ્રન મે મૅયર મેકેનિક મેડમ મેડિકલ મીટિંગ મેન્થોલ મર્ચન્ટ મીટર મેથોડિસ્ટ માઇક માઇક્રોફોન મિશન મ્યુઝિયમ મસલિન નેટીવ નેબ્યુલા નેટ નોટેશન નોવેલ નવેમ્બર નન ઑબ્ઝર્વેટરી ઑક્ટોબર ઑન વન્સમોર ઑપેરા ઑર્ડિનન્સ આઉન્સ-(ઔંસ) ઑક્સાઇડ પેક પૅનલ પેન્ટ પેન્ટલુન(પાટલુન) પપ્પા પેપર પૅરેચ્યુટ પૅરેડ પૅરેફિન પૅરેગ્રાફ પાર્ક પેરોલ પીપરમિન્ટ પાર્ટી પેસેજ પેટન્ટ પથૉ-લૉજી પેટર્ન પેપ્સિન પર્ફ્યુમરી ફાર્મસી ફિલૉસૉફી પિયાનો પિકેટિંગ પિક્-ચર પાઇલોટ પિન પિસ્ટન પિચ પ્લાન પ્લેટ પ્લેટ-ફૉર્મ પ્લૅટિનમ પ્લ્યુરસી પ્લમ્બર પોમેડ પોપ પૉર્ટ પૉર્ટેબલ પૉર્ટફોલિયો પોર્ચ્યુગીઝ પોટેશિયમ પાઉન્ડ–પૌન્ડ પ્રૅક્ટિસ પ્રીમિયમ પ્રેસ પ્રિન્ટિંગ પ્રોજેક્ટ પ્રૂફ પ્રૉપર્ટી પ્રોટીન પ્રૉટેસ્ટન્ટ પ્રૉક્સી પબ્લિક–ટ્રસ્ટ પંપ પર્સ પસ પાયોરિયા ક્વૉરેન્ટાઇન, ક્વાર્ટર્સ ક્યૂ રૅકેટ રેડિયો રેડિયમ રેલી રૅન્ક રાસ્કલ રેટ રેશિયો રૅશન રેયૉન રિસેસ રેકર્ડ રિફન્ડ રિમાર્ક રિઝર્વબૅન્ક રેસિડન્સી રેસ્ટ-હાઉસ રિબન રિબેટ રોડ રોકેટ રોલર રન સેફ્ટીવૉલ્ટ સેલ-ટૅક્સ સલૂન સેન્ડલ સેન્ડવિચ સૅનિટરી સાટીન સૅટેલાઇટ સીન સ્કીમ સ્ક્રૂ સીઝન સેમિનાર સૅનેટ સીનિયર સપ્ટેમ્બર શાફ્ટિંગ શેડ શીડ શિલ્ડ શિલિંગ શૂટ શુટિંગ શૉપ શો સાઇરન સાઈટ સાઈટ-પ્લાન સાઇઝ સાઇઝિંગ(ખાતું) સ્કેચ સ્લિપ સોડા સોડિયમ સોફા-સેટ સોલેરિયમ સોલ્જર સોલ. સોલિસિટર સોલ્યુશન સ્ટૅડિયમ સ્ટાર સ્ટેટ સ્ટીમ સ્ટીલ સ્ટેન્સિલ–પેપર સ્ટૉક સ્ટૂલ સ્ટૉક સ્ટુડિયો સ્ટાઇલ સિન્ડિકેટ સ્લીપર ટૅબ્લેટ ટાફેટા ટીમ ટેલિવિઝન ટેલિસ્કોપ ટેમ્પરેચર ટેનિસ ટર્મિનસ થિયેટર ટિક ટિફિન ટાઈટ ટમ્બ્લર ટાઇમ ટિપટૉપ ટાઇટલ ટૉઇલેટ ટૉર્પિડો ટ્રિબ્યુનલ ટ્રૉલી ટ્રક ટ્રસ્ટ સ્ટ્રીટ ટબ ટ્યુશન ટનલ ટર્પે-ન્ટાઇન ટાઇપ-રાઇટર અપ-ટુ-ડેટ યુરેનિયમ વાન વરન્ડાહ વેટો વીટો વાઇસરૉય વિલા વાયોલિન વિસા વિઝિટ વિટામિન વેફર વિકેટ વાયર-મૅન એક્સ-રે યાર્ડ ઝોન વગેરે: હજી પણ યાદી વધારી શકાય.

**અર્વાચીન તદ્ભવો :**

છેલ્લાં સવાસો વર્ષના વિકાસમાં ઉચ્ચ કેળવણીનો ફેલાવો થતાં ગુજરાતી ભાષાએ જે નવો વળાંક લીધો તેમાં સાહિત્યના અનેક પ્રકાર ખેડાવા લાગ્યા. એને લઇ ભાષાએ ઉત્તરોત્તર પ્રૌઢિ સાધી. આ પ્રૌઢિ સાધવામાં ભાષાએ સંસ્કૃત શબ્દોની નવેસરથી ભારે પ્રમાણમાં ભરતી કરી, વળી પારિભાષિક શબ્દો સર્જાવવાનું કામ પણ કર્યું. આમ સંસ્કૃત તત્સમ શબ્દો આજે પ્રભુત્વ સાધી ગયા છે. ગુજરાતી ભાષાની પ્રાચીન લાક્ષણિકતામાં પણ ઉત્તરોત્તર સંસ્કૃત તત્સમ શબ્દો અપનાવાયે જતા હતા, તેથી પરિસ્થિતિ એવી થતી હતી કે એક બાજુ વૈદિકી સંસ્કૃત તેમજ સાહિત્યિક સંસ્કૃત ભાષાની પરંપરામાં પ્રાકૃત અને અપભ્રંશ દ્વારા ક્રમિક વિકાસે પ્રાચીન તદ્ભવો તો મળ્યા જ હતા, એમાં નવા તત્સમ શબ્દોનો પાછો ભરાવો થવા લાગ્યો. આ નવા તત્સમ સંસ્કૃત શબ્દોમાં પણ નવેસરના અલ્પસ્વલ્પ વિકાર થયા, મુખ્યત્વે ઉચ્ચારણની સરળતા લાવવા. આણે **અર્વાચીન તદ્ભવ** પ્રકાર આપણને લાવી આપ્યો. આ પહેલાં 'વ્યુત્પત્તિ' આપવામાં આવી છે તેમાં, થોડા જ અપવાદે, અપાયેલા પ્રાય: બધા પ્રાચીન તદ્ભવ છે; આ નીચે તારવવામાં આવેલા શબ્દો અર્વાચીન તદ્ભવ છે, બાજુમાં અસલ સં. શબ્દ આપ્યા છે; આમાંના 'દુરિજન' જેવા તો નરસિંહ મહેતાના સમય જેટલા જૂના છે.

અગર–અગુરુ અનૂપ કે અનોપમ–અનુપમ અપવાસ–ઉપવાસ અપાસરો–ઉપાશ્રય અપુસાન–આપોશન અબરક–અભ્રક અમરત–અમૃત અવાસ–આવાસ આધીન–અધીન કઠણ–કઠિન કરમ–કર્મ કારજ–કાર્ય કિરપા–કૃપા ગત–ગતિ ચક્કર–ચક્ર દાડેમ–દાડિમ દુરિજન–દુર્જન દેવદાર–દેવદારુ ધરમ–ધર્મ ધીરજ–ધૈર્ય પ્રગટ–પ્રકટ પ્રીત–પ્રીતિ ભાત–ભાતિ મધ–મધુ મુગટ–મુકુટ રખી–ઋષિ રત–ઋતુ રીત–રીતિ વકરો–વિક્રય વદ–વદિ વનો–વિનય વરસ–વર્ષ શુકન–શકુન શ્રાપ–શાપ સનાન–સ્નાન સમરણ–સ્મરણ સલોકો–શ્લોક સૂરજ–સૂર્ય સુદ–સુદિ હરખ–હર્ષ વગેરે

ઉપરના શબ્દ જોવાથી સ્પષ્ટ થશે કે માત્ર મામૂલી ફેરફાર જ થયો હોય છે. कर्म અને कार्यનાં પ્રાચીન તદ્ભવ રૂપ काम અને काज થાય છે; પ્રા. कम्मं < અપ. कम्मु > મધ્ય ગુ. कामु અને પ્રા. कज्जं > અપ. कज्जु > મધ્ય ગુ. काजु દ્વારા ઊતરી આવેલ છે, જ્યારે અર્વાચીન તદ્ભવ રૂપો 'વિપ્રકર્ષ'થી 'કરમ' અને 'કારજ'ના રૂપમાં છે.

ગેઝેટ જનરેટર જર્મની જિપ્સી ગર્ડર ગ્લોબ ગ્લિસરીન ગ્રેડ ગ્રેજ્યુએટ ગ્રામ ગ્રેટિસ ગ્રેચ્યુઇટી ગ્રીઝ ગિની જિપ્સમ હેમરેજ હોલ હાર્બર હોર્મોન હાઇપો હિસ્ટીરિયા ઇમ્પોર્ટ ઇન્સ્ટિટ્યૂટ ઇન્સ્યુલિન ઇન્ટર્વલ ઇન્વોઇસ આયોડીન ઇરિડિયમ ઇસ્યૂ જાન્યુઆરી(જાનેવરી) જોકર જ્યુબિલી જુલાઈ જંકશન જૂત જ્યુનિયર લેબલ લેડી લૉન્ડ્રી લેન લવન્ડર લીગ લીઝ લૅન્સ લીવલ લિન્ટલ લિટમસ લિવર લોન લોબી લૉટ લોશન લો-લેવલ લન્ચ મેડમ(મઢમ) મેંગેનીઝ મૅજિક મૅગ્નેશિયમ મૅગ્નેટ મેજર મમી મેનો-વર(મનવાર) માર્ચ માર્જિન માર્શલ મેચ મેટ્રન મે મેયર મેકેનિક મેડમ મેડિકલ મીટિંગ મેન્થોલ મર્ચન્ટ મીટર મેથોડિસ્ટ માઇક માઇક્રોફોન મિશન મ્યુઝિયમ મસલિન નેટીવ નેબ્યુલા નેટ નોટેશન નોવેલ નવેમ્બર નન ઑબ્ઝર્વેટરી ઑકટોબર ઑન વન્સમોર ઑપેરા ઑર્ડિનન્સ આઉન્સ-(ઔંસ) ઑકસાઇડ પૅક પેનલ પેન્ટ પેન્ટલુન(પાટલુન) પપ્પા પેપર પેરેચ્યુટ પૅરેડ પેરેફિન પૅરેગ્રાફ પાર્ક પેરોલ પીપરમિન્ટ પાર્ટી પેસેજ પેટન્ટ પેથો-લોજી પેટર્ન પેપ્સિન પર્ફ્યુમરી ફાર્મસી ફિલોસોફી પિયાનો પિકેટિંગ પિક્-ચર પાઇલોટ પિન પિસ્ટન પિચ પ્લાન પ્લેટ પ્લેટ-ફોર્મ પ્લૅટિનમ પ્લ્યુરસી પ્લમ્બર પોમેડ પોપ પૉર્ટ પૉર્ટેબલ પોર્ટફોલિયો પોર્ચ્યુગીઝ પોટેશિયમ પાઉન્ડ-પૌન્ડ પ્રેકટિસ પ્રીમિયમ પ્રેસ પ્રિન્ટિંગ પ્રોજેકટ પ્રૂફ પ્રોપર્ટી પ્રોટીન પ્રોટેસ્ટન્ટ પ્રોકસી પબ્લિક-ટ્રસ્ટ પંપ પર્સ પસ પાયોરિયા કવોરેન્ટાઇન; કવાર્ટર્સ કયૂ રૅકેટ રેડિયો રેડિયમ રેલી રેન્ક રાસ્કલ રેટ રેશિયો રેશન રેયોન રિસેસ રેકર્ડ રિફન્ડ રિમાર્ક રિઝર્વબૅન્ક રેસિડન્સી રેસ્ટ-હાઉસ રિબન રિબેટ રોડ રોકેટ રોલર રન સેફ્ટીવોલ્ટ સેલ-ટેકસ સલૂત સેન્ડલ સેન્ડવિચ સેનિટરી સાટીન સેટેલાઇટ સીન સ્કીમ સ્ક્રયૂ સીઝન સેમિનાર સેનેટ સીનિયર સપ્ટેમ્બર શાફ્ટિંગ શેડ શીડ શિલ્ડ શિલિંગ શૂટ શુટિંગ શૉપ શો સાઇરન સાઇટ સાઇટ-પ્લાન સાઇઝ સાઇઝિંગ(ખાતું) સ્કેચ સ્લિપ સોડા સોડિયમ સોફા-સેટ સોલેરિયમ સોલ્જર સોલ. સૉલિસિટર સોલ્યુશન સ્ટેડિયમ સ્ટાર સ્ટેટ સ્ટીમ સ્ટીલ સ્ટેન્સિલ-પેપર સ્ટોક સ્ટૂલ સ્ટોક સ્ટુડિયો સ્ટાઇલ સિન્ડિકેટ સ્લીપર ટેબલેટ ટાફેટા ટીમ ટેલિવિઝન ટેલિસ્કોપ ટેમ્પરેચર ટેનિસ ટર્મિનસ થિયેટર ટિક ટિફિન ટાઇટ ટમ્બલર ટાઇમ ટિપટોપ ટાઇટલ ટોઇલેટ ટોર્પિડો ટ્રિબ્યુનલ ટ્રોલી ટ્રક ટ્રસ્ટ સ્ટ્રીટ ટબ ટયુશન ટનલ ટર્પેન્-ટાઇન ટાઇપ-રાઇટર અપ-ટુ-ડેટ યુરેનિયમ વાન વરન્ડાહ વેટો વીટો વાઇસરોય વિલા વાયોલિન વિસા વિઝિટ વિટામિન વેફર વિકેટ વાયર-મૅન એક્સ-રે યાર્ડ ઝોન વગેરે: હજી પણ યાદી વધારી શકાય.

દેશી રજવાડાઓમાં દરબારી વહીવટમાં મોટે ભાગે અરબી-ફારસી શબ્દો વપરાતા હતા, અંગ્રેજી રાજ્યમાં અંગ્રેજી શબ્દો દાખલ થયા; સ્વરાજ્ય મળ્યા પછી ભાષાવાર પ્રાંતો થતાં ભાષામાં સરકારી વહીવટ શરૂ થવામાં છે. આને લઈ વહીવટી શબ્દો નવા પણ ઊભા કરવામાં આવે છે. મોટે ભાગે આ પૂરણી સંસ્કૃત ભાષાના શબ્દોમાંથી થાય છે, અને ઉચ્ચ અભ્યાસમાં માતૃભાષાનો માધ્યમ તરીકે સ્વીકાર થયો હોવાથી વિજ્ઞાન વગેરે સુધ્ધાં વિષયોને માટે પારિભાષિક શબ્દો નવા પણ બનાવવામાં આવે છે. આ પાછળ સંસ્કૃત ભાષાના પ્રાયઃ સમઝી શકાય તેવા શબ્દોની પણ મદદ લેવામાં આવે છે. આમ ગુજરાતીમાં જ નહિ, ભારતની સરકાર-માન્ય અન્ય ભાષાઓમાં પણ સંસ્કૃત-શબ્દોત્થ શબ્દોની ટકાવારી વધતી જાય છે. 'ભગવદ્ગોમંડલ'માં 'અ'થી 'ક્ર' સુધીમાં સંસ્કૃત શબ્દોની ટકાવારી ૪૯ ટકાની છે તેનું પ્રમાણ થોડા જ સમયમાં લગભગ ૬૦ ટકા સુધી પહોંચી જશે તો એમાં કાંઈ નવાઈ નહિ હોય.

## ૬. ગુજરાતી ભાષાની પ્રાદેશિક બોલીઓ :

**ભાષા અને બોલીઓ:** આપણે આરંભમાં જ જોયું છે કે લોકોના પરસ્પરના વ્યવહારમાં વાચિક વાહન તરીકે સ્વીકારવામાં આવેલી વાણી એનું સર્વસામાન્ય નામ **ભાષા** છે. આપણે અનેક પ્રકારનાં ભાષાકુળો વિશે પણ ખ્યાલ મેળવ્યો છે. આપણી **આદિમ આર્ય** કે પ્રાગ્-ભારત-યુરોપીય ભાષાભૂમિકામાંથી અનેક ફાંટાઓમાં બોલચાલની વાણીનો વિકાસ થયો. આમાંથી ભારત-પારસીક કે પારસીઓના ધર્મગ્રંથ ગાથા-**અવેસ્તાની ભાષા** અને ભારત-આર્ય કે **ઋગ્વેદની ભારતી ભાષા** એ નોંધાયેલા જૂનામાં જૂનાં રૂપ સાહિત્યિક દૃષ્ટિએ થયેલી રચનાઓના રૂપમાં વિકસી આવ્યાં. આ આપણી જૂનામાં જૂની ભાષા. સામાન્ય રીતે જે એક રૂપ સાહિત્યના વાહન માટે અને વ્યવહારના વાહન માટે લિખિત સ્વરૂપમાં સ્વીકારવામાં આવે તે **ભાષા**-સંજ્ઞાને પાત્ર બને છે. જે આ રીતે સાહિત્ય અને વ્યવહારનું સાધન નથી, પરંતુ નાનાંમોટાં વર્તુલોમાં માત્ર વાચિક વ્યવહાર માટે જ પ્રચારમાં હોય છે તે પારિભાષિક રીતે **ભાષા**-સંજ્ઞા ન પામતાં **બોલી**ની સંજ્ઞાથી વ્યવહૃત થાય છે. સિદ્ધાંત તો એ છે કે ભાષા તરીકે સ્વીકારવામાં આવેલું રૂપ પણ વસ્તુસ્થિતિએ તો એક બોલી જ હોય છે. પછી એકબીજીની સાથે કૌલિક સંબંધથી નજીક

આ જ પ્રકારે આપણે ત્યાં અરબી ફારસી પોર્ચ્યુગીઝ અંગ્રેજી વગેરે ભાષાના તત્સમ શબ્દોને પણ ગુજરાતીને અનુકૂળ બનાવી લેવામાં આવે તે બધા અર્વાચીન તદ્દ્ભવ છે. પોર્ચ્યુગીઝ શબ્દો તો પ્રાયઃ બધા અર્વા. તદ્દ્ભવના રૂપમાં છે, અરબી–ફારસી શબ્દોમાં પણ ફિક્ર–ફિકર ઉમ્ર–ઉંમર કીમત–કિંમત વગેરે એ રીતે થયા છે. અંગ્રેજી શબ્દોમાં પણ હૉસ્પિટલ–ઇસ્પિતાલ ફૉર્મ–ફારમ ઑર્ડર્લી–અડદલી જેવા અનેક શબ્દો આપણી રીતે કરી લીધા છે. આ પુર્વે છપાયેલી અંગ્રેજી શબ્દોની યાદીમાં કૌંસમાં આપેલાં રૂપ જોવાથી એ સ્પષ્ટ થશે.

આ રીતે આજની ગુજરાતી ભાષાને સંસ્કૃત પ્રાકૃત ઉપરાંત અન્યાન્ય ભાષાઓ તરફથી પણ મદદ મળી છે. આની ટકાવારી કાઢવાનો પણ પ્રયત્ન થયો છે. 'ભગવદ્દ્ગોમંડલ' કોશે અંદાજે અઢી લાખ શબ્દોથી કોશને સમૃદ્ધ કર્યો છે તેમાં તારવણી કરતાં—સ્વરવિભાગમાં

| ભાષા | સંખ્યા | ટકાવારી |
|---|---|---|
| સંસ્કૃત | ૨૯૩૫૪ | ૫૪ |
| અરબી | ૨૨૦૫ | ૪ |
| હિંદી | ૧૫૦૧ | ૨॥। |
| ફારસી | ૮૫૩ | ૧॥ |
| અંગ્રેજી | ૫૭૫ | ૧ |

આ ઉપરાંત પ્રાકૃત ૧૮૩, મરાઠી ૯૩, તુર્કી ૫૧, પોર્ચ્યુગીઝ ૭, ઉર્દૂ ૭, ગ્રીક ૪

વ્યંજનવિભાગમાં 'ક'થી 'ક્ષ' સુધીમાં

| | | |
|---|---|---|
| સંસ્કૃત | ૫૯૨૫૯ | ૪૮.૮ |
| અરબી | ૪૩૮૨ | ૩.૩ |
| હિંદી | ૬૯૫૨ | ૫.૨ |
| ફારસી | ૪૨૩૯ | ૩.૨ |
| અંગ્રેજી | ૧૮૮૫ | ૧.૫ |

ઉપરાંત પ્રાકૃત ૪૦૦, મરાઠી ૨૫૨, તુર્કી ૧૦૮, યૂનાની ૭૩, પોર્ચ્યુગીઝ ૨૧, બંગાળી ૧૮—આ પ્રમાણે અંદાજ આપ્યો છે.

દેશી રજવાડાઓમાં દરબારી વહીવટમાં મોટે ભાગે અરબી-ફારસી શબ્દો વપરાતા હતા, અંગ્રેજી રાજ્યમાં અંગ્રેજી શબ્દો દાખલ થયા; સ્વરાજ્ય મળ્યા પછી ભાષાવાર પ્રાંતો થતાં ભાષામાં સરકારી વહીવટ શરૂ થવામાં છે. આને લઈ વહીવટી શબ્દો નવા પણ ઊભા કરવામાં આવે છે. મોટે ભાગે આ પૂરણી સંસ્કૃત ભાષાના શબ્દોમાંથી થાય છે, અને ઉચ્ચ અભ્યાસમાં માતૃભાષાનો માધ્યમ તરીકે સ્વીકાર થયો હોવાથી વિજ્ઞાન વગેરે સુધ્ધાં વિષયોને માટે પારિભાષિક શબ્દો નવા પણ બનાવવામાં આવે છે. આ પાછળ સંસ્કૃત ભાષાના પ્રાયઃ સમઝી શકાય તેવા શબ્દોની પણ મદદ લેવામાં આવે છે. આમ ગુજરાતીમાં જ નહિ, ભારતની સરકાર-માન્ય અન્ય ભાષાઓમાં પણ સંસ્કૃત-શબ્દોત્થ શબ્દોની ટકાવારી વધતી જાય છે. 'ભગવદ્ગોમંડલ'માં 'અ'થી 'ફ' સુધીમાં સંસ્કૃત શબ્દોની ટકાવારી ૪૯ ટકાની છે તેનું પ્રમાણ થોડા જ સમયમાં લગભગ ૬૦ ટકા સુધી પહોંચી જશે તો એમાં કાંઈ નવાઈ નહિ હોય.

## ૬. ગુજરાતી ભાષાની પ્રાદેશિક બોલીઓ :

**ભાષા અને બોલીઓ:** આપણે આરંભમાં જ જોયું છે કે લોકોના પરસ્પરના વ્યવહારમાં વાચિક વાહન તરીકે સ્વીકારવામાં આવેલી વાણી એનું સર્વસામાન્ય નામ **ભાષા** છે. આપણે અનેક પ્રકારનાં ભાષાકુળો વિશે પણ ખ્યાલ મેળવ્યો છે. આપણી **આદિમ આર્ય** કે પ્રાગ્-ભારત-યુરોપીય ભાષાભૂમિકામાંથી અનેક ફાંટાઓમાં બોલચાલની વાણીનો વિકાસ થયો. આમાંથી ભારત-પારસીક કે પારસીઓના ધર્મગ્રંથ ગાથા-**અવેસ્તાની ભાષા** અને ભારત-આર્ય કે **ઋગ્વેદની ભારતી** ભાષા એ નોંધાયેલા જૂનામાં જૂનાં રૂપ સાહિત્યિક દૃષ્ટિએ થયેલી રચનાઓના રૂપમાં વિકસી આવ્યાં. આ આપણી જૂનામાં જૂની ભાષા. સામાન્ય રીતે જે એક રૂપ સાહિત્યના વાહન માટે અને વ્યવહારના વાહન માટે લિખિત સ્વરૂપમાં સ્વીકારવામાં આવે તે **ભાષા**-સંજ્ઞાને પાત્ર બને છે. જે આ રીતે સાહિત્ય અને વ્યવહારનું સાધન નથી, પરંતુ નાનાં મોટાં વર્તુલોમાં માત્ર વાચિક વ્યવહાર માટે જ પ્રચારમાં હોય છે તે પારિભાષિક રીતે ભાષા-સંજ્ઞા ન પામતાં **બોલીની** સંજ્ઞાથી વ્યવહૃત થાય છે. સિદ્ધાંત તો એ છે કે ભાષા તરીકે સ્વીકારવામાં આવેલું રૂપ પણ વસ્તુસ્થિતિએ તો એક બોલી જ હોય છે. પછી એકબીજીની સાથે કૌલિક સંબંધથી નજીક

નજીકના પ્રાંતભેદે-સ્થાનભેદે પ્રચારમાં રહેલી અનેક બોલીઓમાંથી શબ્દસમૂહની આયાત કરી એક બોલીને જ ભાષા તરીકે સ્થાન આપવામાં આવે છે. આ જ કારણ છે કે બોલીમાં એક પદાર્થ-એક ક્રિયા-એક ભાવ બતાવનારો એક જ શબ્દ હોય છે, એનો પર્યાય હોઈ શકતો નથી—ટકી શકતો નથી, જ્યારે ભાષામાં એકથી વધારે પર્યાય શબ્દો હોય છે. ઋગ્વેદની ભાષામાં આવી અનેક બોલીઓના અંશો એ રીતે પકડી શકાય છે. એમાંથી સિદ્ધ થયેલી સંસ્કૃત ભાષામાં પણ અનેક બોલીઓનું સંમિશ્રણ ઉપરના પ્રકારનું પ્રાપ્ત થાય છે. એ જ રીતે પાલિ અને અન્ય પ્રાકૃતોમાં પણ નિકટ નિકટના અનેક પ્રાંતિક ભેદોથી તે તે ભાષા સ્થાપિત કરીને સાહિત્યની રચનાઓ કરવામાં આવી છે. અપભ્રંશોમાં પણ સાહિત્યિક અપભ્રંશ ઉપરાંત પ્રાંતીય અપભ્રંશો પણ સામાન્ય રીતે ત્યાં ત્યાંની બોલીના રૂપમાંથી પ્રાંતીય નામ નીચે સાહિત્યનું વાહન બન્યા. એમાંથી ઉત્તરોત્તર નવ્ય ભારત-આર્યભાષાઓ સુધી આપણે આવ્યાં.

જ્યારે આપણે 'ગુર્જર અપભ્રંશ'ની વાત કરિયે છિયે ત્યારે પણ મારવાડ-મેવાડ-માળવા-નિમાડ-આનર્ત-લાટ-સૌરાષ્ટ્રના વિશાળ ભૂભાગની ભાષા તરીકે એને સમઝિયે છિયે. આના ઉત્તરકાલીન વિકાસમાં મારવાડી-મેવાડી, ઢૂંઢાડી (જૈપુરી), મેવાતી, હાડૌતી, માળવી, નિમાડી-ખાનદેશી, આનર્ત-લાટની અને સૌરાષ્ટ્રની, હકીકતે તો, બોલીઓનો વિકાસ થયો. આમાંથી સાહિત્યના વાહન તરીકે મધ્યકાલમાં મારવાડી, ઢૂંઢાડી, અને આનર્ત-લાટની ગુજરાતી, આ ત્રણેએ પોત-પોતાની દિશામાં વેગ સાધ્યો, આમાંથી ગુજરાતીને પ્રબળ રાજ્યાશ્રય મુસ્લિમ સલ્તનતના સમયથી મળ્યો અને અર્વાચીન ગુજરાતી સુધી આવતાં એક સ્થાપિત રીતનો એનો વિકાસ થયો. મધ્યકાલીન મારવાડી અને ઢૂંઢાડીમાં પણ સાહિત્યરચનાઓ ઠીક ઠીક થઈ, પરંતુ મોગલાઈની અસરે રાજસ્થાનમાં ફારસી રાજભાષા બનતાં એ ભાષાઓ દબાઈ ગઈ. નવા ગુજરાતના રાજકીય એકમને કારણે સ્થાનિક ખેડાયેલા મધ્યકાલીન સાહિત્યપ્રકારોથી કયાંયે આગળ વધી યુરોપીય સાહિત્યપ્રકારોની પડછે ઉત્તરોત્તર ખેડાયેલા સાહિત્ય-પ્રકારોએ એને સાહિત્યનું માન્ય વાહન બનાવવાની સુવિધા કરી આપી, અને આજે એ ભારતની સરકાર-માન્ય ચૌદ પ્રૌઢ ભાષાઓમાંની એકનું સ્થાન પામી શકી. એની પાસે છેલ્લાં ૮૦૦ વર્ષોના ખેડાણે ચોક્કસ ભાષાકીય માળખું તો વિકસેલું પડ્યું હતું જ એના અનુસંધાનમાં

આજે શિષ્ટ પ્રજાજનોના વ્યવહારમાં અને સાહિત્ય માટે જે એક વિશિષ્ટ રૂપ સ્વીકારવામાં આવ્યું તેને એના વિશાળ સાહિત્યસર્જનને કારણે આપણે **ભાષાનું** માન્ય નામ આપ્યું. એક ભારે સૂચક વસ્તુ એ છે કે આજના આ રૂપના ઉદ્ભાવક તો કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ (ક. દ. ડા.) હતા. ૧૮૫૦-૫૧ માં ગુજરાત વિદ્યાસભા( એ વખતની અમદાવાદની 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી')ના સહાયક મંત્રી હતા ત્યારે એમના તંત્રીપદે 'બુદ્ધિપ્રકાશ' માસિક શરૂ થયું. આમાં કવીશ્વરે ઝાલાવાડની એમની માતૃબોલીને અનુસરી એક સંગત રૂપ અમલી બનાવ્યું. એ પછી અમદાવાદમાં 'પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ' ખૂલી અને 'શાળાપત્ર' માસિક શરૂ થયું, જેમાં પણ 'બુદ્ધિપ્રકાશ'ની ભાષાનું અનુસરણ થયું. હોપની વાચનમાળા પણ એ રૂપમાં તૈયાર થઈ; ટેલર અને મહીપતરામનાં વ્યાકરણ પણ એના અનુસંધાનમાં પ્રગટ થયાં. આ જ કારણ છે કે નર્મદની સુરતી લઢણની ભાષા પ્રભુત્વ જમાવી શકી જ નહિ.

### પ્રાદેશિક બોલીઓ :

આમ સાહિત્યના વાહન તરીકે એક શિષ્ટ રૂપ સ્વીકારાયું, પરંતુ ગુજરાત-સૌરાષ્ટ્રના વિવિધ ભાગોમાં અને સરહદના પ્રદેશોમાં તેમજ જુદી જુદી જ્ઞાતિઓને પણ એક જ કુળની બહેનો જેવી પોતપોતાની બોલીઓ વિકસેલી હતી તે ચાલુ રહી હતી જ અને છે; આજે શિક્ષણ સારી રીતે વ્યાપક છતાં એ બોલીઓ નિર્મૂળ નથી થઈ. બોલીઓની દૃષ્ટિએ મુખ્ય આ વિભાગો છે :

૧. ઉત્તર ગુજરાત ( આનર્ત અને શ્વભ્રનો પ્રદેશ )

૨. મધ્ય ગુજરાત ( ચરોતરનો પ્રદેશ ).

૩. ( દક્ષિણ ગુજરાત ( ચરોતર નીચેનો લાટ-સુરત ભરૂચ જિલ્લાઓનો પ્રદેશ )

૪. સૌરાષ્ટ્ર

૫. કચ્છ

૬. ત્રણે બાજુની સરહદના પ્રદેશ

ઉચ્ચારણની દૃષ્ટિએ તદ્દન જુદા પડી આવતા આ પ્રધાન પ્રાંતીય ભેદોની વિવિષ્ટ લાક્ષણિકતાઓ તારવિયે તો આ પ્રમાણે નીકળી શકે :

૧. ઉત્તર ગુજરાત:

અ. સ્વરોચ્ચારણમાં અંત્ય એકારનું અતિ હ્રસ્વ ઉચ્ચારણ, મધ્યકાલીન ગુજરાતીના અંત્ય ઇકાર જેવું: આપશિ ખાશિ થશિ–થાશિ અવિછિ-ને લગભગ મળતું સંવૃત એકારવાળું.

આ. અનંત્ય દશામાં એકારનું વિવૃતપણું.

ઇ. એકારથી કાંઈક ખૂલતું પણ વિવૃત નહિ જ તેવું એકારનું ઉભય દશામાં મધ્યવર્તી ઉચ્ચારણ.

ઈ. દીર્ઘ ઈ–ઊ નાં પ્રાયઃ હ્રસ્વ ઉચ્ચારણ.

ઉ. અનુનાસિકતા (યાને સ્વ. નરસિંહરાવે કહેલું અનુસ્વારનું કોમલ ઉચ્ચારણ) અહીં **કોમલતર** દશામાં અંત્ય સ્વર ઉપર દેખાય છે.

ઊ. 'આ'ને સ્થાને વિવૃત 'ઓ' જેવું વ્યાપક ઉચ્ચારણ.

ઋ. ઇકાર જાળવતા શબ્દોને સ્થાને 'લેંબડો' 'પેપળો' 'નેશાળ' જેવું એકારવાળું ઉચ્ચારણ.

એ. વ્યંજનોમાં તાલવ્ય સ્વરમાં સકારને સ્થાને તાલવ્ય ઉચ્ચારણનો વધુ પડતો પ્રયોગ: બાકીના સકારને સ્થાને સૌરાષ્ટ્રના કંઠ્ય સકારથીયે આગળ વધીને છેક હ કરી નાખવાનું વલણ; અંત્ય થને સ્થાને ક્વચિત્ હ (જેમકે 'નથી'ને સ્થાને 'નહિ'), નહિ તો ખકારનો સામાન્ય રીતે સકાર.

ઐ. ળકારને સ્થાને રકારનો વ્યાપક પ્રયોગ.

ઓ. લઘુપ્રયત્ન યકારનો વ્યાપક પ્રયોગ.

ઔ. લઘુપ્રયત્ન હકારનો અથવા સ્વરની મહાપ્રાણિતતાનો ઘસાતો પ્રયોગ.

અં. ચ–છ ને સ્થાને સકાર અને જ–ઝને સ્થાને Z (જ઼) જેવું ઉચ્ચારણ.

અઃ કકારને સ્થાને ચકાર્ અને ગકારને સ્થાને જકાર પણ સંભળાય છે: 'ચ્યમ' 'જ્યોતો' વગેરે

તરત નજરે ચડે તેવાં આ ઉચ્ચારણ છે. એ ઉપરાંત શબ્દકોશની દૃષ્ટિએ કેટલોક ભેદ છે. સૌરાષ્ટ્રના પૂર્વ પ્રદેશ સાથે આ શબ્દો સામાન્ય છે, જ્યારે ચરોતર અને લાટથી તદ્દન જુદા પડે છે.

૨. મધ્ય ગુજરાત :

અ. **એ–ઓનાં** ચતુર્વિધ ઉચ્ચારણ : હ્રસ્વ, દીર્ઘ, અર્ધવિવૃત, અને સંપૂર્ણ વિવૃત ઉચ્ચારણો. અર્ધવિવૃત અને વિવૃત ઉચ્ચારણ જે જે વિશિષ્ટતાથી ઉચ્ચારાય છે તે ગોહિલવાડ અને ઝાલાવાડના થોડા અપવાદે અતિશુદ્ધ સ્વરૂપમાં માત્ર ચરોતરમાં જ મળે છે. (સ્વ. નરસિંહરાવે ગુજરાતી ભાષાના વિવૃત' **એ–ઓનાં** ઉચ્ચારણની જે મીમાંસા કરી છે તે ચરોતરની વિશેષ કરીને છે. એમના શ્રવણમાં હ્રસ્વ **એ–ઓ** નથી આવ્યા તે જરા આશ્ચર્ય ઉપજાવે છે. મને **દેખાડ બોલાવ** વગેરેમાં સ્પષ્ટ રીતે **એ–ઓ** અસ્વરિત હોઈ હ્રસ્વ જ લાગ્યા છે.

આ. અહીં પણ ઇ–ઉ નાં ઉચ્ચારણ સામાન્ય રીતે હ્રસ્વ છે.

ઈ. બધા જ પ્રદેશોથી અલગ તરી આવતું ઉચ્ચારણ અનુનાસિકનું છે. (સ્વ. નરસિંહરાવે અનુસ્વારનાં તીવ્ર અને કોમલ ઉચ્ચારણ કહ્યાં છે, તેમાંનું કોમલ તે આ વેદકાળથી ચાલ્યું આવતું અનુનાસિક ઉચ્ચારણ છે. એમણે પછી કોમલતર અને કોમલતમ ભેદ કહ્યા છે.) આ અનુનાસિક પદાંતદશામાં તદ્દન કોમલતમ બની ઘસાઈ જ ગયો છે : લખવુ, કરવુ, અહિ, નહિ, દહિ–એમાં અનુનાસિકતાનો ક્યાંય પત્તોયે લાગતો નથી.

ઉ. અનુનાસિક '**આં**'ને સ્થાને વ્યાપક રીતે વિવૃત '**ઑ**' જેવું જ ઉચ્ચારણ : 'ગૉમ' 'પૉણી'

ઊ. 'ઈ'કારને સ્થાને વિવૃતકલ્પ 'લેંબડો' 'પેપળો' 'નેશાળ' જેવું **એ**કારવાળું ઉચ્ચારણ.

ઋ. વ્યંજનોમાં તાલવ્ય સ્વર કે યના યોગમાં સકારને સ્થાને શકારનો જ પ્રધાન પ્રયોગ.

ઉ. ળકારને સ્થાને રકારનો વ્યાપક પ્રયોગ, એ ત્યાંસુધી કે 'મળવું'ને સ્થાને પણ 'મરવું' (સોરઠ અને હાલારમાં 'મળવું' વગેરે શબ્દોમાં તો માત્ર 'લ' જ વપરાય છે.)

ઊ. લઘુપ્રયત્ન હકારનો એટલે કે મહાપ્રાણિત સ્વરનો અતિ સ્પષ્ટ અને સૂચક પ્રયોગ.

એ. ચ–છ–જ–ઝનાં મરાઠી ઉચ્ચારણને મળતાં વિશિષ્ટ ઉચ્ચારણ (સ્વ. નરસિંહરાવે જે વિશે ખાસ સૂચન કર્યું છે). આ ઉચ્ચારણો ઉત્તર ગુજરાત અને સૌરાષ્ટ્રમાં જણાતાં નથી.

ચરોતરમાં આ ઉચ્ચારણો એટલાં સ્પષ્ટ છે કે સમગ્ર ગુજરાતી પ્રજામાં આ પ્રાંતની પ્રજા ઉચ્ચારણથી ઓળખાઈ જાય છે કે જેવી કોમી બોલી બોલનારી વહોરા પારસી કે ખારવાની કોમો જુદી તરી આવે છે. આ બોલીમાં આદિવાસી ભીલો–બારૈયાઓ વગેરેની અસર વરતાયા વિના રહેતી નથી. શબ્દકોશની દૃષ્ટિએ શિષ્ટ ગુજરાતીને એ વધુમાં વધુ નજીક છે કે જેવી સૌરાષ્ટ્રના ઝાલાવાડની.

### ૩. દક્ષિણ ગુજરાત:

અ. બધા જ સ્વરોનું મધ્યમ ઉચ્ચારણ. અંતના સ્વરોમાં કાંઈક વિશેષ દીર્ઘતા. એ–ઓનાં વિવૃત ઉચ્ચારણ અહીં સૂચક રીતે વ્યક્ત થતાં નથી, પણ એની સાથે સૌરાષ્ટ્રમાં–સોરઠમાં જેમ અત્યંત હ્રસ્વ ઉચ્ચારણ છે તેવાંયે નથી.

આ. અનુનાસિક ઉચ્ચારણના વિષયમાં સૌરાષ્ટ્રના દરિયાકાંઠા સાથે સામ્ય

ઇ તાલવ્ય **શ**કારનો સર્વથા અભાવ. દંત્ય **સ**કારને સ્થાને કંઠ્ય **સ઼**કાર (ઉત્તર ગુજરાતની પેઠે **હ** થતો નથી, પણ સૌરાષ્ટ્રની જેમ **સ઼**કાર-**હ**કારની મધ્યમાં રહેલું ઉચ્ચારણ છે.)

ઈ. **ળ**કારને સ્થાને **લ**કારની જ બહુલતા. (**ળ**કારનો **ર**કાર આ પ્રદેશને જાણીતો નથી લાગતો. મુંબઈગરા ઉચ્ચારણ **ળ**કારને સ્થાને **લ**કારની પ્રબળતા છે તે સુરતી ઉચ્ચારણને આભારી હોવાનું મને લાગે છે.)

ઉ. શબ્દારંભે **ન**કારને સ્થાને **લ**કારનો સમાદર : 'કરી નાખ્યું' કહેવાને સ્થાને 'કરિ લાઇખ્યું' (દરિયાકાંઠાની પ્રજાનું આ સ્વાભાવિક વલણ છે. સૌરાષ્ટ્રના ખારવા અને દરિયાકાંઠાના કોળી–ભોઈ વગેરેમાં આ ઉચ્ચારણનું પ્રાધાન્ય છે. એઓ કદી શબ્દારંભમાં નકારનો ઉચ્ચાર કરી શકતા નથી.)

ઊ. લઘુપ્રયત્ન **ય**કારનું પ્રાબલ્ય, ભૂતકૃદંતમાં તો જુદું તરી આવે તેવું ઇ ઉચ્ચારણ : આઇવો ચાઇલો વગેરે). આ સોરઠના ઘાંચીઓના અને

મેર પ્રજાના ઉચ્ચારણથી બરોબર ઊલટું છે; એઓ 'આવો ચાલો કર' વગેરે જ બોલે છે; એઓમાં લઘુપ્રયત્ન યકારનો તદ્દન અભાવ છે.

ઋ. લઘુપ્રયત્ન હકારનું સ્વલ્પમાત્ર ઉચ્ચારણ. દરિયાકાંઠે હકારનું ઉચ્ચારણ પણ અદૃશ્ય થઈ ગયું છે.

ઍ. વ્યાકરણની દૃષ્ટિએ જુદાં તરી આવતાં રૂપોમાં દ્વિતીય ભૂતકૃદંતનો બહોળો ઉપયોગ: કરેલું, ગયલું, થયલું, છપાયલું; વર્તમાન પ્રથમ પુરુષ એકવચનમાં સૌરાષ્ટ્રની મેર-અખોટી બોલી જેવો 'આં' પ્રત્યય: હું આવાં, જાણાં, કરાં; સંશયાર્થ ભૂતકાળમાં 'તે' પ્રત્યય: હું કરતે, ખાતે, પીતે, જતે (સોરઠમાં ભાદરકાંઠે આહીરોમાં એનાથી બરોબર ઊલટું ઉચ્ચારણ છે, જ્યાં 'એત' પ્રત્યય વ્યંજનાંત ધાતુઓને લાગે છે: કરેત, ચાલેત, રમેત). ઉત્તર-ગુજરાત ઝાલાવાડ અને ચરોતરમાં વર્તમાન બીજા પુરુષ એકવચનમાં 'ઉ' પ્રત્યય છે તે અહીં નથી; 'તું સુ કર ચ' એમ જ ઉચ્ચારણ થશે. એ જ રીતે સહાયકારક 'છે'નાં રૂપનો 'ચ' અવશેષ જ બધાં રૂપોમાં રહે છે. 'છૌ' 'છિયે' રૂપો મુખ્યઃક્રિયા-પદ તરીકે રહ્યાં છે. બહુવચનમાં નારીજાતિનાં નામો— વિશેષણોને પણ સર્વત્ર 'ઓ' પ્રત્યય લાગે છે.

સુરત પ્રદેશની લાક્ષણિક ભાષાના સંસ્કાર નીચે પારસીઓની કોમી બોલી ઘડાયેલી છે, તેથી પારસીઓની બોલી સુરતીનો જ એક પેટા-ભેદ થઈ રહે છે, પરંતુ પારસીઓ મોટે ભાગે મૂર્ધન્ય વર્ણોને સ્થાને દંત્ય વર્ણોની પ્રબળતા ધરાવે છે એ લક્ષમાં લેવા જેવું છે. પારસીઓના શબ્દભંડોળમાં જૂના ફારસી શબ્દોની પ્રચુરતા ઉપરાંત થોડી અંગત લાક્ષણિકતા પણ છે. ભરૂચ જિલ્લાની બોલીમાં સુરતી અને ચરોતરીનું બહુધા મિશ્રણ છે.

### ૪. સૌરાષ્ટ્ર:

સૌરાષ્ટ્રનો વિચાર કરતાં એમાં મુખ્ય બંધારણ એકસરખું જ છે; ઉચ્ચારણ પણ પ્રાયઃ સમાન છે; છતાં અમુક વિશિષ્ટતા માલૂમ પડી આવે છે. પ્રાંતોની દૃષ્ટિએ તો એવા છ જ ભેદ જોવામાં આવે છે. સૌરાષ્ટ્રને ઉત્તર દક્ષિણ કાપતી દોરીએ પૂર્વમાં ઝાલાવાડ અને ગોહિલવાડ, તો પશ્ચિમે હાલાર અને સોરઠ આવી રહે છે. હાલારની વાયવ્યમાં દ્વારકાનો ઓખામંડળ પ્રદેશ છે. મધ્યમાં મધ્ય સૌરાષ્ટ્ર કિંવા કાઠી-ઓનો પ્રદેશ છે. આ મધ્ય દોરી એક બીજો ખ્યાલ પણ આપે છે,

તે એ કે પૂર્વ બાજુ આનર્ત અને ચરોતર સાથે નજીકપણું આપે છે તો પશ્ચિમ બાજુ કચ્છની બોલીની અસર હાલારમાં વધુ અને સોરઠમાં કંઈક ઓછી માલૂમ પડે છે, અને ઓખામંડળમાં સોરઠની દરિયાકાંઠાની બોલીનો મેળ છે, જે સુરતી સાથે કેટલાંક ઉચ્ચારણોમાં મળે છે, જ્યારે ઝાલાવાડી ઉપર થર–પારકરની બોલીની અસર છે. બાબરિયાવાડ અને સરવૈયાવાડ (સોરઠની પૂર્વ સરહદ ઉપરના ભાગ)ને પોતાની થોડી લાક્ષણિકતા છે.

અ. ઉચ્ચારણની દૃષ્ટિએ ઝાલાવાડ વધુ શિષ્ટ જણાય છે. **એ–ઓ**નાં અર્ધવિવૃત અને વિવૃત ઉચ્ચારણ સ્વાભાવિક સ્વરૂપમાં ઝાલાવાડમાં છે, જ્યારે ગોહિલવાડમાં ક્વચિત્ અસ્વાભાવિકતાથી પણ થાય છે, 'ઘોડો' જેવામાં. હાલાર અને સોરઠમાં પૂર્ણ વિવૃત ઉચ્ચારણ તો છે જ નહિ; શબ્દને અંતે **એ–ઓ**નાં ઉચ્ચારણ અર્ધ થતાં થતાં હ્રસ્વતા તરફ ઢળી જાય છે. પ્રો. ટર્નરે 'ગુજરાતી'માં અંત્ય **એ–ઓ** હ્રસ્વ વિવૃત અને હ્રસ્વ સાદા સૂચવ્યા છે તે કદાચ આ કારણે પણ હોઈ શકે. ઉત્તર ગુજરાતમાં પણ ઉપર આ વલણ નોંધાયું છે. અનંત્ય અસ્વરિત **એ–ઓ**નું હ્રસ્વપણું હાલાર અને સોરઠમાં અત્યંત વ્યાપક છે અને 'જિમ તિમ કિમ' વગેરે 'જે–તે–કે' અંગમાં સર્વત્ર ઇકાર માલૂમ પડે છે.

આ. ઇ–ઉનાં ઉચ્ચારણ સમગ્ર સૌરાષ્ટ્રમાં, પછી એ સાનુનાસિક હોય કે નિરનુનાસિક, હ્રસ્વ જ જણાય છે, માત્ર 'ય' કે 'જ' અવ્યય પૂર્વે દીર્ઘ જેવાં ઉચ્ચારાય છે. (શિષ્ટ ઉચ્ચારણમાં પણ આની વ્યાપકતા જણાય છે.)

ઇ. અનુનાસિકતા એ સમગ્ર સૌરાષ્ટ્રનું પ્રધાન લક્ષણ છે. એમાંય સોરઠમાં, એમાંય ખાસ કરીને આહીરોમાં, એનું પ્રાબલ્ય છે. પાણિનિની શિક્ષામાં સૌરાષ્ટ્રની નારીના આ ઉચ્ચારણનો ઉલ્લેખ ખૂબ જૂનો છે. વેદની ઉચ્ચારણશુદ્ધિ સમઝાવતાં શિક્ષાકારે સૌરાષ્ટ્રિકા :નારી અનુનાસિકનું પ્રબળ ઉચ્ચારણ કરે છે તેવું ઉચ્ચારણ કરી 'રંગ' (અનુનાસિક) પ્રયોજવાનું વિધાન કર્યું છે. હિંદીમાં हँसना જેવું સૌરાષ્ટ્રના આહીરોમાં **હઁસ્યો** ઉચ્ચારણ; તો સમગ્ર સોરઠમાં **મઁડયો** ઉચ્ચારણ છે. ગુજરાતમાં હ્રસ્વ અકાર સાનુનાસિક સાંભળવામાં આવ્યો નથી).

ઈ. દંત્ય કે તાલવ્ય એવા ભેદ વિના જ **સ**કારનો સર્વત્ર કંઠ્ય **સ઼** ઉચ્ચારાય છે; ઉત્તર ગુજરાતની જેમ એનો હકાર થયો નથી.

ઉ. ચ-છને ઠેકાણે દંત્ય સતું અને જ-ઝને ઠેકાણે z (ઝેડ) (જ઼) જેવું એકસરખી રીતે ઉચ્ચારણ, શહેરોને બાદ કરતાં, થાય છે. માત્ર સહાયકારક છેનો અપવાદ છે, ને એ રીતે કે પ્રાયઃ સર્વત્ર એનું ઉચ્ચારણ સકાર જેવું યા તો ચ-છ વચ્ચેનું થાય છે, જે હાલારના પશ્ચિમ ભાગમાં-બર્ડામાં મેર લોકોની બોલીમાં મૂર્ધન્ય ષકાર જેવું થાય છે.

ઊ. ઝાલાવાડમાં ગને સ્થાને ક્વચિત્ જનો પ્રયોગ: 'ગ્યોતોને' સ્થાને 'જયોતો' મળે છે; અન્યત્ર નથી.

ઋ. ડ-ઢનાં અનાદિ દશામાં મૂર્ધન્યતર ઉચ્ચારણમાં અપવાદ એ સૌરાષ્ટ્રની પ્રધાન વિશિષ્ટતા કહી શકાય. સમગ્ર ગુજરાતમાં બે સ્વર વચ્ચે આવતા કે વચ્ચે અનુનાસિક ઉચ્ચારણનું વ્યવધાન છતાં ડ-ઢ મૂર્ધન્યતર છે. અહીં ઢ તો કદી મૂર્ધન્યતર નથી; પૂર્વસ્વરમાં સાનુનાસિકતા હોય તો ડ પણ કદી મૂર્ધન્યતર નથી. બે સ્વર વચ્ચે આવેલો ડ મૂળમાં બેવડા વ્યંજન ઉપરથી ન ઊતરી આવેલ હોય તો જ મૂર્ધન્યતર છે, નહિ તો નહિ. એ પ્રમાણે 'ઘોડો'માં ડકાર મૂર્ધન્યતર છે, પણ 'ગાડી' 'હાડ'માં નહિ.

એ. લઘુપ્રયત્ન યકાર સર્વત્ર વ્યાપક છે.

ઐ. લઘુપ્રયત્ન હકાર સર્વત્ર લુપ્ત છે. 'મ્હારું' કે 'મારું'ના ઉચ્ચારણમાં કોઈ જ ભેદ નથી કે જેવો વિવૃત ઉચ્ચારણવાળા 'મૅાર' કે સાદા 'મોર'માં.

ઓ. ળકારના વિષયમાં ખૂબ પ્રાંતીયતા છે. ઝાલાવાડ, ગોહિલવાડ, અને ગિરનારની પૂર્વબાજુનો ભાગ, કાઠીઓનો મુખ્ય પ્રદેશ, તેમાં ળકાર સ્પષ્ટ અને સૂચક રીતે બોલાય છે. હાલાર અને સોરઠમાં એનું તદ્દન અદર્શન છે (માત્ર નાગર કોમના અપવાદે); ત્યાં સર્વત્ર રકાર જ બોલાય છે; માત્ર અર્થભેદ આવશ્યક હોય ત્યાં જ લકાર સર્વત્ર બોલાય છે; જેમકે 'મળવું''ને સ્થાને 'મલવું'', નહિ કે 'મરવું'. (સોરઠના લોકોને ઉદ્દેશી નાગરો ખાસ મશ્કરી કરે છે: ''થારીમાં ગોર લાવી ચાટય, ગર્યો લાગેચ કે મોરો?'')

ઔ. વ્યાકરણની દૃષ્ટિએ વિચાર કરતાં વર્તમાન બીજા પુરુષના એકવચનમાં માત્ર 'અ' પ્રત્યય: 'તું સું કરચ' એ સૌરાષ્ટ્રમાં, માત્ર ઝાલાવાડના અપવાદે, સર્વત્ર વ્યાપક છે. દ્વિતીય ભૂતકૃદંતનું 'એલ' એ અવિકારી

પ્રત્યયવાળું રૂપ દરિયાકાંઠાના પ્રદેશમાં વપરાય છે, જ્યાં 'એ'નો લઘુ પ્રયત્ન 'ય' મળે છે. 'કરેલું' ને સ્થાને 'કરયલ', 'ઊઠેલું' ને સ્થાને 'ઊઠયલ' જેવાં રૂપો. પ્રથમ ભૂતકૃદંતનાં ટૂંકાં 'ગ્યો' 'ર્યો' 'કર્યો' વગેરે પણ. સંશયાર્થ ભૂતના 'અત' પ્રત્યય વિશે ઉપર સૂચન આવી જાય છે. ભવિષ્યકાળ પહેલા પુરુષ અને બીજા પુરુષ બહુવચનમાં 'કરયસ્યું' 'કરયસ્યો' એ રૂપો અનુક્રમે પ્રચારમાં છે, તેમ 'દેસ્યું' 'જાસ્યું' વગેરે. નામના બહુવચનના પ્રત્યય તરીકે સૌરાષ્ટ્રમાં **ઓ** પ્રત્યયને બરદાસ્ત કરી શકાતો નથી;- સર્વત્ર 'ઉ' લાગે છે. આ ઉમાં પણ પ્રાંતીયતા છે. સોરઠ અને હાલારમાં એ નિરનુનાસિક જ છે, જ્યારે કાઠી પ્રજાના ઉચ્ચારણમાં તેમ ગોહિલવાડમાં નારીજાતિએ સાનુનાસિકતા જણાય છે. સોરઠમાં 'બાઈઓ આવીં'ને સ્થાને 'બાઇયુ આવિયુ', જ્યારે કાઠી પ્રજામાં 'બાઇયું આવિયું' થશે. નારીજાતિ ન હોય તો ક્રિયાપદ તરીકે આવતા કૃદંતને એ પ્રત્યય ન થાય: 'છોકરાંઉ આવ્યાં.' ત્રીજી અને સાતમીના એકારમાં સાનુનાસિકતા સૌરાષ્ટ્રમાં સચવાઈ રહી છે, જેવી વર્ત. ૧ લા પુરુષ બહુવચનમાં સચવાઈ રહી છે. વિકારક નામોમાં આ **એ** પ્રત્યય અંતર્ગત થાય છે ત્યારે માત્ર એમાં સાનુનાસિકતા નથી: 'ઘોડાયેં લાત મારી', પણ 'ઘોડે લાત મારી'. બાકી સર્વત્ર 'કરિયેં છૈયેં,' પણ બર્ડામાં આ ૧ લા પુરુષના બહુવચનમાં સાનુનાસિકતા જરાયે નથી એ નોંધપાત્ર છે. 'છૌં' અહીં બોલાય છે, 'છું' નહિ. સુરત બાજુ પણ 'છૌં' છે. અવ્યયોમાં 'જ્યારે-ત્યારે-ક્યારે'ને સ્થાને 'જયેં-તયેં-કયેં'; 'અત્યારે'ને બદલે 'અટાણે' વગેરે વિભિન્નતાનું અહીં સૂચન જ માત્ર પૂરતું છે.

## ૫. કચ્છી :

'કચ્છી' એ સિંધી ભાષાની એક બોલી છે, પરંતુ એના ઉપર ગુજરાતી શબ્દભંડોળની સૂચક અસર છે. કચ્છમાં નાગરો સિવાયની પ્રજા મોટે ભાગે 'કચ્છી' બોલી બોલે છે. હાલારમાં એ પ્રજા આગળ વધતાં મુખ્યત્વે ભાટિયા, મેમણ, ખોજાઓ, મિયાણા, મુસલમાન સિંધી, માછીમારો વગેરેની ગુજરાતીમાં કચ્છીની અસર સ્પષ્ટ વરતાય છે. ઓખામંડળના વાઘેરો તો સ્પષ્ટ કચ્છી બોલે છે.

## ૬. સરહદની બોલીઓ :

(૧) દક્ષિણે મહારાષ્ટ્રના કોંકણ-થાણા જિલ્લાની સરહદથી લઈ ડાંગ જિલ્લો અને ડાંગ જિલ્લાની સરહદ તેમજ વાંસદા ધરમપુરના તાલુકા અને

એની સરહદ ઉપર જે ભીલ લોકો વસે છે તેઓની બોલીઓમાં મરાઠીનું, ખાસ કરીને શબ્દભંડોળની દૃષ્ટિએ, મિશ્રણ મળે છે. આ અસર સુરત જિલ્લાના ભીલોમાં પણ વરતાય છે. સુરતની ધોડિયા બોલી, નવસારીની ગામતડી, નવસારીની રાણી અને સુરત જિલ્લાની નાયકડી—આ ભીલી બોલીઓમાં આ જાતનું સંમિશ્રણ મળે છે. નીચેની પૂર્વ સરહદ પાર ખાનદેશની અહીરવટી નોંધપાત્ર છે.

(૨) આ પ્રદેશથી ઉપર ચડતાં રાજપીપળાની ભીલી, પંચમહાલની ચારણી, છોટા ઉદેપુરના બારેલની બોલી, જાંબુઘોડાની નાયકડી બોલી, પંચમહાલ–હાલોલ વિભાગની નાયકડી બોલી, લુણાવાડાની નાયકડી બોલી, છોટા ઉદેપુર–રેવાકાંઠાની રાઠવી બોલી, પંચમહાલ–ઝાલોદ વિભાગની ભીલી, છેક ઝાબુઆ રાજ્યની બોલી—આ ભીલી બોલીઓમાં બહારની અસર જે કાંઈ છે તે માળવીની છે, કારણ કે માળવા–ગુજરાતની સરહદના પહાડોમાં આ બોલીઓ આવેલી છે.

(૩) આનાથી ઉત્તરે ચડતાં સાબરકાંઠાની સરહદે ભીલી બોલીઓ છે. ડુંગરપુર–વાંસવાડાના પ્રદેશમાં પાલના ભીલોની બોલી ગુજરાતી ભાષાની જ પ્રાંતીયતા લેખે બોલાય છે, જ્યારે ધોળાગઢ નજીકના કટારા વિભાગમાં કટારી ભીલી ઉપર મેવાડી બોલીની અસર વરતાય છે. ડુંગરપુર–વાંસવાડાના આ વિશાળ 'વાગડ' પ્રદેશમાં વ્યાપક બોલી 'વાગડી' છે, જે નિરપવાદ નીચલા થરથી લઈ છેક ઉપલા થરના બ્રાહ્મણ–વાણિયા–રાજપૂતો વગેરે એક-સરખી રીતે પ્રયોજે છે. ગુજરાતી ભાષાનું જ સરહદનું ભીલીના સંસ્કારવાળું આ વધુ જૂનું રૂપ છે. વાગડના પાલી ભીલોએ 'ભીલી' સાચવી રાખી છે, પરંતુ નાનાંમોટાં ગામોમાં આવી વસેલા ભીલો 'વાગડી' જ બોલે છે. ઈડરના ભીલોની બોલી પાલના ભીલોની બોલીને મળતી છે.

(૪) બનાસકાંઠાની કચ્છ સુધીની હદમાં પણ ભીલો પથરાયેલા છે. આ ભીલોમાં મારવાડી છાંટ વરતાય છે, પરંતુ જૂના શિરોહી રાજ્યના સમગ્ર પ્રદેશની બોલી મારવાડીની છાંટવાળી ઉત્તર ગુજરાતી છે. એમાં 'ગિરાસિયા' જેવી સ્થાનિક-બોલીઓ પણ છે.

ભીલી ભાષા–બોલીઓનું સમગ્ર બંધારણીય માળખું ગુજરાતી ભાષાનું છે. બેશક, ગુજરાતીમાં નવા સ્થપાયેલાં રૂપોને બદલે, મધ્યકાલીન રૂપોના

સ્વતંત્ર વિકાસમાં પણ કેટલાંક રૂપો સચવાઈ રહેલાં મળે છે. 'વાગડી'માં એ જોવા મળે જ છે; એટલુંજ કે એ જૂની ગુજરાતીની લાક્ષણિકતા છે.

ગુજરાતી ભાષાનો કાયિક સંબંધ વિશાળ છે અને ઉત્તરે જેમ મારવાડી–મેવાડી સાથે લોહીનો સંબંધ રાખે છે તેમ પૂર્વમાં માળવી અને નિમાડી–ખાનદેશી સાથે પણ રાખે છે, ત્યારે ખાનદેશીમાં પછી મરાઠી શબ્દભંડોળ વધી રહે છે.

## જ્ઞાતિઓની બોલીઓ :

તળપદી બોલીઓમાં જે મુખ્ય ભેદ છે તે ઉપર, પ્રાંતીયતાની દૃષ્ટિએ, બતાવેલ છે. કોમોની દૃષ્ટિએ હિંદુ–મુસલમાન ખારવા અને હિંદુ કોળીઓ (દરિયાકાંઠે જ કામ કરતા) વિશિષ્ટતાએ ઉચ્ચારણો કરે છે. એ પછી સોરઠના ભોઈ લોકો જુદા તરી આવે છે. ત્રીજીના પ્રત્યય તરીકે 'વે' આ પ્રજાએ ક્યાંથી મેળવ્યો એ જાણવામાં નથી આવ્યું, પણ આ પ્રજાનાં ઉચ્ચારણ સુરતી ઉચ્ચારણોને ઘણે અંશે મળતાં આવે છે. સોરઠના મુસલમાન ઘાંચીઓને પણ એમનું સ્વતંત્ર ઉચ્ચારણ છે.

સૌરાષ્ટ્રમાં પોતાના વાચિક ભેદથી અલગ તરી આવતી પ્રજા તો મેર લોકની છે. હાલારનો પશ્ચિમ ભાગ અને સોરઠનો ઉત્તર ભાગ આ પ્રજાથી ભરેલો છે. બીજી પ્રજાની સાથે રહેવા છતાં એમનાં ઉચ્ચારણો સચવાઈ રહ્યાં છે. વ્યાકરણની દૃષ્ટિએ જોતાં વર્તમાન પહેલા પુરુષ એકવચનમાં **'આં'** પ્રત્યય અને સંબંધક ભૂતકૃદંતનો **'એ'** પ્રત્યય (જેમકે 'કરી'ને બદલે 'કરે') ખાસ અલગ તરી આવતી વિશિષ્ટતા છે. લઘુપ્રયત્ન યકાર, હકાર, અને જિહ્વામૂલીય ળકાર એઓમાં તદ્દન લુપ્ત છે. શબ્દકોશની દૃષ્ટિએ પણ કેટલુંક જુદાપણું છે. આ પ્રજા પોતાના સંસ્કાર ૪ થી–૫ મી સદીમાં અજમેર–મેરવાડાના પ્રદેશમાંથી લાવી તે હજુ સુધી જાળવી રહી છે. ભાષા તેમજ સંસ્કૃતિમાં સૌરાષ્ટ્રના નાગરો, ખાસ કરી સોરઠના નાગરો, પોતાનો વાણીભેદ સાચવી રહ્યા છે; પુરુષોમાંથી એ ઘસાય છે, સ્ત્રીઓમાં હજી સચવાઈ રહ્યો છે. શબ્દકોશની દૃષ્ટિએ પણ એમાં થોડો ભેદ મળે છે. 'અજો, ઇ કામ સારું હુંતું'માં એમની લાક્ષણિકતાની છાયા પકડાશે. વડનગરથી આવ્યા હોઇ 'હીંડવું' જેવા શબ્દ પણ સચવાઈ રહ્યા છે.

વહોરાઓ સૌરાષ્ટ્રમાં પણ છે, પણ એમનું મથક ઉત્તર ગુજરાતનું સિદ્ધપુર છે. એમણે પોતાનાં ઉચ્ચારણો અણીશુદ્ધ સાચવી રાખ્યાં છે; એ લોકો કદી ઉર્દૂનો સમાદર કરતા નથી. અહીં ઉમેરવા જેવી મુસલમાની, કાકારી, હિંદુઓમાં કંઈક અંશે પાટીદારી, ઘિસાડી વગેરે પણ છે. નીચે સુરત બાજુ પારસી, અનાવળા બ્રાહ્મણો અને ભોઈ પ્રજામાં પોતાનાં વિશિષ્ટ ઉચ્ચારણો, શબ્દકોશ અને વ્યાકરણની દૃષ્ટિએ રૂપભેદ છે, પણ સૂચક અને મહત્ત્વના ભેદો સરહદી પ્રજાના છે. ઉત્તર ગુજરાતની સરહદી પ્રજામાં મારવાડી–ગુજરાતીનું મિશ્રણ, ઈશાન ખૂણામાં ઈડરના ઉપરના પ્રદેશોમાં પણ એનું મિશ્રણ, પંચમહાલમાં ભીલી બોલીની છાંટ તો નીચે ખાનદેશ અને થાણાની સરહદમાં મરાઠી બોલીની છાંટ જણાય છે. રખડતી જાતોમાં છારા વાઘરી ચામઠા વગેરેની પણ પોતપોતાની વિશિષ્ટતાઓ છે.

મુસલમાનોમાં તો મોટે ભાગે તે તે પ્રાંતની બોલીઓનો જ વપરાશ છે; છતાં સૈયદો કાજીઓ અરબો તુર્કો વગેરે ઉર્દૂ ભાષાનો પોતાના અંગત વ્યવહારમાં ઉપયોગ કરે છે; એ લોકો ગુજરાતી બોલે છે ત્યારે એ છાંટ વરતાયા વિના રહેતી નથી.

સૌરાષ્ટ્રમાં જેવો શહેરો અને ગામડાંની બોલીમાં કેટલોક વાચિક ભેદ મળે છે તેવો ઉત્તર ગુજરાત, અમદાવાદ, ખેડા, વડોદરા, ભરૂચ, પંચમહાલ વગેરે પ્રદેશોમાં પણ ભેદ છે. ગુજરાતી પ્રજા સાથે ભળી ગયેલા ભીલો દૂબળા રાણીપરજ વગેરેને પોતપોતાની વિશિષ્ટતા છે જ. આ બધા ભેદો પુષ્કળ ઉચ્ચારણ–વૈવિધ્ય, એકબીજા પ્રાંતોને અને કોમોને અજાણ્યા શબ્દસમૂહો વગેરેને જાળવી રાખે છે, છતાં એ બધા જ દેશની પ્રધાન ભાષા ગુજરાતીના જ અંગમાં સમાવિષ્ટ થઈ રહે છે. બંધારણ બધાનું એક છે, ઉચ્ચારણવૈવિધ્યે પ્રધાન ભેદ રહે છે. ઉચ્ચારણશાસ્ત્રના સનાતન સિદ્ધાંતો પ્રમાણે ભાષામાં થતા જુદા જુદા વિકારોનો ઇતિહાસ એમાંથી મેળવી શકાય એમ છે, એટલું જ નહિ, તે તે પ્રજાની સંસ્કૃતિની પણ એમાંથી પિછાણ કરી શકાય એમ છે.

અહીં હવે થોડા નમૂના જોઈયે.

# ગુજરાતની બોલીઓના નમૂના

## ૧. ઉત્તર ગુજરાતની પટણી બોલી

[ દેવકરણ પટયોલ ને માટયમ બારોટ ]

માટયમ—(ધાંટો પાડીને) એ દેવકણદા, આવો તો ખરા.

દેવકરણ—(પાછું જોઈને) ઓહોહોહોઃ બારોટ, તમે આંહિં ચ્યાથી?

મા૦—આંહિં આયે બે દાડા થ્યા. જાણો સો તો ક શમો ફ્રરિ જ્યો સેં, નકર ભાટ ભરામણને દેસાવર તે સિંદ જવું પડે? તમ સરખા બાપા પાસે આઇને શકન નાસતો ક નાઃલ થૈ જતા. હઁવ તો મજુરી કરિ કરિને તુંમલિઅ તુટિ જાય સેં. ઇંતું સત્યાનાસ જાય મેંમઇમાં માતા કાલ્યકાનું ખપ્પર સાલે સેં. ઇંતું સારું થજ્યો ક મારગમાં પોઃરના જેવું દખ નસિ.

## ૨. અમદાવાદી ગામડિયા બોલી

એક માણસને બે દિચરા હતા. ને એમોંના નેનાએ બાપને કિધું કે બાપા, માલમતાનો માઃરો ભાગ મઃને આલો. ને બાપે માલમતાની વેંઃચણિ કરિ. ને થોડા દિ કડ્યે નેનો છૈયો સવરું ભેરું કરિ પરદેસ જ્યો ને ત્યાંઃ મોજમજામોં પૈશા ખરસિ નોંસ્યો. ને એ પછિ દેસમોં મોઃટો કાર પડ્યો ને એણે તોણ્ય પડવા લાગિ.

## ૩. મધ્યગુજરાતની ચરોતરી બોલી

એક વાણિયો’તો, એઃના સાર સોકરા’તા, ને એઃનો બાપ મોંદે પડથો. એણે વસ્યાર કરથો કે હું મરેશ તારે સોકરા વઢિ મરશે. તેથી તે પસે જિવતા જિવે મોઃટા તૈણને બસેં બસેં રુપિયા આલ્યા, સૌથિ નેનાને પાંચ્છેં રુપિયા આલ્યા. ભગવોંનને કરવુ કે એઃમનો બાપ સાજો થયો.

## ૪. દક્ષિણ ગુજરાતની પૂર્વ ભરૂચની બોલી

રેવાશિ અમિ હરભાણના. અમિ હરભાણા રખોતકના તિ આસર ૧૫–૨૦ વરસ રખો કયો. તે ઇ રખા રુપિયા અમાઃન પાંચ વરસ લગિ નિ આપ્યાન. તાંઃ અમેઃ રુપિયા માગ્યાન. તાંઃ નોકઁઃ કહ્યો કે આવત વરસ અમિ રુપિયા આપુસું. તાંઃ અમઁ પાસો રાખ્યો. પણ આવત વરસ પણ રુપિયા નિ આપ્યાન.

## ૫. સુરતી બોલી

એક જણને બે પોયરા ઉતા. ટેમાંના નાલ્લાએ બાપને કયું કે બાપા, જે મિલકત મારે ભાગે ટે મને આપિ લાખો. બાપે મિલકટના બે ભાગ પાઇડા. ઠોડા ડાડામાં નાલ્લો પોયરો સગલું એકઠું કરિને દુર મુલખ ચાઇલો ને ટાં પોટાનિ દોલટના વટાણા વવડાઇવા. જારે ટેણે સગલું ઉડાવિ ડિદું ટે વખટે ટે મુલખમાં મોટો ડુકાલ પઇડો ને ટેને ટંગી પડવા લાગિ.

## ૬. પારસી બોલી

એક સખસને બે છોકરા ઉતા. તેમાના નાઃલ્લા છોકરાએ પોતાના બાવાને કેયું, બાવા, તમારિ દોલતમાંથિ જે હિસ્સો મારો થાય તે મુને આપો, તેથિ તેને પોતાનિ દોલત તેવનમા વેચિ આપિ. ઘના દાહાડા થયા નઇ એટલામાં નાઃલ્લા છોકરાએ પોતાનિ પુંજિ એકથિ કરિને દુર દેસાવર ગિયો ને તાં ખરાબ હાલતનિ અંદર બદ્ધિ ગુમાવિ દિધિ.

## ૭. સૌરાષ્ટ્રની ઝાલાવાડી

એક જણાને બે સોકરા હતા. ઇમાંથા નાનાયે ઇના બાપને કિધું, બાપા, આપણા મઝિયારામાંથો મને મારો ભાગ આપો. અટલે બાપાયેં બધિ ઘરવખરિ વેંચિ દિધિ. થોડા દિ ચ્યેડે નાનાયેં તો પોતાના ભાગનું બધું વેચિ સાટિ ઇના જે પૈસા આવ્યા ઇ લૈને પરદેસમાં જિયો ને ઇયાં કણે પોતાનું બધું મન પડે ઇમ ઉડાડવા માંડ્યું.

## ૮. સૌરાષ્ટ્ર-હાલારની નાગરી બોલી

એક હતાં ડોસિમાં. ઇ રોજ કથાવારતા સાંભળે ને દેવદર્શને જાય. રોજ પાદરમાં આવેલ માદેવને મંદિરેં જાય. ઉંવાં જૈ દર્શન કરે, ચોખા કે જારની વાટયકી લૈ આવ્યાં હોય ઇ ઉંબરે ઠલવે ને સોપારી નેં પૈસો મુકે નેં પાછાં ઘેરય આવે; ઘેરય આવિનેં માળા ફેરવે.

ઘરમાં નાનાંમોટાં છોકરાંની બોજ્ય હતી. છોકરાંઉનેં થ્યું કે અમેંય ડાડિમાને હારયેં દર્શનેં જૈયેં તો કેવી મજા! 'ડાડિમા, ડાડિમા' એક દિ છોકરાંઉયેં કિધું, તમેં દર્શનેં જાવ તયેં અમનેં ભેગાં તેડિ જાજ્યો હો! ઉંવાં સું થાય છે. ઇ અમારે જોવું છે. કાલ્ય તો તમારિ મોરય

અમિ બધાં હડિ કાઢતાંકને પોગિ જાસ્યુ'.' ડોસિમાં કયે: 'બે દિ પછિ શવરાંત્ય છે તયે તમિ આવજયો.'

## ૯. સોરઠી બોલી

એક હતાં ડોસિમાં. ઇ નત્ય કથાવારતા સાંભરે નેં દેવદરસનેં જાય, નત્ય પાદરયમાં આવ્યલ માદેવને મંઘરય જાય. જ્યાં જૈ દરસન કરે, ચોખા નેં ફુલ ઉંબરે ઠલવે નેં સોપારિ નેં દોકડો મુકે, નેં પાછાં ઘેરય આવે. ઘેરય આવિનેં મારા ફેરવે.

ઘરમાં નાનાં છોકરાંઉંનિ બોરચપ હતિ. છોકરાંઉંનેં થ્યું કે અમેંય ડાડિમાંનિ હારયેં દરસનેં જાયેં તો કિવિ મજા! 'ડાડિમાં,' એક દિ છોકરાંઉયેં કયું: ' તમેં દરસનેં જાવ તયેં અમનેં હારયે તેડિ જાજ્યો, હો કે? ન્યાં સું થાયૂ છ ઇ અમારે જોવું છ. કાલ્ય તો તમારિ મોરય મોરય અમેં સૌ હડિયુ કાઢતાંકનેં પુગિ જાસ્યું! ડોસિમાં કયેં: 'બે દિ પછેં સવરાંત્ય છે તયેં તમેં આવજયો. તે દિ મા પુજા છે.'

## ૧૦. સોરઠી ગ્રામીણ બોલી

એક હતાં ડોસિમાં. ઇ નત્યાન કથાવારતા સાંભરે નેં દેવદરભનેં જાય. નત્યાન પાદરયમાંના માદેવને મંઘરય જાય. ન્યાં જૈ દરસન કરે. સોખા નેં ફુલ ઉંબરે ઠલવે ને સોપારિનો રેઠો ને દોકડો મેલે, પાસાં ઘેરય આવે. ઘેરય આવિનેં મારા ફેરવે.

ઘરમાં નાનાંમોટાં સોકરાંઉંનિ બોરચપ હતિ. સોકરાંઉંનેં થ્યું કે અમેંય ડાડિમાંનિ હારયેં જાયેં તો કિવિ મજા! 'ડાડિમાં, ડાડિમાં', એક દિ સોકરાંઉયેં કયું. 'તમેં દરસન જાવ તયેં અમનેં ભેરાં તેડિ જાજ્યો. હોકે! ન્યાં સું થાયૂસ ઇ અમારે જોવુંસ. કાલ્ય તો તમારિ મોરય મોરય અમિં સૌ હડિયુ કાઢતાંક પુગિ જાસ્યું.' ડોસિમાં કયેં: 'બે દિ પસેં સવરાંત્ય સે તયેં તમિં આવજ્યો. તે દિ માપુજા સેં.'

## ૧૧. મેરની બોલી

એક હુંતાં ડોસિમાં. ઇ વરે નિતનિમ નેં વરત કરે. નિત પાદરના માદેવને ડેરે જાય. માલિકોર ગરે નેં પુંજા કરે. પાણિનો કરસિયો ષડાવે, ફુલ ષડાવે નેં પાષાં ઘેર મરડે. ઘેર 'આવેને' મારા ફેરવવા બેસે જાય.

ધરમાં નાનાં નાનાં પોકચૂડાંઉં જાજાં હુંતાં. પોકચૂડાંઉંને થાય કે અમીંયં ડાડિમાનિ હારે હારે ડેરે જાયે તો કિવિ મજા પડે! ' ડાડિમાં, ડાડિમાં ', એક દિ પોકચૂડાંઉં બોલે ઉઠાં, ' તું વરે ડેરે જા તયેં અમણેય બેરાં લેત્તિ જા તો! ન્યાં વરે જોયે તો ખરાં કે કાંઉ પે. કાલ તો તારિ મોર મોર જ અમિં બથ્થાં તગતગતાં આવસું.' ડોસિમાં કે: ' બે દિ પછે સુવરાંત આવે પ. તેદુ મોટિ પુંજા થાસે તયેં તમણે જુણું જોવાનું મલસે.'

## ૧૨. સોરઠી ખારવાની બોલી

એક માનસને બે ડિકરા હુટા. નેં ઇમાંના નાનાયેં બાપનેં કિદું, 'બાપા, સંપટનો ભાગ હુંનેં આપ. નેં ઇયેં પુંજિ વેંચિ દિદિ. ઠોરા ડારા કેરે ઇ નાનો ડિકરો બધિંબધ બધું ભેરું કરટોકનેં દુર દુર ડેસાવર ચાલિયો ગિયો. ઇયેં વાં રંગભોગેં પોટાનિ સંપટ ઉડારિ લાખિ. નેં ઇયેં બધિંબધ બધુંય ખડચિ લાખિયું.

## ૧૩. સિદ્ધપુરિયા વહોરાઓની બોલી

સકીના—કાકાજી, દસ રુપિયાના છુટા હસે?

બાપ—ડિકરી, ટને કોએ મોકલિ છ?

સકીના—મારી માયે.

બાપ—જો, સામે લંગરા મુલ્લાંની દુકાને પૂછ. મારિ કને નઠિ, નૈ તો મેં આપટ.

સકીના—(જઈને) દસનિ નોટનું પરચુટન હસે?

મુલ્લાં—આ નોટ કાંસિ લાવિ? ટારા બાવાજીનું નામ સું?

સકીના—અબ્દુલહુસેન મિઠાઇવાલા. (કંકોડી સડેલી જોઇ) કાકા, આવિ કંકોરિ કાંસિ લાવા? ટદ્દન સરિ ગૈ લાગે છ.

મુલ્લાં—ડિકરી, એ કંકોરિમાં ટો કિરા પરા છ.

સકિના—આજ બઢા અપનાવાલા ભેગા કેમ ઠિયા છ.?

મુલ્લાં—આજ અપનાવાલા અલિહુસેન બાલડિવાલાની ...

## ૧૪. સામાન્ય ભીલી

અમાં ભિલ કેવાં ને ડુંગરામાંય રહાં. અસલ અ-
આવેલા સે, તિવા ડુંગરા અમારા કેવા ને અમારે વિવા

વોરને ગેરહા માબાપ ભાઇ ને કાકા ભેગા થૈને જોવા નિકલે. જણે ગામ લાડિ ગમે તણે ગેર જાઇને પુસે, 'તમારે સુરિને મારા સોરા હાર સગાઇ કરવી સે.' ને લાડિને માબાપ ગમે તો 'હાં, સગાઇ કરવી સે.' એમ કે: પસે કલાલને ગેર-સો હરો એક રુપિયાનો મગાવિ સગળાં પાઇને વોર ને માબાપ પાસાં અણાને ગેર આવે ને વિવા કરે.

## ૧૫. ડુંગરપુર-વાંસવાડાની 'વાગડી'

અમેં ભિલ કેવં સં. ને ડુંગરમેં રસં. અસલ અમારા બાપદાદા આવેલ સેં તાર થકિ ડોંગરા અમારા કેવંયં ને અમારો વિવા થાય કે વોરને ઘેરેયં માબાપ ભાઈ ને કાકા ભેગ થૈને લાડિ જોવા નૈરેં. જેએ ગામ લાડિ ગમે એણે ઘેરે જાઇને પુસેં કે તમારિ સોરિનિ મારા સોરા સાતે સગાઇ કરવિ સે?' એમ કેં. પસે કલાલને ઘેર-ઓ દારુ એક રુપિયાનો મંગાવિ સંગળંને પાઇને વોર નં માબાપ પાસં એણંને ઘેરે આવેં ને વિવા કરેં.

૨૪૮૪૭

---

